# બે બોલ

અંગ્રેજી શીખવા માટેનું આ પુસ્તક બહાર પાડવાનું પ્રથમ સાહસ જ્યારે પ્રકાશક ભાઈશ્રી જયંતીલાલ મહેતા તરફથી કરવામાં આવ્યુ, ત્યારે મને સ્વપ્નેય આશા નહોતી કે ઘણી જ ટુંક મુદતમા આમ એની ઉપરાઉપરી આવૃત્તિઓ થશે. આ પ્રકારના નાના-મોટા ઢગલાબંધ 'ઇંગ્લીશ ટીચર'નાં પુસ્તકો બહાર પડી ચૂકયા હોવા છતાં આ **ઈઝી ટીચરને** જનતાએ આટલા અણધાર્યા ઉત્તેજનથી અપનાવ્યો છે એ જ એની સચોટ ને સંગીન લોકપ્રિયતાનું જીવતું ને જાગતું સર્ટિફીકેટ છે।

અલબત્ત, હું મગરૂરી સાથે એટલું જણાવવા માગું છુ, કે 'ટીચર' લખવાની આવી ને આટલી સરળ પદ્ધતિ ગુજરાતી ભાષામાં આ નવી, પહેલી ને સ્વયંશોધિત છે. આરંભથી અંત સુધી આ **અગિયારમી આવૃત્તિના** તમામ પાઠો, વાકયો વગેરે યોજવામા નવીન ઢબ અખત્યાર કરવામાં આવી છે.

અંગ્રેજીમાં ઈડીયમોનો ઉપયોગ, વાકયોમાં થતી મહત્વની ભૂલો, વિરોધાર્થી શબ્દો, વ્યાકરણ, એક જ શબ્દના જુદા જુદા અર્થ અને વપરાશની સમજ, તાર, ટપાલ, વી. પી., મનીઓર્ડર, રજીસ્ટર, વગેરે વિષયોની માહિતી ઉપરાંત હરેક ધંધાર્થીઓને ઉપયોગી એવો શબ્દકોષ જે અત્યાર સુધીના કોઈ "**ટીચર**"માં અપાયાં નથી, તે આમાં પહેલી જ વાર આપવામાં આવ્યાં છે.

વર્તમાન વિકટ-પરિસ્થિતિને અંગે કાગળની કરકસર ને અછતના સંજોગોમાં અગાઉની આવૃત્તિના લખાણમાં થોડે અંશે કાપ મૂકવાની અનિવાર્ય જરૂરીઆત પડી હોવા છતાં અમને આશા છે કે આ નવીન આવૃત્તિ આપમેળે અંગ્રેજી શીખવા ઇચ્છનારને વધુ સુગમ અને સરળ થઇ પડશે, અને વિશેષ ગમશે।

વાડીફળીઆ, પગથીઆ શેરી
સુરત, તા. ૧-૬-૫૦

વિનિત :
**ગમનલાલ હીરાલાલ બદામી**
"પુષ્પ"

# INDEX ( ઇન્ડેક્ષ ) અનુક્રમણિકા

## Part First ભાગ પહેલો

## Part Second - ભાગ બીજો

## Part Third - ભાગ ત્રીજો

## Part Fourth - ભાગ ચોથો



## Part Fifth - ભાગ પાંચમો



## Part Sixth - ભાગ છઠ્ઠો

| વિષય | | પાનાં |
|---|---|---|
| ઝાડ, પાન ને ભાગો; ઘરેણાં, ઝવેરાતો ને પથ્થરો | ... | ૩૬૫ |
| ઘરગથ્થુ ઉપયોગની ચીજો; ધાતુઓ ને ખનીજ પદાર્થો | ... | ૩૬૭ |
| વાજીંત્રો; ધંધાઓ; પશુ, પક્ષી, જીવજંતુઓ | ... | ૩૭૧ |
| વિદ્યાઓ Arts and Sciences | ... | ૩૮૦ |
| મુસાફરીના સાધનો Conveyances | ... | ૩૮૨ |
| ક્રાયદા ને વેપાર સબંધી About Law and Business | | ૩૮૩ |
| ભૂગોળ ને યુદ્ધ સંબંધી Geographical & Military terms | | ૩૮૬ |
| સ્વાદો ને રંગો Tests and Colours | ... | ૩૮૯ |
| પશુ-પક્ષીનાં અવાજો Noise of birds & animals | ... | ૩૯૦ |
| પરચુરણ શબ્દો Miscellaneous words | ... | ૩૯૧ |
| કહેવતો Proverbs | ... | ૩૯૫ |

# THE EASY ENGLISH TEACHER

## PART FIRST-ભાગ પહેલો.

## મૂળાક્ષર The Alphabet (ધી આલ્ફાબેટ)

## [ ઘેર બેઠાં અંગ્રેજી શિક્ષણ ]

ગુજરાતી ભાષામા વાચવા તેમજ લખવા માટે 'ક થી જ્ઞ' સુધીનાં એક જ જાતના છત્રીસ મૂળાક્ષરોની બારાખડી વપરાય છે. અંગ્રેજીમાં એમ નથી. એમાં ચાર પ્રકારનાં મૂળાક્ષરો હોય છે, બે વાચવા માટે અને બે લખવા માટે. ગુજરાતીમા અ થી માંડી અ: સુધીના તેર સ્વર મૂળાક્ષર ઉપરાંત વધારાના હોય છે, જ્યારે અંગ્રેજી ભાષામાં ફક્ત છવીસ જ મૂળાક્ષરો છે, અને સ્વરો પણ એમાં જ સમાઈ જાય છે.

ગુજરાતીમાં ક–ખ–ગ વગેરેને કાનો, માત્ર, અનુસ્વર ઇત્યાદી લાગી એ મૂળાક્ષરોમાં ફેરફાર થઈ એની બારાખડી બને છે. અંગ્રેજીમાં એ, બી, સી, ડી, ના અક્ષરોમાં કોઈ પ્રકારનો ફેરફાર થતો નથી. તેમજ ગુજરાતીના મૂળાક્ષરોની માફક (પ્ર લ્વ, સ્ર) અંગ્રેજીની એ, બી, સી, ડી,ના અક્ષરો એકેકની સાથે જોડાતા પણ નથી.

અગ્રેજીમાં ચાર જાતના મૂળાક્ષરો એટલે આલ્ફાબેટ છે. એમાં પહેલા બે જાતના એ, બી, સી, ડી,ના અક્ષરો પુસ્તકો, વર્તમાનપત્રો વગેરે છાપવા માટે અને ત્રીજી તથા ચોથી એ, બી, સી, ડી,ના અક્ષરો ખાસ કરીને હાથથી લખવાના લખાણો (કાગળ પત્રો) માટે વપરાય છે.

અગ્રેજીમાં દરેક નવા શરૂ થતા વાક્યનો તથા વિશેષ નામનો પહેલો અક્ષર મોટો છપાય છે અને લખાય છે, એને Capital letter (કેપીટલ લેટર) કહેવામાં આવે છે. બાકીના બીજા શબ્દોના નાના અક્ષરો Small letters (સ્મોલ લેટર્સ) કહેવાય છે આ પ્રમાણે

છાપવા માટેની પહેલી બે એ, બી, સી, ડી,આમાં પહેલી એ, બી, સી, ડી,ના તમામ અક્ષર કેપીટલ તરીકે (થોડા પ્રમાણમાં) અને બીજીના સ્મોલ તરીકે (પુષ્કળ પ્રમાણમાં) વપરાય છે. લખવા માટેની ત્રીજી અને ચોથી એ, બી, સી, ડી,માં ત્રીજીના અક્ષરોનો ઉપયોગ વાક્ય તથા વિશેષ નામની શરૂઆતનો પહેલો અક્ષર લખવામાં કેપીટલ તરીકે અને ચોથીના અક્ષરોનો ઉપયોગ બાકીના શબ્દોના તમામ અક્ષરો લખવામાં આવે છે. કેપીટલ અક્ષર બીજા અક્ષરો કરતાં જુદો પડી આવે એમ જરા મોટો લખાય છે. જેમકે **છાપવા માટે** કેપીટલ A આ પ્રમાણે, અને સ્મોલ a આ પ્રમાણે, **લખવા માટે** કેપીટલ *A* આ પ્રમાણે, અને સ્મોલ *a* આ પ્રમાણે આવે છે. જેમકે **છાપવામાં :** મોહન Mohan **લખવામાં :** *Mohan*, આ પ્રમાણે.

દરેક વાક્ય તથા વિશેષનામના પહેલા અક્ષર ઉપરાત દિવસ, મહિના, ભાષા, કવિતા, પુસ્તક, શહેર, નદી, પર્વત વગેરેનાં ખાસ નામો I તથા O સ્વરો, ઈશ્વરનાં નામો, (God, Almighty વગેરે) ખિતાબો, વગેરે અગત્યના શબ્દોના પહેલા અક્ષરો કેપીટલ ( એટલે છાપવામાં પહેલી અને લખવામાં ત્રીજી એ, બી, સી, ડી,માં) લખાય છે. (વધુ સમજ માટે ભાગ ત્રીજાનો પાઠ પહેલો જુઓ.)

**Months :** (મન્થ્સ) **મહીનાઓ :** (૧) જાન્યુઆરી **January** (૨) ફેબ્રુઆરી **February** (૩) માર્ચ **March** (૪) એપ્રીલ **April** (૫) મે **May** (૬) જુન **June** (૭) જુલાઇ **July** (૮) ઑગસ્ટ **August** (૯) સપ્ટેમ્બર **September** (૧૦) ઓક્ટોબર **October** (૧૧) નવેમ્બર **November** (૧૨) ડીસેમ્બર **December.**

**Days** (ડેઇઝ) **દિવસો :** (૧) સોમવાર **Monday** (મન્ડે) (૨) મંગળવાર **Tuesday** (ટયુઝડે) (૩) બુધવાર **Wednesday** (વેન્સડે) (૪) ગુરૂવાર **Thursday** (થર્સ્ડે) (૫) શુક્રવાર **Friday** (ફ્રાઇડે) (૬) શનીવાર **Saturday** (સેટરડે) (૭) રવિવાર **Sunday** (સન્ડે)

## છાપવાના મોટા અક્ષરો CAPITAL LETTERS

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| એ | બી | સી | ડી | ઇ | એફ | જી | એચ | આઇ | જે |
| **A** | **B** | **C** | **D** | **E** | **F** | **G** | **H** | **I** | **J** |
| કે | એલ | એમ | એન | ઓ | પી | ક્યુ | આર | એસ | |
| **K** | **L** | **M** | **N** | **O** | **P** | **Q** | **R** | **S** | |
| ટી | યુ | વી | ડબલ્યુ | એક્સ | વાઈ | ઝેડ | | | |
| **T** | **U** | **V** | **W** | **X** | **Y** | **Z** | | | |

## છાપવાના નાના અક્ષરો SMALL LETTERS

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| એ | બી | સી | ડી | ઇ | એફ | જી | એચ | આઈ | જે |
| **a** | **b** | **c** | **d** | **e** | **f** | **g** | **h** | **i** | **j** |
| કે | એલ | એમ | એન | ઓ | પી | ક્યુ | આર | એસ | |
| **k** | **l** | **m** | **n** | **o** | **p** | **q** | **r** | **s** | |
| ટી | યુ | વી | ડબલ્યુ | એક્સ | વાઈ | ઝેડ | | | |
| **t** | **u** | **v** | **w** | **x** | **y** | **z** | | | |

## લખવાના મોટા અક્ષરો *Capital Letters*

| એ | બી | સી | ડી | ઇ | એફ | જી | એચ | આઈ | જે |
|---|---|---|---|---|---|---|---|---|---|
| A | B | C | D | E | F | G | H | I | J |

| કે | એલ | એમ | એન | ઓ | પી | ક્યુ | આર | એસ |
|---|---|---|---|---|---|---|---|---|
| K | L | M | N | O | P | Q | R | S |

| ટી | યુ | વી | ડબલ્યુ | એક્સ | વાઈ | ઝેડ |
|---|---|---|---|---|---|---|
| T | U | V | W | X | Y | Z |

## લખવાના નાના અક્ષરો *Small Letters*

| એ | બી | સી | ડી | ઇ | એફ | જી | એચ | આઈ | જે |
|---|---|---|---|---|---|---|---|---|---|
| a | b | c | d | e | f | g | h | i | j |

| કે | એલ | એમ | એન | ઓ | પી | ક્યુ | આર | એસ |
|---|---|---|---|---|---|---|---|---|
| k | l | m | n | o | p | q | r | s |

| ટી | યુ | વી | ડબલ્યુ | એક્સ | વાઈ | ઝેડ |
|---|---|---|---|---|---|---|
| t | u | v | w | x | y | z |

## Roman Figures ( રોમન ફીગર્સ ) રોમન સંખ્યા

આ ભાષામા ફક્ત સાત આંકડા છે. I, V, X, L, C, D, M, એ દરેકની કીમત અનુક્રમે એક, પાંચ, દશ, પચાસ, સો, પાંચસો ને હજાર થાય છે. નીચે ૧ થી ૧૦ સુધી ગોઠવી બતાવ્યા છે, તેમ એ ગોઠવાય છે. આમાં I અક્ષર બીજા ૭ અક્ષરોમાંથી ગમે તેની પહેલાં લખાય તો એક ઓછી અને પછી લખાય તો એક વધારે સંખ્યા બતાવે છે. એકી સાથે ત્રણથી વધારે III લખાતી નથી.

| 1 | 2 | 3 | 4 | 5 | 6 | 7 | 8 | 9 | 10 |
|---|---|---|---|---|---|---|---|---|---|
| I | II | III | IV | V | VI | VII | VIII | IX | X |

# મૂળાક્ષરોના અંગ્રેજી તથા ગુજરાતી ઉચ્ચારો

## English & Gujarati Pronunciations

| અંગ્રેજી મૂળાક્ષરો | અંગ્રેજીમાં ઉચ્ચારો | ગુજરાતી રૂપાંતર | ગુજરાતી મૂળાક્ષરો | અંગ્રેજીમા રૂપાંતર | ગુજરાતી ઉચ્ચારો |
|---|---|---|---|---|---|
| A | એ | અ–આ (એ) | ક | KA | કે–એ |
| B | બી | બ | ખ | KHA | કે–એચ–એ |
| C | સી | ક | ગ | GA | જી–એ |
| D | ડી | ડ–દ (જ) | ઘ | GHA | જી–એચ–એ |
| E | ઇ | એ, ઇ | ચ | CHA | સી–એચ–એ |
| F | એફ | ફ | છ | CHHA | સી–ડબલ એચ–એ |
| G | જી | ગ, (જ) | જ | JA | જે–એ |
| H | એચ | હ, (અ) | ઝ | ZA અથવા JHA | ઝેડ–એ; જે–એચ–એ |
| I | આઈ | ઇ | ટ–ત | TA | ટી–એ |
| J | જે | જ | ઠ–થ | THA | ટી–એચ–એ |
| K | કે | ક | ડ–દ | DA | ડી–એ |
| L | એલ | લ, ળ | ઢ–ધ | DHA યા THA | ડી–એચ–એ, ટી–એચ–એ |

* કૌંસમાં આપેલા ઉચ્ચાર-બહુ જવલ્લે જ થાય છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| M | એમ | મ, અનુસ્વર | ન–ણ | NA | એન–એ |
| N | એન | ન, અનુસ્વર | પ | PA | પી–એ |
| O | ઓ | ઓ | ફ | FA અથવા PHA | એફ–એ; પી–એચ–એ |
| P | પી | પ | બ | BA | બી–એ |
| Q | ક્યુ | ક્વ | ભ | BHA | બી–એચ–એ |
| R | આર | ર | મ | MA | એમ–એ |
| S | એસ | સ | ય | YA | વાય–એ |
| T | ટી | ટ–ત | ર | RA | આર–એ |
| U | યુ | ઉ–અ | લ | LA | એલ–એ |
| V | વી | વ | વ | VA અથવા WA | વી–એ; ડબલ્યુ–એ |
| W | ડબલ્યુ | ઉવ | શ–ષ | SHA | એસ–એચ–એ |
| X | એકસ | ક્સ–ક્ષ | સ | SA | એસ–એ |
| Y | વાય | ય | હ | HA | એચ–એ |
| Z | ઝેડ | ઝ | ક્ષ | KSHA; XA | કે–એસ–એચ–એ; એક્ષ–એ |
| | | | જ્ઞ | DNYA; GNYA | ડી–એન–વાઈ–એ; જી–એન–વાય–એ |

## ગુજરાતી સ્વરોની અંગ્રેજીમાં જોડણી

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અ | આ | ઇ | ઈ | ઉ | ઊ | એ | ઐ | ઓ | ઔ | અં | અઃ |
| A | A | I | EE | U | OO | E | AI | O | AU | AN | AH |

## બારાખડી SYLLABLE (સીલેબલ)

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ka | ka | ki | kee | ku | koo | ke | kai | ko | kau | kam | kah |
| ક | કા | કિ | કી | કુ | કૂ | કે | કૈ | કો | કૌ | કં | કઃ |
| kha | kha | khi | khee | khu | khoo | khe | khai | kho | khau | kham | khah |
| ખ | ખા | ખિ | ખી | ખુ | ખૂ | ખે | ખૈ | ખો | ખૌ | ખં | ખઃ |
| ga | ga | gi | gee | gu | goo | ge | gai | go | gau | gam | gah |
| ગ | ગા | ગિ | ગી | ગુ | ગૂ | ગે | ગૈ | ગો | ગૌ | ગં | ગઃ |
| gha | gha | ghi | ghee | ghu | ghoo | ghe | ghai | gho | ghau | gham | ghah |
| ઘ | ઘા | ઘિ | ઘી | ઘુ | ઘૂ | ઘે | ઘૈ | ઘો | ઘૌ | ઘં | ઘઃ |
| cha | cha | chi | chee | chu | choo | che | chai | cho | chau | cham | chah |
| ચ | ચા | ચિ | ચી | ચુ | ચૂ | ચે | ચૈ | ચો | ચૌ | ચં | ચઃ |
| chha | chha | chhi | chee | chhu | choo | chhe | chhai | chho | chhau | chham | chhah |
| છ | છા | છિ | છી | છુ | છૂ | છે | છૈ | છો | છૌ | છં | છઃ |
| ja | ja | ji | jee | ju | joo | je | jai | jo | jau | jam | jah |
| જ | જા | જિ | જી | જુ | જૂ | જે | જૈ | જો | જૌ | જં | જઃ |
| jha | jha | jhi | jhee | jhu | jhoo | jhe | jhai | jho | jhau | jham | jhah |
| ઝ | ઝા | ઝિ | ઝી | ઝુ | ઝૂ | ઝે | ઝૈ | ઝો | ઝૌ | ઝં | ઝઃ |
| ta | ta | ti | tee | tu | too | te | tai | to | tau | tam | tah |
| ટ | ટા | ટિ | ટી | ટુ | ટૂ | ટે | ટૈ | ટો | ટૌ | ટં | ટઃ |
| tha | tha | thi | thee | thu | thoo | the | thai | tho | thau | tham | thah |
| ઠ | ઠા | ઠિ | ઠી | ઠુ | ઠૂ | ઠે | ઠૈ | ઠો | ઠૌ | ઠં | ઠઃ |
| da | da | di | dee | du | doo | de | dai | do | dau | dam | dah |
| ડ | ડા | ડિ | ડી | ડુ | ડૂ | ડે | ડૈ | ડો | ડૌ | ડં | ડઃ |
| dha | dha | dhi | dhee | dhu | dhoo | dhe | dhai | dho | dhau | dham | dhah |
| ઢ | ઢા | ઢિ | ઢી | ઢુ | ઢૂ | ઢે | ઢૈ | ઢો | ઢૌ | ઢં | ઢઃ |
| na | na | ni | nee | nu | noo | ne | nai | no | nau | nam | nah |
| ણ | ણા | ણિ | ણી | ણુ | ણૂ | ણે | ણૈ | ણો | ણૌ | ણં | ણઃ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| tta | tta | tti | ttee | ttu | ttoo | tte | ttai | tto | ttau | ttam | ttah |
| ત | તા | તિ | તી | તુ | તૂ | તે | તૈ | તો | તૌ | તં | તઃ |
| tha | tha | thi | thee | thu | thoo | the | thai | tho | thau | tham | thah |
| થ | થા | થિ | થી | થુ | થૂ | થે | થૈ | થો | થૌ | થં | થઃ |
| dda | dda | ddi | ddee | ddu | ddoo | dde | ddai | ddo | ddau | ddam | ddah |
| દ | દા | દિ | દી | દુ | દૂ | દે | દૈ | દો | દૌ | દં | દઃ |
| dha | dha | dhi | dhee | dhu | dhoo | dhe | dhai | dho | dhau | dham | dhah |
| ધ | ધા | ધિ | ધી | ધુ | ધૂ | ધે | ધૈ | ધો | ધૌ | ધં | ધઃ |
| na | na | ni | nee | nu | noo | ne | nai | no | nau | nam | nah |
| ન | ના | નિ | ની | નુ | નૂ | ને | નૈ | નો | નૌ | નં | નઃ |
| pa | pa | pi | pee | pu | poo | pe | pai | po | pau | pam | pah |
| પ | પા | પિ | પી | પુ | પૂ | પે | પૈ | પો | પૌ | પં | પઃ |
| pha | pha | phi | phee | phu | phoo | phe | phai | pho | phau | pham | phah |
| ફ | ફા | ફિ | ફી | ફુ | ફૂ | ફે | ફૈ | ફો | ફૌ | ફં | ફઃ |
| ba | ba | bi | bee | bu | boo | be | bai | bo | bau | bam | bah |
| બ | બા | બિ | બી | બુ | બૂ | બે | બૈ | બો | બૌ | બં | બઃ |
| bha | bha | bhi | bhee | bhu | bhoo | bhe | bhai | bho | bhau | bham | bhah |
| ભ | ભા | ભિ | ભી | ભુ | ભૂ | ભે | ભૈ | ભો | ભૌ | ભં | ભઃ |
| ma | ma | mi | mee | mu | moo | me | mai | mo | mau | mam | mah |
| મ | મા | મિ | મી | મુ | મૂ | મે | મૈ | મો | મૌ | મં | મઃ |
| ya | ya | yi | yee | yu | yoo | ye | yai | yo | yau | yam | yah |
| ય | યા | યિ | યી | યુ | યૂ | યે | યૈ | યો | યૌ | યં | યઃ |
| ra | ra | ri | ree | ru | roo | re | rai | ro | rau | ram | rah |
| ર | રા | રિ | રી | રુ | રૂ, રૂ | રે | રૈ | રો | રૌ | રં | રઃ |
| la | la | li | lee | lu | loo | le | lai | lo | lau | lam | lah |
| લ | લા | લિ | લી | લુ | લૂ | લે | લૈ | લો | લૌ | લં | લઃ |
| va | va | vi | vee | vu | voo | ve | vai | vo | vau | vam | vah |
| વ | વા | વિ | વી | વુ | વૂ | વે | વૈ | વો | વૌ | વં | વઃ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| sha | sha | shi | shee | shu | shoo | she | shai | sho | shau | sham | shah |
| શ | શા | શિ | શી | શુ | શૂ | શે | શૈ | શો | શૌ | શં | શઃ |
| sha | sha | shi | shee | shu | shoo | she | shai | sho | shau | sham | shah |
| ષ | ષા | ષિ | ષી | ષુ | ષૂ | ષે | ષૈ | ષો | ષૌ | ષં | ષઃ |
| sa | sa | si | see | su | soo | se | sai | so | sau | sam | sah |
| સ | સા | સિ | સી | સુ | સૂ | સે | સૈ | સો | સૌ | સં | સઃ |
| ha | ha | hi | hee | hu | hoo | he | hai | ho | hau | ham | hah |
| હ | હા | હિ | હી | હુ | હૂ | હે | હૈ | હો | હૌ | હં | હઃ |
| la | la | li | lee | lu | loo | le | lai | lo | lau | lam | lah |
| ળ | ળા | ળિ | ળી | ળુ | ળૂ | ળે | ળૈ | ળો | ળૌ | ળં | ળઃ |
| ksha | ksha | kshi | kshee | kshu | kshoo | kshe | kshai | ksho | kshau | ksham | kshah |
| અથવા | | | | | | | | | | | |
| xa | xa | xi | xee | xu | xoo | xe | xai | xo | xau | xam | xah |
| ક્ષ | ક્ષા | ક્ષિ | ક્ષી | ક્ષુ | ક્ષૂ | ક્ષે | ક્ષૈ | ક્ષો | ક્ષૌ | ક્ષં | ક્ષઃ |
| dnya | dnya | dnyi | dnyee | dnyu | dnyoo | dnye | dnyai | dnyo | dnyau | dnyam | dnyah |
| જ્ઞ | જ્ઞા | જ્ઞિ | જ્ઞી | જ્ઞુ | જ્ઞૂ | જ્ઞે | જ્ઞૈ | જ્ઞો | જ્ઞૌ | જ્ઞં | જ્ઞઃ |

## અંગ્રેજી અક્ષરના એકથી વધારે ગુજરાતી રૂપાંતર

**A** અ, આ, એ; **C** ક, સ; **D** ડ, દ; **E** ઈ, એ; **G** ગ, જ; **H** હ, ચ; **I** ઇ, આઇ; **L** લ, ળ; **M** મ અને અનુસ્વાર. **N** ન, ણ અને અનુસ્વાર; **T** ટ, ત; વગેરે.

આમાં A નો એ નહિ પણ અ કે આ; C નો સ નહિ પણ ક; E નો ઈ નહિ પણ એ; G નો જ નહિ પણ ગ; H નો ચ નહિ પણ હ; I નો આઇ નહિ પણ ઇ ખાસ વપરાય છે.

## અંગ્રેજીમાં જોડાક્ષરો લખવાની સમજ

ક = ક્+અ Ka; કા = ક્+આ Ka; કિ = ક્+ઇ Ki,
કી = ક્+ઈ Kee; કુ = ક્+ઉ Ku; કૂ = ક્+ઊ Koo;
કે = ક્+એ Ke; કૈ = ક્+ઐ; Kai; કો = ક્+ઓ Ko;
કૌ = ક્+ઔ Kau કં = ક્+અં Kam; કઃ = ક્+અઃ Kah.

ખ થી જ્ઞ સુધીના તમામ અક્ષરોની બારાખડી આ જ પ્રમાણે તૈયાર કરી તે ઉપર આપવામાં આવી છે.

# Figures (ફીગર્સ) આંકડાઓ

| (ગુજરાતીમાં) | | (અંગ્રેજીમાં) | | (ઉચ્ચાર) |
|---|---|---|---|---|
| ૧ | એક | 1 | One | વન |
| ૨ | બે | 2 | Two | ટુ |
| ૩ | ત્રણ | 3 | Three | થ્રી |
| ૪ | ચાર | 4 | Four | ફોર |
| ૫ | પાંચ | 5 | Five | ફાઇવ |
| ૬ | છ | 6 | Six | સિક્સ |
| ૭ | સાત | 7 | Seven | સેવન |
| ૮ | આઠ | 8 | Eight | એઇટ |
| ૯ | નવ | 9 | Nine | નાઇન |
| ૧૦ | દશ | 10 | Ten | ટેન |
| ૧૧ | અગીઆર | 11 | Eleven | ઇલેવન |
| ૧૨ | બાર | 12 | Twelve | ટવેલ્વ |
| ૧૩ | તેર | 13 | Thirteen | થરટીન |
| ૧૪ | ચૌદ | 14 | Fourteen | ફોરટીન |
| ૧૫ | પદર | 15 | Fifteen | ફીફ્ટીન |
| ૧૬ | સોળ | 16 | Sixteen | સિક્સટીન |
| ૧૭ | સત્તર | 17 | Seventeen | સેવનટીન |
| ૧૮ | અઢાર | 18 | Eighteen | એઇટીન |
| ૧૯ | ઓગણીસ | 19 | Nineteen | નાઇનટીન |
| ૨૦ | વીસ | 20 | Twenty | ટવેન્ટી |

આ પ્રમાણે ૧ થી ૨૦ સુધીના આંકડાઓ ઉપર આપ્યા છે તે મુજબ લખતાં ને વાંચતાં શીખી જવું. તે પછી ૨૧ માટે (૨૦ અને ૧ એટલે) Twenty one (ટવેન્ટી વન), ૨૨ માટે (૨૦ અને ૨ એટલે) Twenty two (ટવેન્ટી ટુ), એમ ૨૯ સુધી Twenty nine (ટવેન્ટી નાઇન) એમ લખાય છે ને બોલાય છે.

એજ પ્રમાણે ૩૧ થી ૩૯ સુધી Thirty one થી Thirty nine; ૪૧ થી ૪૯ સુધી Forty one થી Forty nine; ૫૧ થી ૫૯ સુધી Fifty one થી Fifty nine; ૬૧ થી ૬૯ સુધી Sixty one થી Sixty nine; ૭૧ થી ૭૯ સુધી Seventy one થી Seventy nine; ૮૧ થી ૮૯ સુધી Eighty one થી Eighty nine; અને ૯૧ થી ૯૯ સુધી Ninety one થી Ninety nine સુધી લખાય છે.

*** ફર દસ દસને આંતરેની સંખ્યા ***

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦ | દસ | 10 | Ten | ટેન |
| ૨૦ | વીસ | 20 | Twenty | ટવેન્ટી |
| ૩૦ | ત્રીસ | 30 | Thirty | થર્ટી |
| ૪૦ | ચાળીસ | 40 | Forty | ફૉર્ટી |
| ૫૦ | પચાસ | 50 | Fifty | ફિફ્ટી |
| ૬૦ | સાઠ | 60 | Sixty | સિક્સટી |
| ૭૦ | સીત્તેર | 70 | Seventy | સેવન્ટી |
| ૮૦ | એંસી | 80 | Eighty | એઇટી |
| ૯૦ | નેવું | 90 | Ninety | નાઇનટી |
| ૧૦૦ | સો | 100 | Hundred | હન્ડ્રેડ |
| ૧૦૦૦ | હજાર | 1000 | Thousand | થાઉઝન્ડ |
| ૧૦૦૦૦ | દશ હજાર | 10000 | Ten Thousand | ટેન થાઉઝન્ડ |
| ૧૦૦૦૦૦ | લાખ | 100000 | Lac; Lakh | લૅક |
| ૧૦૦૦૦૦૦ | દશ લાખ | | Ten Lacs | ટેન લૅક્સ |
| | | અથવા | One million | વન મીલીઅન |
| ૧૦૦૦૦૦૦૦ | કરોડ | | Ten millions | ટેન મીલીઅન્સ |
| | અબજ | | One Billion | વન બીલીઅન |

આ ઉપરાંત ૧૦૦ થી ૯૦૦ સુધી One hundred to Nine hundred અને ૧૦૦૦ થી ૯૦૦૦ સુધી One thousand to

**Nine thousand** સુધી **One, Two, Three, Four** સો, હજાર, લાખ વગેરે સંખ્યાની આગળ મૂકીને બોલાય છે.

આમ એક, બે, ત્રણ, ચાર એમ ગણત્રીમાં ગણવા ઉપરાંત પાઠ વગેરેમાં પહેલો, બીજો, ત્રીજો, ચોથો એવી ગણત્રી એટલે અનુક્રમ નંબર ગણવો કે લખવો હોય ત્યાં અંગ્રેજી જુદી ઢબે લખાય તેમજ બોલાય છે. આને **Ordinals** (ઓર્ડીનલ્સ) કહે છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| પહેલો | **First** | ફર્સ્ટ | છઠ્ઠો | **Sixth** | સિક્સ્થ |
| બીજો | **Second** | સેકન્ડ | સાતમો | **Seventh** | સેવન્થ |
| ત્રીજો | **Third** | થર્ડ | આઠમો | **Eigth** | એઇથ |
| ચોથો | **Fourth** | ફોર્થ | નવમો | **Ninth** | નાઇન્થ |
| પાંચમો | **Fifth** | ફિફ્થ | દશમો | **Tenth** | ટેન્થ |

આ પછી ૧૧ થી લઈને ૯૯ સુધીના આંકડાની આગળ એ જ નિયમસર **TH** લગાડવો પડે છે. જેમકે અગીઆરમો ઇલેવન્થ; વીસમો ટ્વેન્ટીએથ; **Twenty** શબ્દમાં છેડે **y** આવે છે, તે **y**ને કાઢી નાખી તેની જગ્યાએ **I** મૂકી તેને **TH** લગાડવાને બદલે **ETH** લગાડવો પડે છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૦ મો | **Tenth** | ટેન્થ | ૨૦ મો | **Twentieth** | ટ્વેન્ટીએથ |
| ૩૦ મો | **Thirtieth** | થર્ટીએથ | ૪૦ મો | **Fortieth** | ફોર્ટીએથ |
| ૫૦ મો | **Fiftieth** | ફિફ્ટીએથ | ૬૦ મો | **Sixtieth** | સીક્સ્ટીએથ |
| ૭૦ મો | **Seventieth** | સેવન્ટીએથ | ૮૦ મો | **Eightieth** | એઇટીએથ |
| ૯૦ મો | **Ninetieth** | નાઇન્ટીએથ | ૧૦૦ મો | **Hundredth** | હન્ડ્રેડથ |

## ગુજરાતી તેમજ અંગ્રેજી મૂળાક્ષરો

ગુજરાતી ભાષામાં વપરાતા ક થી જ્ઞ સુધીના ૩૬ મૂળાક્ષરો છે. અંગ્રેજીમાં વપરાતા **A** થી **Z** સુધીના ૨૬ અક્ષરો છે. ગુજરાતી ભાષામાં ગમે તે અક્ષર ગમે તે અક્ષર સાથે જોડીને જોડાક્ષર બનાવી શકાય છે, જેમકે : સ્વપ્ન, શ્રદ્ધા વગેરે ( આવા જોડાક્ષર સખ્યાબંધ છે ) જ્યારે અંગ્રેજીમાં અક્ષરો (A સિવાય) અડધા લખાતા નથી, તેમ ગમે તેની સાથે જોડી શકાતા નથી. પરંતુ એકથી વધારે આખા અક્ષરો એકી

સાથે લખીને જોડાક્ષર બનાવી શકાય છે. આવા જોડાક્ષરો અંગ્રેજીમાં ૧૦ છે. એવા દરેક જોડાક્ષરને છેડે H લાગે છે.

ખ KH; ઘ GH; ચ CH; છ CHH;

ઝ Z અથવા JH; ઠ અથવા થ TH; ઢ અથવા ધ DH;

ફ F અથવા PH; ભ BH; શ અથવા ષ SH.

આ દસ જોડાક્ષરમાં ઝ ને માટે Z અને ફ ને માટે F મોટે ભાગે વપરાય છે અને JH તથા PHનો ઝ અને ફ તરીકે ઉપયોગ બહુ ઓછા સંજોગોમાં થાય છે. એજ પ્રમાણે THનો ઉચ્ચાર કોઈ કોઈ જગ્યાએ થ નહિ પણ ધ થાય છે. જેમકે; તે The (ધી), તેઓ They (ધે), ત્યાં There (ધેર) વગેરે.

આમ ૨૬ અક્ષરો ને ૧૦ જોડાક્ષરો મળી અંગ્રેજીમાં ગુજરાતીની માફક મુળાક્ષરોની ૩૬ ની સંખ્યા પૂરી થઈ રહે છે.

## સ્વર–વ્યંજન–આર્ટીકલ

ગુજરાતીમાં ક થી જ્ઞ સુધીના તમામ વ્યંજનો અને અ–આ–ઇ–ઈ વગેરે ૧૨ સ્વરો છે અંગ્રેજીના ૨૬ મૂળાક્ષરોમાં A, E, I, O, U એમ પાંચ સ્વરો છે. જ્યારે બાકીના ૨૧ વ્યંજન છે. અંગ્રેજીમાં સ્વરને Vowel (વૉવેલ) અને વ્યંજનને Consonant (કૉન્સોનન્ટ) કહે છે.

## અંગ્રેજીમાં–શબ્દ લખતાં શીખવવાની રીત

ગુજરાતી ભાષાનો કોઈ પણ કાના–માત્રા, અનુસ્વર કે રેફ વિનાનો આખો મૂળાક્ષર અંગ્રેજીમાં લખતી વખતે તેની પાછળ A લગાડવો પડે છે. કારણ કે આખો અક્ષર બોલતાં પાછળથી ક ને અ સ્વરનો અવાજ સંભળાય છે. જેમકે; ક KA; ખ KHA; ગ GA વગેરે.

જો અક્ષર ખોડો અથવા અડધો એટલે જોડાયલો હોય તો તેને છેડે A લાગતો નથી. જેમકે ક્ K; સ્વ Sva; આમાં ક્ ખોડો અને સ જોડાયલો અડધો અક્ષર છે, એટલે એ બંનેની સાથે A લાગતો નથી.

વળી જો કોઈ આખા અક્ષરને ર જોડાય અથવા રેફ તરીકે સાથે આવે તો તે અડધો અક્ષર તરીકે ગણાઈ તેની સાથે પણ A આવતો નથી. જેમકે; પ્રમીલા Pramila Rની પછીનો A પ ને લાગ્યો છે ર ને નહિ; સ્મૃતિ Smruti, કર્મ Karma વગેરે.

અંગ્રેજીમાં ખાસ કરીને નામ આગળ શબ્દને છેડે આવેલો મૂળાક્ષર (આખો જોડાક્ષર નહિ) હોય, તો તેને પણ નિયમ પ્રમાણે A લાગતો નથી. જેમકે: મગન MAGAN એમાં નામનો છેલ્લો અક્ષર ન આખો છે, છતાં છેડે આવેલો છે તેથી N અક્ષરને A લગાડાતો નથી. છોકરો Boy (બૉય) એમાં પણ Y ની સાથે A લગાડાતો નથી.

વળી ત્રણ અક્ષરથી વધુ અક્ષરો બનેલાં લાંબા નામ કે શબ્દોમાં જેટલી જગ્યાએ વાંચી બોલી કે સમજી શકાય એવી જાતના જેટલા કટકા પાડી શકાતા હોય તેવા દરેક કટકાને છેડે આવેલો મૂળાક્ષર પણ જો આખા (કાના-માત્રા ઇ-ઉ સિવાયનો) હોય તો તેની પછી A લાગતો નથી જેમકે; મગનલાલ મગન+લાલ અહમદનગર અહ+મદ+નગર વગેરે, આ બે શબ્દોમાં ન, લ, હ, દ અને ર અક્ષરો આગળ કટકા પડી શકે છે. એટલે એ અક્ષરો આખા હોવા છતાં એમની પછી A લાગતો નથી. Maganlal, Ahmadnagar.

અનુસ્વર લખવાને માટે અંગ્રેજીમાં M અને N એ અક્ષરોનો ઉપયોગ થાય છે. જ્યારે અનુસ્વરનો ઉચ્ચાર મ જેવો થાય ત્યારે M અને ન જેવો થાય ત્યારે N આવે છે. જેમકે; ચંપક=ચમ્પક આ શબ્દમાં અનુસ્વરને બદલે મ્ (અડધો મ) મૂકી શકાય છે. માટે Champak આમ લખવું. સુમંત=સુમન્ત આ શબ્દમાં અનુસ્વરને બદલે ન્ (અડધો ન) મૂકી શકાય છે. માટે Sumant આમ લખવું.

## વાંચવા-લખવામાં સ્વરોનો ઉચ્ચાર

A ના ગુજરાતીમાં અ-આ તેમજ એ એમ ત્રણ ઉચ્ચાર થતા હોવાથી Ka ને માટે ક, કા કે કે વાંચવો તે સમજ પડતી નથી. પરંતુ એને માટે કોઈ ખાસ એવો નીયમ નથી. અંગ્રેજીમાં સ્વરોના ગુજરાતી ઉચ્ચાર હરેક શબ્દમા એકસરખા થતા નથી. એટલે એ અક્કલ તેમજ અનુભવથી ગોઠવી લેવા પડે છે. Kamla આવો કોઈ શબ્દ લખેલો વાંચવો હોય તો Ka ને કા કે કે નહિ પણ ક વાંચવો. La નો લ કે લે નહિ પણ લા વાંચવો. કારણ કે કામલ, કામલે, કામલા, કેમળા જેવા કોઈ

શબ્દ હોતા નથી, પણ ક્રમળ કે ક્રમળા હોઈ શકે છે. આ જ પ્રમાણે સામાન્ય રીતે પ્રત્યેક વિદ્યાર્થીએ ગુજરાતીનું અંગ્રેજી બનાવતી વખતે અ અથવા આ ને માટે **A**; એ ને માટે **E** હ્રસ્વ ઇ ને માટે **I**; ઓ ને માટે **O** અને હ્રસ્વ ઉ ને માટે **U** નો ઉપયોગ કરવો.

## જુદા જુદા શબ્દોમાં સ્વરોના થતા જુદા જુદા ઉચ્ચારો

| | |
|---|---|
| **Magan** મગન<br>**Savita** સવીતા | **A** નો ઉચ્ચાર અ થાય છે. |
| **Are** (આર) છે<br>**Car** (કાર) ગાડી<br>**Sita** સીતા | **A** નો ઉચ્ચાર આ થાય છે. |
| **An** (એન) એક<br>**And** (એન્ડ) અને<br>**Cat** (કેટ) બિલાડી<br>**Rat** (રૅટ) ઉંદર | **A** નો ઉચ્ચાર એ થાય છે. |
| **Red** (રેડ) લાલ<br>**Ten** (ટેન) દશ<br>**Bed** (બેડ) બિછાનું<br>**Enemy** (એનીમી) શત્રુ | **E** નો ઉચ્ચાર એ થાય છે. (છેલ્લા શબ્દ **એનીમી**માં પહેલા e નો એ અને બીજા e નો ઈ ઉચ્ચાર થાય છે) |
| **Be** (બી) થવું, હોવું<br>**Key** (કી) કુંચી<br>**She** (શી) તેણી<br>**Ear** (ઈયર) કાન | **E** નો ઉચ્ચાર ઈ થાય છે. |
| **Evening** (ઈવનીંગ) સાંજ<br>**Live** (લીવ) રહેવું<br>**Rose** (રોઝ) ગુલાબ | **E** નો ઉચ્ચાર ઈ કે એ એમાંથી એકે થતો નથી. |
| **Is** (ઇઝ) છે<br>**His** (હિઝ) તેનો<br>**In** (ઇન) અંદર | **I** નો ઉચ્ચાર ઇ થાય છે. |
| **I** (આઇ) હું<br>**Idle** (આઇડલ) આળસુ<br>**Ice** (આઇસ) બરફ<br>**Ivory** (આઇવરી) હાથીદાંત | **I** નો ઉચ્ચાર આઇ થાય છે. |

| | |
|---|---|
| On (ઑન) ઉપર<br>Hot (હૉટ) ગરમ<br>So (સો) તેથી | O નો ઉચ્ચાર ઑ અથવા ઓ થાય છે. |
| To (ટુ) ને<br>Who (હુ) કોણ<br>Two (ટુ) બે | O નો ઉચ્ચાર ઉ થાય છે. |
| Ton (ટન) ૫૬ મણ વજન<br>Won (વન) જીત્યો<br>Son (સન) દીકરો | O નો ઉચ્ચાર અ થાય છે. |
| Put (પુટ) મૂકવું | ... U નો ઉચ્ચાર ઉ થાય છે. |
| Use (યુઝ) વાપરવું | ... U નો ઉચ્ચાર યુ થાય છે. |
| Sun (સન) સૂર્ય | ... U નો ઉચ્ચાર અ થાય છે. |
| Hour (અવર) કલાક | ... U નો ઉચ્ચાર વ થાય છે. |

આ ઉપરાંત સ્વરોની માફક અંગ્રેજીમાં ઘણા વ્યંજનોના પણ એકથી વધારે ઉચ્ચાર ગુજરાતીમાં થાય છે, એવા થોડા નમુનાઓ નીચે આપ્યા છે.

**જુદા જુદા શબ્દોમાં વ્યંજનોના થતા જુદા જુદા ઉચ્ચારો**

| | |
|---|---|
| Class (ક્લાસ) વર્ગ<br>Clever (ક્લેવર) હોશિયાર<br>Car (ગાડી) | C નો ઉચ્ચાર ક થાય છે. |
| Certain (સર્ટન) અમુક<br>Cigar (સીગાર) સીગારેટ<br>City (સીટી) શહેર | C નો ઉચ્ચાર સ થાય છે. |
| For (ફોર) માટે<br>Fire (ફાયર) દેવતા<br>Fish (ફીશ) માછલી | F નો ઉચ્ચાર ફ થાય છે. |
| Physician (ફીઝીશીઅન) વૈદ<br>Photograph (ફોટોગ્રાફ) છબી<br>Sulphur (સલ્ફર) ગંધક | PH નો ઉચ્ચાર ફ થાય છે. |

| | |
|---|---|
| Garden (ગાર્ડન) બાગ<br>Gun (ગન) બંદુક<br>Ground (ગ્રાઉન્ડ) જમીન | Gનો ઉચ્ચાર ગ થાય છે. |
| Geography (જ્યોગ્રફી) ભૂગોળ<br>Giant (જાયન્ટ) રાક્ષસ<br>Gaol (જેલ) કેદખાનું | G નો ઉચ્ચાર જ થાય છે. |
| Here (હીઅર) અહીંઆ<br>Him (હીમ) તેને<br>House (હાઉસ) ઘર | H નો ઉચ્ચાર હ થાય છે. |
| Hour (અવર) કલાક<br>Honest (ઑનેસ્ટ) પ્રમાણિક | H નો ઉચ્ચાર થતો નથી. |
| Young (યન્ગ) જુવાન<br>Boy (બૉય) છોકરો | Y નો ઉચ્ચાર ય થાય છે. |
| Twenty (ટવેન્ટી) વીસ<br>Year (ઇઅર) વરસ | Y નો ઉચ્ચાર ઇ થાય છે. |
| Cry (ક્રાઇ) ચીસ<br>Sky (સ્કાઇ) આકાશ | Y નો ઉચ્ચાર આઇ થાય છે. |

## અમુક અક્ષરો ભેગા મળવાથી થતા ખાસ ઉચ્ચાર

| | |
|---|---|
| Chapter (ચેપ્ટર) પ્રકરણ | ... Ch નો ચ થાય છે. |
| Character (કેરેક્ટર) પાત્ર | ... Ch નો ક થાય છે. |
| Plough (પ્લાઉ) ખેડવું | ... Ou નો આઉ થાય છે. |
| Rao (રાવ) નામ | ... Ao આવ થાય છે. |
| That (ધેટ) પેલો | ... Th નો ધ થાય છે. |
| Three (થ્રી) ત્રણ | ... Th નો થ થાય છે. |
| Ghost (ઘોસ્ટ) ભૂત | ... Gh નો ઘ થાય છે. |
| Rough (રફ) ખરબચડું | ... Gh નો ફ થાય છે. |
| Education (એજ્યુકેશન) શિક્ષણ | ... Duનો ડ્યુ નહી પણ જ્યુ થાય છે. |
| Furniture (ફરનીચર) સામાન | ... Tureનો ચર થાય છે. |
| Section (સેકશન) ભાગ | ... Tion નો શન થાય છે. |
| Mansion (મેન્શન) હવેલી | ... Sion નો શન થાય છે. |

## અનિયમિત રીત માટે ઉચ્ચારાતા શબ્દોના નમૂના

Hour (અવર) કલાક
One (વન) એક
Though (ધો) જો કે
Through (થ્રુ) માં થઈને
Thought (થોટ) વિચાર
Caught (કોટ) પકડયો
Enough (ઇનફ) પૂરતું
Cycle (સાયકલ) બાઇસીકલ

આ ઉપરાંત અંગ્રેજી ભાષામાં વપરાતા ઘણા શબ્દોમાં ઘણા અક્ષરો વધારાના (ખાલી શોભાના) આવે છે, જેમનો ઉચ્ચાર બીલકુલ થતો જ નથી. એમને (Silent) છૂપા ગણવામાં આવે છે. એવા કેટલાક નમૂના નીચે આપેલા શબ્દોમાં કાળા-મોટા અક્ષરો છાપી વાંચનારનું ખાસ ધ્યાન ખેંચવામાં આવ્યું છે.

## સાયલન્ટ અક્ષરોવાળા શબ્દો

aIr (એર) હવા
yOu (યુ) તમે
raY (રે) કીરણ
Knife (નાઇફ) છરી
sWord (સોર્ડ) તલવાર
liGHt (લાઈટ) પ્રકાશ
KniGHt (નાઈટ) સરદાર
rOUgh (રફ) ખરબચડું
bouGH (બાઉ) ડાળી
KnoW (નો) જાણવું
givE (ગીવ) આપવું
icE (આઇસ) બરફ
praY (પ્રે) પ્રાર્થના કરવી
teA (ટી) ચહા

## અંગ્રેજી વાકય બનાવવા તથા લખવાની રીત

અંગ્રેજીમાં વાકયને Sentence (સેન્ટન્સ), શબ્દને Word (વર્ડ) અક્ષરને Letter (લેટર) અને આંકડાને Figure (ફીગર) કહે છે.

ગુજરાતી અને અંગ્રેજી ભાષામાં વાકયની ગોઠવણીની રીતમાં ઘણો ફેર છે, જેની ઉપર ખાસ ધ્યાન રાખવું જરૂરી છે.

**ગુજરાતીમાં :** (૧) કર્તા (૨) કર્મ વગેરે (૩) ક્રિયાપદ.

**અંગ્રેજીમાં :** (૧) કર્તા (૨) ક્રિયાપદ (૩) કર્મ વગેરે.

ગુજરાતી ભાષાના વાકયમાં કોણ સવાલ પૂછવાથી કર્તા અને શું તથા કોને સવાલો પૂછવાથી કર્મ નીકળે છે. અંગ્રેજીમાં વાકયમાં કર્તા

શોધવા માટે Who (હુ) અને કર્મ શોધવા માટે What (વોટ) તથા To Whom (ટુ હુમ) શબ્દોનો ઉપયોગ થાય છે.

| (ગુજરાતી ગોઠવણી) | (અંગ્રેજી ગોઠવણી) |
|---|---|
| (૧) છોકરો ચોપડી વાંચે છે. | છોકરો વાંચે છે ચોપડી. |
| (૨) આ મારો ભાઈ છે. | આ છે મારો ભાઈ. |
| (૩) હું નિશાળે જાઉં છું. | હું જાઉ છું નિશાળે. |

### ઉપરના વાક્યોનું અંગ્રેજી

(1) The boy reads a book (ધી બોય રીડસ એ બુક)

(2) This is my brother. (ધીસ ઇઝ માઇ બ્રધર)

(3) I go to school. (આઇ ગો ટુ સ્કુલ)

### ગુજરાતીનું અંગ્રેજી કરવા માટેની અગત્યની સૂચનાઓ

(૧) અંગ્રેજીમાં પ્રત્યેક સામાન્ય નામની આગળ આર્ટીકલ લખવો પડે છે. આવા આર્ટીકલોની સંખ્યા બે છે. A અથવા An અને The, જો નામ એક વચનનું હોય અને તેનો પહેલો અક્ષર વ્યંજન હોય તો A લગાડવો, અને સ્વર હોય તો An લગાડવો.

જો નામ બહુ વચનમાં વપરાય તો તેની આગળ The આર્ટીકલ વાપરવો. કોઈ કોઈ વાર નામ એકવચનમાં હોય અને કોઈ ખાસ, અમુક, એમ નિશ્ચયપૂર્વક તેને માટે કહેવામાં આવતું હોય ત્યારે એકવચનમાં પણ The વપરાય છે. જેમકે છોકરો A boy (બોય) એમાં પહેલો અક્ષર B વ્યંજન છે. ગધેડો An ass (એસ) એમાં પહેલો અક્ષર A સ્વર છે. છોકરાઓ Boys (બોય્ઝ) એ બહુવચન છે, એની આગળ The આર્ટીકલ લાગે છે અને એ વાક્યમાં The boys કરીને વપરાય છે.

(૨) ગુજરાતીમાં એક જ વસ્તુ હોય તો તેને એકવચન સમજવું. એકથી વધારે વસ્તુ હોય તો બહુવચન સમજવું. ગુજરાતીમાં એકવચન નામને ઓ લગાડવાથી બહુવચન થાય છે. જેમકે; છોકરો–છોકરાઓ અંગ્રેજીમાં એકવચનનું બહુવચન s લગાડવાથી થાય છે. જેમકે A boy–boys.

(૩) ગુજરાતીમાં તું સર્વનામ વપરાય તો અંગ્રેજીમાં ક્રિયાપદના છેડે st કે est અને તે કે તેણી (He, She, it) સર્વનામ વપરાય તો ક્રિયાપદને છેડે s પ્રત્યય વધારે લાગે છે. જેમકેઃ તું આવે છે. Thou comest (ધાઉ કમેસ્ટ) તે આવે છે. He comes (હી કમ્સ) અથવા She (શી) comes અથવા It (ઇટ) comes. પરંતુ મોટે ભાગે અંગ્રેજીમાં તું વાપરવું જ નહિ. તું ની જગાએ બધે વાક્યમાં તમે You વાપરવું.

(૪) વાક્યમાં જો કર્તાની જગ્યાએ વપરાયલો શબ્દ નામ હોય ને તે નામ એકવચનમાં હોય તો ક્રિયાપદને છેડે s લગાડવો, અને જો તે નામ બહુવચનમાં હોય તો s લગાડવો નહિ, પણ ક્રિયાપદ જેમનું તેમ વાપરવું. જેમકે; છોકરો રમે છે. A boy plays (એ બોય પ્લેઝ) છોકરાઓ રમે છે. The boys play. (ધી બોય્ઝ પ્લે)

(૫) કોઈપણ કાળનું વાક્ય હોય છતાં જો એમાં આજ્ઞા, હુકમ, વિનંતિ કે પ્રશ્ન પૂછવાની ક્રિયા બતાવવી હોય તો અંગ્રેજીમાં ક્રિયાપદ પહેલું આવે છે અને કર્તા (પ્રશ્નાર્થ વાક્ય સિવાય) મોટે ભાગે આવતો જ નથી. જેમકે; બહાર જાઓ, (તમે બહાર જાઓ) (Go out) શું તે પેન્સીલ છે? Is it a Pencil? (ઇઝ ઇટ એ પેન્સીલ?)

(૬) કોઈ આપણને સવાલ પૂછે તો તેના જવાબમાં હા પાડવી હોય તો Yes (યસ) અથવા Yes, Sir (સર) અને ના પાડવી હોય તો No (નો) અથવા No, Sir કહેવું. નામના પહેલા **ના** કે **નહિ** ના અર્થમાં No વાપરવુ અને ક્રિયાપદ, વિશેષણ કે આર્ટીકલના પહેલા **નથી** ના અર્થમાં Not વાપરવું જેમકે; મારી પાસે ચોપડી નથી. I have no book (આઇ હેવ નો બુક). તે સારો છોકરો નથી. He is not a good boy. (હી ઇઝ નોટ એ ગુડ બોય).

## સર્વનામના વપરાશ માટે નિયમો

અંગ્રેજી ભાષામાં એક અક્ષરના ફક્ત બે શબ્દ છે. એક A એટલે એક અને બીજો I એટલે હું. એમાં A આર્ટીકલ છે અને નામની અગાઉ આવે છે જ્યારે I સર્વનામ છે અને તે નામની જગાએ લખાય છે.

**નામને** બદલે જે શબ્દ વપરાય તે **સર્વનામ** કહેવાય છે. હું, તું, તે, (બહુવચન) અમે, તમે, તેઓ, નું અંગ્રેજી નીચે મુજબ છે.

| **એકવચન (Singular)** | **બહુવચન (Plural)** |
|---|---|
| હું I (આઇ) | અમે We (વી) |
| તું Thou (ધાઉ) | તમે You (યુ) |
| તે, તેણે } He—She—It (હી) (શી) (ઇટ) | તેઓ They (ધે) |

જો તે (તેણે) શબ્દ કોઈ પુરુષ માટે વપરાય તો અંગ્રેજીમાં **He** લખવું. જો કોઈ સ્ત્રીને માટે વપરાય તો She (તેણી) લખવું અને નાના પ્રાણી, જીવ-જંતુ તેમજ જીવ વગરની તમામ વસ્તુઓમાંથી કોઈને માટે વપરાય તો **It** લખવું. જેમકે: તે છોકરો છે. He is a boy. (હી ઇઝ એ બોય), તે (તેણી) છોકરી છે. She is a girl (શી ઇઝ એ ગર્લ) તે ચોપડી છે. It is a book. (ઇટ ઇઝ એ બુક).

એ ઉપરાંત ગુજરાતીમાં તથા અંગ્રેજીમાં આજ મુખ્ય સર્વનામો ઉપરથી બીજા એમના જ વધારે રૂપો થાય છે. અંગ્રેજી વાક્યોમાં એ બધાનો વપરાશ વધારે હોવાથી એ નીચે ટુંકાણમાં આપ્યાં છે. એને ખાસ કરીને ગોખીને મોઢે કરવાં.

**Me** (મી) મને; **My** (માઇ) મારો—મારી—મારૂં—મારાં

**Us** (અસ) અમને; **Our** (અવર) અમારો—અમારી—અમારૂં—અમારાં

**Thee** (ધી) તને, **Thy** (ધાઇ) તારો-તારી—તારૂં—તારા

**You** (યુ) તમે—તમને; **Your** (યોર) તમારો—તમારી—તમારૂં—તમારાં

**Him** (હીમ) તેને; **His** (હીઝ) તેનો—તેની—તેનું—તેના

**Her** (હર) તેણીને—તેણીનું, તેણીની, તેણીનો—તેણીના

**It** (ઇટ) તે, તેને; **Its** (ઇટસ) તેનો—તેની—તેનુ-તેના

**Them** (ધેમ) તેમને; **Their** (ધેર) તેમનો-તેમની—તેમનું-તેમનાં

**સર્વનામ ના વપરાશ** {
છોકરો દોડે છે = **તે** દોડે છે.
છોકરી દોડે છે = **તેણી** દોડે છે.
ઉંદર દોડે છે = **તે** દોડે છે.

આમા છોકરો, છોકરી અને ઉંદર એ ત્રણે શબ્દો વાકયમાં કર્તા છે. વળી એ તમામ શબ્દો એકવચનમાં છે, એટલે અંગ્રેજીના નિયમ મુજબ વર્તમાનકાળમાં (જેને છેડે 'છે' આવે) એવા દરેક ક્રિયાપદને છેડે વધારાનો s અક્ષર લગાડાય છે. જેમકે A boy runs (એ બોય રન્સ) A girl runs (એ ગર્લ રન્સ) A rat runs (એ રેટ રન્સ).

એ જ પ્રમાણે એ નામોને બદલે વપરાયલા તે, તેણી વગેરે સર્વનામવાળાં વાકયોમાં પણ ક્રિયાપદને છેડે s પ્રત્યય લાગે છે. જેમકેઃ He (છોકરો–પુરુષ છે માટે) runs; She (છોકરી–સ્ત્રી છે માટે) runs, It (ઉંદર–નાનું પ્રાણી છે માટે) runs.

ટુંકાણમાં જ્યારે જયારે અંગ્રેજીમાં He, She, It સર્વનામ વાકયમાં વાપરવા પડે ત્યારે ત્યારે વાકયના ક્રિયાપદને (જો વર્તમાનકાળનું હોય એટલે છેડે 'છે' આવ્યો હોય તો) છેડે s પ્રત્યય લગાડવો પડે છે અને તું Thou (ધાઉ) સર્વનામ વાપરવું પડે તો ક્રિયાપદને છેડે est (એસ્ટ) કે st પ્રત્યય વધારે લગાડવો પડે છે. જેમકે: તું જાય છે. Thou goest (ધાઉ ગોએસ્ટ).

### અંગ્રેજીમાં બે અક્ષરના શબ્દો

It (ઇટ) તે
He (હી) તે
If (ઇફ) જો
In (ઇન) અંદર
Of (ઓફ) નો, ની, નું, ના
On (ઓન) ઉપર
To (ટુ) ને, તરફ
Ox (ઓક્સ) બળદ
Oh ! (ઓહ) અરે
Lo (લો) જુઓ
So (સો) તેથી
Go (ગો) જવું
No (નો) નહિ
Do (ડુ) કરવું
Up (અપ) ઉપર
Us (અસ) અમને
Me (મી) મને
My (માઇ) મારૂં, મારો
By (બાઇ) વડે, પાસે, થી
Be (બી) થવું, હોવું
We (વી) અમે, આપણે
Or (ઓર) અથવા, કે

## અંગ્રેજીમાં ત્રણ અક્ષરના શબ્દો

**One** (વન) એક
**Two** (ટુ) બે
**Ice** (આઇસ) બરફ
**Hot** (હોટ) ગરમ
**Six** (સીક્સ) છ
**Ten** (ટેન) દશ
**Him** (હીમ) તેને
**Her** (હર) તેણીને, તેણીનું
**Pot** (પોટ) વાસણ
**Not** (નોટ) નથી, નહિ
**Top** (ટોપ) ભમરડો
**Boy** (બોય) છોકરો
**Toy** (ટોય) રમકડું
**Joy** (જોય) આનંદ
**Use** (યુઝ) ઉપયોગ કરવો, વાપરવું
**Put** (પુટ) મુકવું
**But** (બટ) પણ
**And** (એન્ડ) અને
**Cut** (કટ) કાપવું
**Cat** (કેટ) બિલાડી
**Rat** (રેટ) ઉંદર
**Run** (રન) દોડવું
**Fun** (ફન) ગમત
**Sun** (સન) સૂર્ય
**Son** (સન) દીકરો
**Cup** (કપ) પ્યાલું
**You** (યુ) તમે
**His** (હીઝ) તેનો, તેની, તેનું
**Our** (અવર) અમારો, અમારી
**Day** (ડે) દિવસ
**Pay** (પે) પગાર
**Say** (સે) કહેવું
**Way** (વે) રસ્તો
**Why** (વાય) કેમ, શા માટે
**How** (હાઉ) કેવી રીતે
**Bee** (બી) મધમાખી
**She** (શી) તેણી
**Tea** (ટી) ચહા
**Key** (કી) કુંચી
**Den** (ડેન) ગુફા
**Hen** (હેન) મરઘી
**Pen** (પેન) કલમ
**Bed** (બેડ) બીછાનું
**Red** (રેડ) લાલ
**Pie** (પાઇ) પાઇ
**Tie** (ટાઇ) બાંધવું



## Lesson 1 : પાઠ ૧.

| (એકવચન) | (બહુવચન) |
|---|---|
| છે Is (ઇઝ) | છીએ, છે Are (આર) |
| ને છે, ની પાસે છે Has (હૅઝ) | ને છે, ની પાસે છે Have (હૅવ) |
| હતો Was (વૉઝ) | હતા Were (વેર) |
| માણસ Man (મૅન) | માણસો Men (મેન) |
| સ્ત્રી Woman (વુમન) | સ્ત્રીઓ Women (વીમેન) |
| આ This (ધીસ) | આ These (ધીઝ) |
| પેલો That (ધૅટ) | પેલા Those (ધોઝ) |

**સૂચના :** જ્યાં અક્ષરને માથે માત્રાની જગ્યાએ ˋ આવી નિશાની આવે ત્યાં પહોળો ઉચ્ચાર કરવો અને જ્યાં ફક્ત માત્રા હોય ત્યાં સાંકડો ઉચ્ચાર કરવો.

**સૂચના :** જેમ નામની અગાઉ A, An કે The આર્ટીકલ આવે છે, તેમ અંગ્રેજીમાં ક્રિયાપદનાં મૂળ રૂપની અગાઉ To આવે છે. પણ વાકયમાં ક્રિયાપદ વાપરતી વખતે એ To કાઢી નાંખવામાં આવતો હોવાથી આ પુસ્તકમાં દરેક પાઠની શરૂઆતમાં આપેલા શબ્દોમાં તમામ ક્રિયાપદની પૂર્વે To છાપ્યો નથી. શીખનારે એ સમજી લેવો. જેમકે : જોવું To see ને બદલે એકલો See છાપ્યો છે. તેમજ દરેક સામાન્ય નામની અગાઉ A કે An આર્ટીકલ છાપ્યો નથી, એ સમજી લેવાનો છે. જેમકે : ચોપડી Book અહીં A Book સમજી લેવું.

### Words (વર્ડ્ઝ) શબ્દો

| | |
|---|---|
| સારી, ભલી Good (ગુડ) | નથી Not (નૉટ) |
| છોકરી Girl (ગર્લ) | ચોપડી Book (બુક) |
| અહીંઆ Here (હીઅર) | જોવું See (સી) |
| ત્યાં There (ધેર) | કર્યું Did (ડીડ) |
| કરવું Do (ડુ) | સાહેબ Sir (સર) |

| | |
|---|---|
| ફરજ **Duty** (ડ્યુટી) | ની પાસે હતું **Had** (હેડ) |
| હા **Yes** (યસ) | કોણ **Who** (હુ) |
| ના—નહિ **No** (નો) | થવું **Be** (બી) |

## વાક્યો Sentences (સેન્ટન્સીઝ)

1 હું અહીંઆ છું. I am here. (આઇ એમ હીઅર)
2. તેઓ ત્યાં છે. They are there. (ધે આર ધેર)
3. તેની પાસે ચોપડી છે. He has a book. (હી હેઝ એ બુક)
4. તમારી પાસે રમકડું છે. You have a toy. (યુ હેવ એ ટોય)
5. તેણીને એક દીકરી હતી. She had a girl. (શી હેડ એ ગર્લ)
6. આ છોકરાઓ ત્યાં હતા. These boys were there. (ધીઝ બોય્ઝ વેર ધેર)
7. અમે તે વાપરીએ છીએ. We use it. (વી યુઝ ઇટ)
8. આ એક માણસ છે. This is a man. (ધીસ ઇઝ એ મેન)
9. પેલી સ્ત્રી છે. That is a woman. (ધેટ ઇઝ એ વુમન)
10. આ માણસો છે અને પેલી સ્ત્રીઓ છે. These are men and those are women. (ધીઝ આર મેન એન્ડ ધોઝ આર વીમેન)
11 તે (તેણી) કોણ હતી? Who was she? (હુ વોઝ શી?)
12. સાહેબ, તે એક ભલી છોકરી હતી. Sir, she was a good girl. (સર, શી વોઝ એ ગુડ ગર્લ)
13. મને અહીંઆ મળજો. See me here. (સી મી હીઅર)
14. આ કોણે કર્યું? Who did this? (હુ ડીડ ધીસ?)
15. તે મારો દીકરો છે. He is my son. (હી ઇઝ માઈ સન)
16. સૂરજ ગરમ છે. The sun is hot. (ધી સન ઇઝ હોટ)
17. હું અહી દશ ચોપડી જોઉં છું. I see ten books here. (આઇ સી ટેન બુકસ હીઅર)
18. હા, સાહેબ, તે સારો છોકરો નથી. Yes, sir, he is not a good boy. (યસ, સર, હી ઇઝ નોટ એ ગુડ બોય)

19 મારી પાસે રમકડું નથી. I have no toy. (આઇ હેવ નો ટોય)
20. સારા (ભલા) થાઓ અને તમારી ફરજ બજાવો. Be good and do your duty. (બી ગુડ એન્ડ ડુ યોર ડયૂટી)

## Lesson 2 : પાઠ ૨

પહેલા પાઠમાં આપણે શીખી ગયા કે મુખ્ય સર્વનામ ત્રણ છે. તેના એકવચન તથા બહુવચનના રૂપો મળીને કુલ સાત રૂપ થાય છે. દરેક ક્રિયાપદના આ ૭ રૂપો નિયમ પ્રમાણે કંઈ પણ ફેરફાર વગર થાય છે. (બીજા પુરૂષ એકવચન–'તું' માં ક્રિયાપદને છેડે est અને ત્રીજા પુરૂષ એકવચન 'તે'મા ક્રિયાપદને છેડે s વધારે લાગે છે.)

### દોડવું To run (રન)

| | |
|---|---|
| હું દોડુ છું I run | અમે દોડીએ છીએ. We run |
| તુ દોડે છે. Thou runnest | તમે દોડો છો. You run |
| તે દોડે છે. He (She-it) runs | તેઓ દોડે છે. They run |

પરંતુ to be અને to have એ બે ક્રિયાપદોનાં રૂપ નિયમ પ્રમાણે થતા નથી, છતાં બીજા ક્રિયાપદો કરતા વાકયોમા એમનો વપરાશ ઘણો વધારે છે, એટલે એમનાં રૂપ ખાસ ધ્યાનપૂર્વક ગોખવાં જરૂરનાં છે.

### હોવું અથવા થવું To be (બી)

| | |
|---|---|
| હું છું. I am (એમ) | અમે છીએ. We are |
| તું છે Thou art (આર્ટ) | તમે છો You are |
| તે છે He-she-it is | તેઓ છે. They are |

### ને હોવું અથવા ની પાસે હોવું To have (હેવ)

મને છે-(અથવા) મારી પાસે છે. I have
અમને છે-(અથવા) અમારી પાસે છે. We have
*તને છે-(અથવા) તારી પાસે છે. Thou hast (હેસ્ટ)
તમને છે-(અથવા) તમારી પાસે છે. You have

*Thou શબ્દ અંગ્રેજીમા ભાગ્યે જ વપરાય છે. માટે વાકયમાં જ્યાં જ્યાં તુ આવે ત્યાં ત્યાં અંગ્રેજીમાં You (તમે) વાપરવો.

તેને છે-અથવા તેની પાસે છે He (she-it) has (હેઝ)
તેમને છે-(અથવા) તેમની પાસે છે. They have

**સૂચના:** ને છે, ની પાસે છે, એનો અર્થ કબજે છે, તાબે છે, સાહેબીનો છે, એવો થાય ત્યારે એને માટે has કે have ક્રિયાપદ વપરાય છે, પણ જ્યારે એનો અર્થ 'નજદીક, પાસે' થાય (એટલે જગા બતાવે) ત્યારે Near વપરાય છે

## Words (વર્ડઝ) શબ્દો

| | |
|---|---|
| Why (વ્હાય) શા માટે | હવે Now (નાવ) |
| ક્યાં Where (વ્હેર) | પાસે Near (નીઅર) |
| શું What (વોટ) | જાય છે Does go (ડઝ ગો) |
| ક્યારે When (વ્હેન) | હાથ Hand (હેન્ડ) |
| કેવી રીતે How (હાઉ) કેમ | વાંચવું Read (રીડ) |
| જવું Go (ગો) | આપવું Give (ગીવ) |
| આવવું Come (કમ) | લેવું Take (ટેઈક) |

1. હું અહીંઆ છું I am here. (આઇ એમ હીઅર)
2. તમે ક્યાં છો ? Where are you? (વ્હેર આર યુ)
3. આ શું છે? What is this? (વોટ ઇઝ ધીસ)
4. તેની પાસે તેના હાથમાં શું છે? What has he in his hand? (વોટ હેઝ હી ઇન હીઝ હેન્ડ)
5. તમે ક્યારે વાંચો છો? When do you read? (વ્હેન ડુ યુ રીડ)
6 અમારી પાસે તમારી કુંચી છે. We have your key. (વી હેવ યોર કી)-કબજો બતાવે છે.
7. તેણીની કુંચી પલંગની પાસે (પડેલી) છે. Her key is near the bed. (હર કી ઇઝ નીઅર ધી બેડ)-જગા બતાવે છે.
8. તેમને એક દીકરો છે. They have a son (ધે હેવ એ સન)
9. *તારી પાસે એક ભમરડો છે You have a top. (યુ હેવ એ ટોપ) (જુઓ ઉપલા પાનાની નીચેની ફુટનોટ)

10. હવે સૂઈ (બીછાને) જાઓ. Go to bed now. (ગો ટુ બેડ નાઉ)
11. મારી પાસે આવો. Come to me. (કમ ટુ મી)
12. અમને એક સારી ચોપડી આપો. Give us a good book. (ગીવ અસ એ ગુડ બુક)
13. આ પાઈ લ્યો અને (તે) તેને આપો, Take this pie and give him, અથવા give it to him. (ટેઈક ધીસ પાઇ એન્ડ ગીવ હીમ–ગીવ ઇટ ટુ હીમ).
14. તમને હવે કેમ છે? (તમારી તબિયત હવે કેમ છે) How are you now? (હાઉ આર યુ નાઉ ?)
15. તે ત્યાં શા માટે જાય છે? Why does he go there? (વ્હાય ડઝ હી ગો ધૅર)

---

## Lesson 3 : પાઠ ૩ ઉપર

ઉપર : કોઈ વસ્તુ કોઈની સાથે લગોલગ અડકેલી હોય ત્યારે 'ઉપર'નો અર્થ બતાવવા on (ઓન) કે upon (અપોન) વપરાય છે. વળી કોઈ વસ્તુ કોઈની ઉપર આધાર રાખે ત્યારે એ અર્થમાં પણ upon વપરાય છે. જેમકેઃ રોટલો ખાઈને–રોટલાની ઉપર upon the bread (બ્રેડ) પરંતુ ઉંચાઈ નો અર્થ બતાવવા માટે 'ઉપર' વપરાય ત્યારે તેને માટે અંગ્રેજીમાં Up (અપ) વપરાય છે. બે વસ્તુની વચ્ચે પુષ્કળ અંતર હોય ને બહુ મોટા પ્રમાણમાં ઉંચાઈનો અર્થ બતાવવો હોય તો above (એબવ) વપરાય છે અને એક વસ્તુ ઉપર થઈને બીજી વસ્તુ એક છેડેથી બીજે છેડે પસાર થઈ જાય ત્યારે 'ઉપર'ને માટે Over (ઓવર) શબ્દ વપરાય છે.

### Words (વર્ડ્ઝ) શબ્દો

માથું Head (હેડ)
ટોપી Cap (કેપ)
કલમ Pen (પેન)

મરઘી Hen (હેન)
ગુફા Den (ડેન)
લાલ Red (રેડ)

કે, અથવા **Or** (ઓર)
રહેવું **Live** (લીવ)
બેસવું **Sit** (સીટ)
કાપવું **Cut** (કટ)
બંધ કરવું **Shut** (શટ)
ઉઘાડવું **Open** (ઓપન)
બાંધવું **Tie** (ટાઇ)
દોડવું **Run** (રન)
ચાહ **Tea** (ટી)
પગાર **Pay** (પે)
વાસણ **Pot** (પૉટ)
બરફ **Ice** (આઇસ)
બિલાડી **Cat** (કેટ)
ઉંદર **Rat** (રેટ)
ગમત **Fun** (ફન)
દૂધ **Milk** (મીલ્ક)
ખુરશી **Chair** (ચેર)
આકાશ **Sky** (સ્કાઇ)
ઉપર થઈ ને **Over** (ઓવર)
નીચે થઈ ને **Under** (અન્ડર)
પૂલ **Bridge** (બ્રીજ)
તેથી **So** (સો)

1. મારા માથા ઉપર ટોપી છે. **A cap is on my head.** (એ કૅપ ઇઝ ઓાન માઈ હેડ) અથવા **There is a cap on my head.** (ધેર ઇઝ એ કેપ ઓાન માઈ હેડ)
2. આ ખુરસી ઉપર બેસતા નહિ. **Do not sit upon this chair.** (ડુ નોટ સીટ અપૉન ધીસ ચેર)
3 હું દૂધ ઉપર (દૂધ પીને) રહુ છુ. **I live upon milk.** (આઇ લીવ અપૉન મીલ્ક) આધાર બતાવે છે.
4. આકાશ આપણા માથા ઉપર છે. **The sky is above our head.** (ધી સ્કાઈ ઇઝ એબવ અવર હેડ)
5. પૂલ ઉપર થઈ ને અને ગુફાની નીચે થઈ ને. **Over the bridge and under the den.** (ઓવર ધી બ્રીજ ઍન્ડ અન્ડર ધી ડેન)
6. આ વાસણ ગરમ છે, તેથી તે લાલ છે. **This pot is hot, so it is red.** (ધીસ પૉટ ઇઝ હોટ, સો ઇટ ઇઝ રેડ)
7. તમે તમારી કલમ શા માટે કાપો છો? **Why do you cut your pen?** (વ્હાય ડુ યુ કટ યૉર પેન)
8. તે શું કહે છે? **What does he say?** (વૉટ ડઝ હી સે?)

9. મને મારો પગાર આપો. Give me my pay. (ગીવ મી માઇ પે)
10. ચોપડી બંધ કરો અને હાલ ઉઘાડતા નહિ Shut the book and do not open it now. (શટ ધી બુક ઍન્ડ ડુ નોટ ઓપન ઇટ નાઉ)
11. પેલી બિલાડીને ખુરસી સાથે બાંધો. Tie that cat to the chair. (ટાઇ ધૅટ કૅટ ટુ ધી ચેર)
12 બરફ ઉપર દોડવું એ એક ગમત છે. To run upon ice is a fun. (ટુ રન અપોન આઇસ ઇઝ એ ફન)
13 ઉંદર મરઘીની પાસે જાય છે. A rat goes near the hen. (એ રૅટ ગોઝ નીઅર ધી હેન)
14 તમે શું લ્યો (પીઓ) છો ? ચાહ કે દૂધ ? What do you take ? Tea or milk ? (વૉટ ડુ યુ ટેઇક ? ટી ઑર મીલ્ક )
15. મારો પુત્ર અહીં રહે છે My son lives here (માઇ સન લીવ્ઝ હીઅર)

---

## Lesson 4 : પાઠ ૪

Do : અંગ્રેજીમા જે વાક્યમાં-પ્રશ્ન પૂછાતો હોય તે વાક્યમા ક્રિયાપદ પહેલું આવે છે. ગુજરાતીમાં આવા વાક્યમાં ક્રિયાપદ છેલ્લું આવે છે. ગુજરાતીમા આવા વાક્યમાં નામ કે સર્વનામ (કર્તા તરીકે) શરૂઆતમાં આવે તો પણ અંગ્રેજી બનાવતી વખતે તે બદલી નાખવામાં આવે છે. જો ક્રિયાપદ બે શબ્દનુ બનેલુ હોય તો તે બે શબ્દની વચ્ચે કર્તાને મૂકવો. આમ સવાલ થઇ જાય છે. જો ક્રિયાપદ એક જ શબ્દનું બનેલુ હોય તો એને મદદ કરવા do ક્રિયાપદ સહાયકારક તરીકે વધારે લઇ તેને શરૂઆતમાં મૂકી તેની પછી કર્તા અને તે પછી મૂળ ક્રિયાપદ મૂકવામા આવે છે. જો કર્તા I you કે હોય તો dost (ડસ્ટ) અને He, she કે it હોય તો does (ડઝ) મૂકવામા આવે છે. ટૂંકાણમાં જો ક્રિયાપદને છેડે s કે es આવેલ હોય તો સવાલવાળું વાક્ય બનાવતી વખતે શરૂઆતમાં does મૂકાય

● જો ક્રિયાપદને છેડે (ભૂતકાળની નિશાની) ed પ્રત્યય લાગેલો હોય તો સવાલ બનાવતી વખતે do ને બદલે did (ડીડ) શરૂઆતમાં મૂકાય છે.

| સાદા વાક્ય | સવાલવાળાં વાક્ય |
|---|---|
| હું જાઉ છું. **I go.** | શું હું જાઉ છું? **Do I go?** |
| તુ જાય છે. Thou goest. | શું તુ જાય છે? Dost thou go? |
| તે જાય છે. He goes. | શું તે જાય છે? Does he go? |
| વે રમ્યો. He played. | શું તે રમ્યો? **Did he play?** |
| તે વાંચે છે. **He is reading.** | શું તે વાચે છે? **Is he reading?** |

## Words (વર્ડઝ) શબ્દો

કહેવું Tell (ટેલ)
રમવું Play (પ્લે)
પ્રાથના કરવી Pray (પ્રે)
(ઈંડુ) મૂકવું Lay (લે)
નો–ની–નું–ના Of (ઑફ)
સારી પેઠે Well (વેલ)
કૂવો Well (વેલ)
નિશાળે To school (સ્કૂલ)
એક A અથવા An (એન)
તે The (ધી)–આર્ટિકલ
તે (પેલો) That–વિશેષણ
માં–અંદર In (ઇન)
પાણી Water (વૉટર)
બળદ Ox (ઑકસ)
ઈંડુ Egg (એગ)
પાઠ Lesson (લેસન)
ઇશ્વર God (ગૉડ)
નિશાળ School (સ્કૂલ)
શિક્ષક Teacher (ટીચર)
ખરાબ Bad (બૅડ)
રોજ Every day (એવરી ડે)
(અથવા) daily (ડેઇલી)

1. તમે ક્યાં જાઓ છો? **Where do you go?** (વ્હેર ડુ યુ ગો)
2. હું દરરોજ નિશાળે જાઉ છું I go to school daily. (આઇ ગો ટુ સ્કૂલ ડેઇલી)
3. મારા શિક્ષક આજે નિશાળે આવ્યા નથી. My teacher has not come to school to-day. (માઇ ટીચર હેઝ નોટ કમ ટુ સ્કૂલ ટુ–ડે)
4. તે કૂવાનું પાણી ખરાબ છે. The water of that well is bad. (ધી વૉટર ઑફ ધેટ વેલ ઇઝ બૅડ)

5. શું તે તમારા શિક્ષક છે? Is he your teacher? (ઇઝ હી યૉર ટીચર?)
6. મરઘી ઈંડા મૂકે છે. A hen lays eggs. (એ હેન લેઝ એગ્સ)
7. તે રોજ ઇશ્વરની પ્રાર્થના કરે છે? Does he pray to God every day? (ડઝ હી પ્રે ટુ ગૉડ એવરી ડે?)
8. પાણીમાં રમો નહીં. Do not play in water. (ડુ નોટ પ્લે ઇન વૉટર)
9. તેણી પોતાના (તેણીના) પાઠ સારી રીતે વાંચે છે. She reads her lessons well. (શી રીડઝ હર લેસન્સ વેલ)
10. નિશાળે જાઓ ને તમારા પાઠ વાંચો. Go to school and read your lessons. (ગો ટુ સ્કૂલ ઍન્ડ રીડ યૉર લેસન્સ)
11. મારી તબીયત સારી નથી. I am not well. (આઇ ઍમ નોટ વેલ)
12. કૂવામાં પાણી નથી. There is no water in the well. (ધેર ઇઝ નો વૉટર ઇન ધી વેલ)
13. તમે ત્યા એક બળદને જોયો? Did you see an ox there? (ડીડ યુ સી એન ઓક્સ ધેર?)
14. તમે હમણાં શું કરો છો? What are you doing now? (વૉટ આર યુ ડુઇંગ નાઉ?)
15. તમારી નિશાળ ક્યાં છે? મને કહો. Where is your school? Tell me. (વ્હેર ઇઝ યૉર સ્કૂલ? ટેલ મી) અથવા Tell me, where is your school?

---

## Lesson 5 : પાઠ ૫

**Shall–will** : ગુજરાતીમાં ક્રિયાપદને છેડે શો–શે–શું આવે ત્યારે તે ભવિષ્યકાળ બતાવે છે. આવા ક્રિયાપદનું અંગ્રેજી કરતી વખતે તેની આગળ Shall (શેલ) અને Will (વીલ) વધારાના શબ્દ મૂકવા પડે છે. જેમકે ; રમીશ Will play.

જો વાક્યમાં કર્તા I કે We હોય તો ક્રિયાપદનાં મૂળ રૂપની અગાઉ shall અને કર્તા you, he, she, it કે they હોય તો will વાપરવું.

આવા બેવડા ક્રિયાપદવાળા વાક્યોનો સવાલ બનાવવો હોય ત્યારે નિયમ પ્રમાણે કર્તાને એ બે ક્રિયાપદ વચ્ચે મુકવો. જેમકે; અમે રમીશું. **We shall play.** શું અમે રમીશું? **Shall we play?**

**OF** : અંગ્રેજીમાં of નો અર્થ નો–ની–નું–ના થાય છે. ગુજરાતીમાં એ છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય ગણાય છે; અને નામને છેડે આવે છે. પણ અંગ્રેજીમાં નો–ની–નું–ના નું અંગ્રેજી (of) પહેલાં લખાય છે. અને જે શબ્દની સાથે એ આવે છે, તે શબ્દ એની પછી લખાય છે, જેમકે; ચોપડીનો= નો ચોપડી of a book, કૂવાનું પાણી=પાણી નું કૂવો Water of the well. (વૉટર ઑફધી વેલ)

## Words (વર્ડ્ઝ) શબ્દો

| | |
|---|---|
| ગધેડો Ass (એસ) Donkey (ડૉન્કી) | મુંબઈ Bombay (બૉમ્બે) |
| મળવા આવવું See (સી) | પણ But (બટ) |
| ચાહ પીવી Take tea (ટેઈક ટી) | ઘર House (હાઉસ) |
| આજે To day (ટુ–ડે) | ઘેર At home (એટ હોમ) |
| આવતી કાલે To morrow (ટુમૉરો) | તેમનુ Their (ધેર) |
| ગઈ કાલે Yesterday (યસ્ટરડે) | સૂવું to go to bed (બેડ) |
| સવારે Morning (મોર્નીંગ) | ગયા Went (વેન્ટ) |
| બપોરે At noon (એટ નુન) | નવું New (ન્યુ) |
| સાંજે Evening (ઈવનીંગ) | ઊઠવું Get up (ગેટ અપ) |
| રાત Night (નાઈટ) | વહેલું Early (અર્લી) |
| આજેરાતે To-night (ટુ–નાઈટ) | મોડું Late (લેઈટ) |
| આજે સવારે This morning | હંમેશાં Always (ઓલવેઝ) |
| | ઉંઘવું Sleep (સ્લીપ) |

1. તમે મને આજે ક્યારે મળવા આવશો? When will you come to see me to-day. (વ્હેન વીલ યુ કમ ટુ સી મી ટુ–ડે)

2. તમે ચાહ પીશો? Will you take tea? (વીલ યુ ટેઈક ટી?)
3. અમે આવતી કાલે મુંબઈ જઈશું. We shall go to Bombay to-morrow. (વી શેલ ગો ટુ બૉમ્બે ટુ-મોરો)
4. તમે માણસ નહી પણ ગધેડા છો. You are not a man but an ass. (યુ આર નોટ એ મૅન બટ ઍન ઍસ)
5. તેને આજે રાતે ઘેર મળજો. See him to-night at home. (સી હીમ ટુ નાઇટ એટ હોમ)
6. આ તેમનું ઘર છે This is their house. (ધીસ ઇઝ ધેર હાઉસ)
7. હું બપોરે સુઈ જઈશ ને સાંજે મારૂં લેસન કરીશ. I shall go to bed at noon and do my lesson in the evening. (આઈ શેલ ગો ટુ બેડ એટ નુન એન્ડ ડુ માઈ લેસન ઇન ધી ઈવનીંગ)
8. રાતે મોડે સુધી વાંચવું સારૂં નથી. It is not good to read late at night. (ઇટ ઇઝ નોટ ગુડ ટુ રીડ લેઈટ એટ નાઈટ)
9. આજે સવારે અમે તેણીનુ નવુ ઘેર જોવા ગયા. We went to see her new house this morning. (વી વેન્ટ ટુ સી હર ન્યુ હાઉસ ધીસ મોર્નીંગ)
10. હંમેશાં સવારે વહેલા ઉઠો. Get up always early in the morning. (ગેટ અપ ઓલવેઝ અર્લી ઇન ધી મોર્નીંગ)
11. તમે રાતના કયારે સુઈ જાઓ છો? When do you go to bed at night? (વ્હેન ડુ યુ ગો ટુ બેડ એટ નાઈટ)

## Lesson 6 : પાઠ ૬

આજ્ઞા–હુકમ અથવા વિનંતિ બનાવનારા વાક્યમાં ક્રિયાપદ પહેલું મૂકાય છે. એ ક્રિયાપદને કોઈ પણ જાતનો વધારાનો પ્રત્યય લાગતો નથી. તેમ ગુજરાતી વાક્યમાં શરૂઆતમાં કર્તા તરીકે કોઈ સર્વનામ આવ્યું હોય તો તે અંગ્રેજીમાં વપરાતુ નથી, પરંતુ અધ્યાહાર રહે છે. જેમકે;

નિશાળે જાઓ અને તમારી ચોપડી વાંચો. (You) Go to school and read your books. (હુકમ બતાવે છે). સાહેબ, મને એક પાઈ આપો. Sir, give me a pie. (વિનંતિ બતાવે છે.)

## Words (વર્ડ્ઝ) શબ્દો

મા Mother (મધર)
બાપ Father (ફાધર)
દીકરી Daughter (ડોટર)
ભાઈ Brother (બ્રધર)
બેન Sister (સીસ્ટર)
કાકા Uncle (અન્કલ)
કાકી Aunt (આન્ટ)
વહુ Wife (વાઈફ)
વર Husband (હસબન્ડ)
સાથે With (વીથ)
બહાર Out (આઉટ)
બંને Both (બોથ)
મેજ Table (ટેબલ)
પકડવું Catch (કેચ)
મધમાખી Bee (બી)
યત્ન કરવો Try (ટ્રાય)
રીત, રસ્તો Way (વે)
ધરવું, પકડવું Hold (હોલ્ડ)
પ્યાલો Cup (કપ)
બતાવવું Show (શો)

1. એ મધમાખીને પકડવાનો પ્રયત્ન કરતા નહિ. Do not try to catch that bee. (ડુ નોટ ટ્રાય ટુ કેચ ધેટ બી)
2. તમારી કલમ આ પ્રમાણે (રીતે) પકડો. Hold your pen in this way. (હોલ્ડ યોર પેન ઇન ધીસ વે)
3. આ પ્યાલુ પેલા ટેબલ ઉપર મૂકો. Put this cup on that table. (પુટ ધીસ કપ ઓન ધેટ ટેબલ)
4. ભાઈ, મને રસ્તો બતાવો. Brother, show me the way. (બ્રધર, શો મી ધ વે)
5. હું મારા બાપા સાથે ઘેર જાઉં છું. I am going home with my father. (આઈ એમ ગોઈંગ હોમ વીથ માઈ ફાધર)
6 તેની માની તબીયત ઠીક નથી. His mother is not well. (હીઝ મધર ઇઝ નોટ વેલ)
7. મારી કાકીને એક દીકરી ને બે દીકરા છે. My aunt has one daughter and two sons. (માઈ આન્ટ હેઝ વન ડોટર એન્ડ ટુ સન્સ)
8 મને એક ભાઈ છે પણ બેન નથી I have a brother but no sister. (આઈ હેવ એ બ્રધર બટ નો સીસ્ટર)

9. તમારા કાકા ક્યા રહે છે? Where does your uncle live? (વ્હેર ડઝ યૌર અન્કલ લીવ?)
10. તેઓ ક્યાંથી આવે છે? Where do they come from? (વ્હેર ડુ ધે કમ ફ્રોમ) અથવા Whence (વ્હેન્સ) do the come?
11. એ મારી પત્ની (વહુ) છે અને હું એનો પતિ (વર) છું. She is my wife and I am her husband. (શી ઇઝ માઇ વાઇફ એન્ડ આઇ એમ હર હસબન્ડ)
12. તેઓ બંને મારા ભાઈઓ હતા. Both of them were my brothers. (બોથ ઓફ ધેમ વેર માઈ બ્રધર્સ)
13. હુ મારા કાકા સાથે બહાર જાઉં છું. I am going out with my uncle. (આઇ એમ ગોઇંગ આઉટ વીથ માઈ અન્કલ)

---

## Lesson 7 : પાઠ ૭

અંગ્રેજીમાં મારો-મારી-મારૂં માટે My અને Mine; અમારો અમારી-અમારૂં માટે Our અને Ours; તારો-તારી-તારૂં માટે Thy અને Thine; તમારો-તમારી-તમારૂં માટે Your અને Yours; તેમનો-તેમની-તેમનું માટે Their અને Theirs એમ એક નાનું અને બીજુ મોટું એમ બે અંગ્રેજી રૂપ છે. બંનેના ગુજરાતી અર્થ એકજ સરખા હોવા છતાં બંનેના વપરાશ વાક્યમાં જુદા જુદા છે. ટુંકા રૂપો પછી તરતજ નામ કે સર્વનામ આવે છે. જ્યારે લાંબા રૂપો હમેશાં ક્રિયાપદની પછી—છેક છેડે વપરાય છે. નીચેના વાક્યોમાં એનો વપરાશ ખાસ ધ્યાનમાં રાખો.

આ મારી ચોપડી છે. This is my book. (બુક)
આ ચોપડી મારી છે. This book is mine. (માઇન)
પેલી તમારી નિશાળ છે. That is your school. (સ્કૂલ)
પેલી નિશાળ તમારી છે That school is yours. (યોર્સ)
આ અમારૂં ઘર છે. This is our house. (હાઉસ)
આ ઘર અમારૂં છે. This house is ours. (અવર્સ)

## Words (વર્ડઝ) શબ્દો

મારૂં My–mine (માઇન)
અમારૂં Our–Ours (અવર્સ)
તારૂં Thy–Thine (ધાઇન)
તમારૂં Your–Yours (યોર્સ)
તેણીનું Her–Hers (હર્સ)
તેમનું Their–Theirs (ધેર્સ)
માસ્તર Master (માસ્ટર)
બેસવુ Sit (સીટ)
તેટલા માટે Therefore (ધેરફોર)
બહાર જવું Get out (ગેટઆઉટ)
બીજું Else (એલ્સ)
કોણ Who (હુ)
કોને Whom (હુમ)
કોનો–ની–નું Whose (હુઝ)
બોલાવવું Call (કોલ)
સાચું Truth (ટ્રુથ)
પ્રમાણિક Honest (ઓનેસ્ટ)
થવું, હોવું Be (બી)
માંથી બહાર Out of (આઉટ ઓફ)

1. આ ચોપડીઓ તમારી છે? Are these books yours? (આર ધીઝ બુક્સ યોર્સ)
2. ના, સાહેબ, પેલી અમારી છે. No, sir, those (books) are ours. (નો, સર, ધોઝ આર અવર્સ)
3. આ અમારી નિશાળના માસ્તર છે. This is a teacher of our school. (ધીસ ઇઝ એ ટીચર ઓફ અવર સ્કૂલ)
4. અંદર આવો અને અમારી પાસે બેસો. Come in and sit near us. (કમ ઈન એન્ડ સીટ નીઅર અસ)
5. આ મારૂં ઘર છે તેટલા માટે બહાર ચાલ્યા જાવ. This is my house, therefore get out. (ધીસ ઇઝ માઈ હાઉસ ધેરફોર ગેટ આઉટ)
6. મારા બાપા ઘેર (ઘરમા) છે. My father is at home. (માઇ ફાધર ઇઝ એટ હોમ)
7. તમારી સાથે બીજું કોણ છે? Who else is with you? (હુ એલ્સ ઇઝ વીથ યુ?)
8. ટેબલ પર કોની ચોપડી પડેલી છે? Whose book is on the table? (હુઝ બુક ઇઝ ઓન ધી ટેબલ?)

9. તમે કોને બોલાવો છો ? Whom do you call ? (હુમ ડુ યુ કોલ)
10 પ્રમાણિક થાઓ અને સાચું બોલો (કહો). Be honest and tell the truth. (બી ઓનેસ્ટ એન્ડ ટેલ ધી ટ્રુથ)
11. શિક્ષક શાળામાંથી બહાર જાય છે. The teacher goes out of the school. (ધી ટીચર ગોઝ આઉટ ઓફ ધી સ્કૂલ)

---

## Lesson 8 : પાઠ ૮

ઉંચાઈમાં-કદમાં-માપમાં વગેરેમાં મોટું શબ્દ બતાવવા અંગ્રેજીમાં large (લાર્જ) અને big (બીગ) શબ્દો વપરાય છે. જ્યારે નાનું શબ્દ બતાવવા અંગ્રેજીમાં small (સ્મોલ) અને little (લીટલ) શબ્દો વપરાય છે.

પરંતુ એકજ માબાપના કે કુટુંબનાં બાળકો-સગા ભાઈબહેનોને માટે જ્યારે મોટા-નાનાનું કદ બતાવવું પડે છે, ત્યારે અંગ્રેજીમાં એ શબ્દો વપરાતા નથી, પરતુ વધારે મોટો elder (એલ્ડર), સહુથી મોટો eldest (એલ્ડેસ્ટ), વધારે નાનો younger (યન્ગર) અને સહુથી નાનો youngest (યન્ગેસ્ટ) વપરાય છે. જેમકે : આ મારો નાનો ભાઈ છે This is my younger brother. આ સૌથી નાનો છે. This is my youngest of all. (ઓલ)-આ મારી મોટી બેન છે. This is my elder sister. આ અમો સૌમા મોટી છે. This is the eldest among (એમન્ગ) us.

### Words (વર્ડઝ) શબ્દો

| | |
|---|---|
| દુકાન Shop (શોપ) | વરસ Year (યીઅર) |
| નામ Name (નેઇમ) | સો Hundred (હન્ડ્રેડ) |
| ઉમર Age (એઇજ) | સાઠ Sixty (સીક્સટી) |
| કેટલા વરસના How old (હાઉ ઓલ્ડ) | ગુલાબ Rose (રોઝ) |
| મહીનો Month (મન્થ) | ફુલ Flower (ફ્લાવર) |
| | બાગ Garden (ગાર્ડન) |

| | |
|---|---|
| માળી **Gardener** (ગાર્ડનર) | જાણવું **Know** (નો) ઓળખવું |
| ઉગવું **Grow** (ગ્રો) | ઘરડો **Old** (ઓલ્ડ) |
| સર્વોત્તમ **Best** (બેસ્ટ) | જુવાન **Young** (યન્ગ) |
| ખરીદવું **Buy** (બાય) | સુંદર **Pretty** (પ્રેટી), **Beautiful** (બ્યુટીફુલ), **Fine** (ફાઈન) |
| વેચવું **Sell** (સેલ) | સઘળાં **All** (ઓલ) |
| વેચાણ **Sale** (સેઈલ) | વાંસળી **Flute** (ફ્લ્યુટ) |
| માટે **For** (ફોર) | |

1. હું તમારૂં નામ સારી પેઠે જાણું છું. **I know your name well.** (આઇ નો યોર નેઈમ વેલ)
2. તમે અમારા ઘરડા માળીને ઓળખો છો? **Do you know our old gardener?** (ડુ યુ નો અવર ઓલ્ડ ગાર્ડનર)
3. તેની ઉમર કેટલી છે? **What is his age?** (વૉટ ઇઝ હીઝ એઇજ)
4. તમે કેટલા વરસના છો? **How old are you?** (હાઉ ઓલ્ડ આર યુ?)
5. આ કયો મહીનો ચાલે છે? **What month is this?** (વૉટ મન્થ ઇઝ ધીસ?)
6. વરસના મહિના બાર અથવા દિવસ ત્રણસો પાંસઠ છે. **There are twelve months in a year or three hundred sixty five days in a year.** (ધેર આર ટવેલ્વ મન્થ્સ ઇન એ યિઅર ઓર થ્રી હન્ડ્રેડ સીક્સ્ટી ફાઈવ ડેઝ ઇન એ યિઅર)
7. તમારી દુકાન કેટલી જુની છે? **How old is your shop?** (હાઉ ઓલ્ડ ઇઝ યોર શોપ?)
8. અમારા બગીચામાં સુંદર ગુલાબો (ગુલાબનાં ફૂલ) ઉગે છે. **Beautiful roses grow in our garden.** (બ્યુટીફુલ રોઝીઝ ગ્રો ઇન અવર ગાર્ડન)
9. પણ અમે એ ફૂલો વેચતા નથી **But we do not sell those flowers.** (બટ વી ડુ નોટ સેલ ધોઝ ફ્લાવર્સ)

10. હમેશાં સારામાં સારાં ફૂલો ખરીદવાનો પ્રયત્ન કરો. **Always try to buy the best flowers.** (ઑલવેઝ ટ્રાય ટુ બાઈ ધી બેસ્ટ ફ્લાવર્સ)
11. એ સુંદર જુવાન મારો દીકરો છે. **That pretty young man is my son.** (ધેટ પ્રેટી યન્ગ મેન ઇઝ માઈ સન)
12. આ તમામ ફૂલો વેચાણ માટે છે. **All these flowers are for sale.** (ઑલ ધીઝ ફ્લાવર્સ આર ફૉર સેઇલ)
13. તેના ભાઈ પાસે એક સુંદર વાંસળી છે. **His brother has a fine flute.** (હીઝ બ્રધર હેઝ એ ફાઈન ફ્લ્યુટ)

---

## Lesson 9 : પાઠ ૯ મો

### Many-Much-very-Too-Enough ના ઉપયોગ

ઘણો-ઘણી-ઘણું-ઘણા-બહુ-વધારે વગેરે ગુજરાતી શબ્દો માટે અંગ્રેજીમાં much (મચ) Many (મેની) Very (વેરી) વગેરે શબ્દ વપરાય છે.

જે વસ્તુ જથ્થો-સંગ્રહ-સમુદાય બતાવતી હોય એટલે ગણી શકાતી ન હોય તેની આગળ ઘણાના અર્થમાં **Much** વપરાય છે. જેમકે: ઘણું સોનું Much gold (મચ ગોલ્ડ). ઘણો પૈસો **Much money** (મચ મની). એક કરતાં બીજા પાસે વધારે પૈસો હોય તો સરખામણી કરતી વખતે more (મોર) આવે છે. એનો અર્થ **ના કરતાં** વધારે થાય છે.

જે વસ્તુ એક-બે-ત્રણ ચાર એમ સંખ્યાની માફક ગણી શકાતી હોય તેની આગળ ઘણાના અર્થમાં **many** વપરાય છે. જેમકે: ઘણા છોકરા **Many boys** (મેની બોય્ઝ). ઘણા રૂપીઆ **many rupees** (મેની રુપીઝ). Many એકવચનનાં નામની આગળ કદી વપરાતો નથી. હંમેશાં બહુવચનનાં નામની આગળ જ વપરાય છે.

અંગ્રેજીમાં **very** શબ્દનો ઉપયોગ પણ ઘણો-ઘણું થાય છે. પરંતુ એ ગુણવાચક વિશેષણની આગળ લખાય છે. (નામની પૂર્વે કદી વપરાતો

થી વપરાતો નથી.) જેમકે : ઘણો સારો છોકરો. **A very good boy.** (એ વેરી ગુડ બૉય). ઘણાં સુંદર રમકડાં. Very beautiful toys. (વેરી બ્યુટીફુલ ટૉય્ઝ).

જ્યારે પુષ્કળ-બહુ-વધારે-ઘણું જનો અર્થ બતાવવો હોય ત્યારે **Very much** વપરાય છે. જેમકે : તે પુષ્કળ ખાય છે. **He eats very much.** (હી ઇટસ વેરી મચ). એ ખાસ ધ્યાનમાં રાખવું કે વાક્યમાં **Very much** વાપરી શકાય છે, પણ **Very many** કદાપી બોલાતું કે લખાતું નથી.

**પ્રમાણ કરતાં, જરૂર કરતાં, હદ** કરતાં **વધારે**ના અર્થમાં Too (ટૂ) વપરાય છે. (**ફક્ત વધારેના અર્થમાં** Very કે **much** વપરાય છે) જેમકે : આ પાઠ ઘણો અઘરો છે. This lesson is **very hard** (ધીસ લેસન ઇઝ વેરી હાર્ડ). આ પાઠ શીખવાને માટે જોઈએ તે કરતાં વધારે અઘરો છે. **This lesson** is too **hard to learn.** (ધીસ લેસન ઇઝ ટૂ હાર્ડ ટુ લર્ન).

**Too**નો **અર્થ** વાક્યમાં કોઈ કોઈ વાર પણ થાય છે, ત્યારે તે **વળી Also** (ઑલસો)ના **અર્થમાં** વપરાય છે. જેમકે : તેણે એક રૂપીઓ ને **વળી** એક ફાઉંટીપેન પણ ચોરી He stole a rupee and **also a fountain pen.** (હી સ્ટોલ એ રૂપી એન્ડ ઑલસો એ ફાઉન્ટન પેન) **અથવા He stole a rupee and a** fountain pen **too.**

**Enough** (ઇનફ) **જોઈએ એટલું જ ખપ પુરતું જ એ અર્થમાં** વપરાય છે. જેમકે : તે જોઈએ તેટલું જ મીઠું છે. **It is sweet enough.** (ઇટ ઇઝ સ્વીટ ઇનફ). **Enough** શબ્દ મોટે ભાગે વિશેષણની પછી કે નામની પૂર્વે આવે છે. જેમકે : પૂરતો પૈસો Enough **money.**

**સૂચના : Very** હંમેશાં ક્રિયાવિશેષણ (**Adverb**) છે. છતાં કોઈવાર નામની પૂર્વે **વિશેષણ** તરીકે વપરાય છે. જેમકે : મેં આજ

છોકરાને દીઠો હતો. I saw the very boy. એમાં Veryનો અર્થ એજ The same (ધી સેઇમ) થાય છે.

Words (વર્ડઝ) શબ્દો

ઘણું Much (મચ)
ઘણા Many (મેની)
વધારે પુષ્કળ Very much
પૂરતુ Enough (ઇનફ)
જોઈએ તે કરતાં વધારે Too (ટૂ)
પૈસા Money (મની)
પરણવું Marry (મેરી)
ખાવું Eat (ઇટ)
જો If (ઇફ)
માંદા Ill (ઇલ)
ફક્ત Only (ઓનલી)
સખત Hard (હાર્ડ)
કામ કરવું Work (વર્ક)
લાલ Red (રેડ)
સફેદ White (વ્હાઇટ)
લીલો Green (ગ્રીન)
ભુરો Blue (બ્લ્યુ)
પીળો Yellow (યલો)
કાળો Black (બ્લેક)
સુંદર Nice (નાઇસ)
લાગવું Feel (ફીલ)
ગઈકાલે Yesterday (યસ્ટરડે)
જોયો Saw (સો)
જેને-કોને Whom (હુમ)
વર્ગ Class (કલાસ)
દરેક Each (ઇચ)
વગેરે વગેરે Etc. (એટસેટ્રા)
મોઢું Mouth (માઉથ)
નાક Nose (નોઝ)
શરીર Body (બોડી)
હાથ Hand (હેન્ડ)
પગ Leg (લેગ)
આંખ Eye (આય)
કાન Ear (ઇઅર)
દાંત Tooth (ટુથ)
દાંતો Teeth (ટીથ)
જીભ Tongue (ટંગ)
ચામડી Skin (સ્કીન)
રંગ Colour (કલર)
માથું Head (હેડ)
આંગળી Finger (ફીન્ગર)
ભાગ Part (પાર્ટ)
ગળુ Neck (નેક)
વાળ Hair (હેર)
ગાલ Cheek (ચીક)
હોઠ Lip (લીપ)

1. તેની પાસે પરણવા માટે પૂરતા પૈસા છે. He has enough money to marry. (હી હેઝ ઇનફ મની ટુ મેરી).

2. તે સખત કામ કરવાને માટે જોઈએ તે કરતાં વધારે ઘરડો છે. He is too old to work hard. (હિ ઇઝ ટૂ ઓલ્ડ ટુ વર્ક હાર્ડ )

3. આ ચોપડી ઘણી સુંદર છે. This book is very nice. (ધીસ બુક ઇઝ વેરી નાઇસ )

4. (જોઈએ તે કરતા) બહુ વાંચો નહિ. Do not read too much. (ડુ નૉટ રીડ ટૂ મચ)

5. મને તમારે માટે ઘણું જ લાગે છે. I feel very much for you. (આઇ ફીલ વેરી મચ ફોર યુ)

6. રમણ પાસે ફક્ત લાલ પેન્સીલ નથી, પરંતુ લીલી પણ છે. Raman has not only a red pencil but a green one too. (રમન હેઝ નૉટ ઓનલી એ રેડ પેનસીલ, બટ એ ગ્રીન વન ટૂ)

7. જે છોકરાને મેં કાલે મારી કલાસમાં જોયો તે આજ છે. He is the very (same) boy whom I saw yesterday in my class. (હી ઇઝ ધી વેરી (સેઇમ) બૉય હુમ આઇ સૉ યસ્ટરડે ઇન માઈ કલાસ)

8. જો તમે બહુ ખાશો તો માંદા પડશો. If you eat much you will be ill. (ઇફ યુ ઇટ મચ યુ વીલ બી ઇલ)

9. માથા ઉપર ઘણા વાળ હોય છે. There are many hairs on the head. (ધેર આર હેર્સ ઓન ધી હેડ)

10. ચામડીનો રંગ કેવો હોય છે.? What is the colour of the skin? (વૉટ ઇઝ ધી કલર ઑફ ધી સ્કીન?)

11. લાલ, સફેદ, લીલો, ભુરો. પીળો અને કાળો એ બધા રંગના નામો છે. Red, white, green, blue, yellow and black are all names of colours. (રેડ, વ્હાઇટ, ગ્રીન, બ્લ્યુ, યલૉ એન્ડ બ્લેક આર ઓલ નેઇમ્સ ઑફ કલર્સ)

૧૨. હાથ, પગ, માથું, આંખ, કાન, નાક, ગાલ, મોઢું, જીભ, દાંત, ગરદન, હોઠ, વગેરે સઘળા શરીરના ભાગો છે. Hands, legs, head, eyes, ears, nose, cheeks, mouth, tongue, teeth, neck, lips, etc. are all parts of the body. (હેન્ડઝ, લેગ્ઝ. હેડ, આઇઝ, ઇયર્સ, નોઝ, ચીક્સ, માઉથ, ટન્ગ, ટીથ, નેક, લીપ્સ, એટસેટ્રા આર ઑલ પાર્ટસ ઑફ ધી બોડી)

૧૩. દરેક હાથને પાંચ આંગળીઓ છે. There are five fingers on each hand. (ધેર આર ફાઇવ ફીન્ગર્સ ઑન ઇચ હેન્ડ)

૧૪. તે ઘરડા ડોસાનાં મોઢાંમાં ફક્ત એક જ દાંત છે. There is only one tooth in that old man's mouth. (ધેર ઇઝ ઓનલી વન ટુથ ઇન ધેટ ઓલ્ડ મેન્સ માઉથ)

---

## Lesson 10 : પાઠ ૧૦ મો

## By-With-From

**By** અને **With** ના અર્થ **થી-સાથે, નાથી-ના,** વડે વગેરે થાય છે. **By** વડે ના અર્થમાં ક્રિયાના કરનાર તરીકે મુખ્યત્વે જીવવાળી વસ્તુને લાગે છે, જ્યારે **With** સાથેના અર્થમાં જે વડે ક્રિયા થાય છે તે સાધન બતાવે છે. આમ with સાથેના **અર્થમા** જીવવાળી તેમજ જીવ વગરની તમામ વસ્તુઓને લાગી શકે છે. જેમકે : પેન્સીલથી With a pencil (By a pencil બોલાતું નથી) પણ **મારાથી=મારા વડે By me. સિંહથી=સિંહ** વડે By a lion (લાયન) એમ બોલાય છે. **રમકડાથી**=રમકડા વડે With toys (ટોય્ઝ) તે મારી સાથે બોલતો નથી. He does not speak with me. (હી ડઝ નોટ સ્પીક વીથ મી) અહીં **With** જીવવાળા સર્વનામ **me** ની સાથે વાક્યમાં વપરાયો છે. પરંતુ એ **સાથેના અર્થમાં** છે. વડેના **અર્થમા** નથી.

ટુંકાણમાં **થી** કે **વડે** જો જીવવાળી વસ્તુને લાગે તો **By** વાપરવો અને જીવ વગરની વસ્તુને લાગે તો **With** વાપરવો. શિક્ષક વડે By

a teacher કહેવાય. With a teacher લખાતું કે બોલાતું નથી.

**થી-થકી-માંથી** નો અર્થ બતાવવા **From** વપરાય છે. અમુક સમયથી કે અમુક જગ્યાએથી નીકળવું હોય, તો **from** વપરાય છે. જેમકે : અજવાળું સૂરજમાંથી આવે છે. The light comes from the sun. (ધી લાઈટ કમ્સ ફ્રોમ ધી સન)

## Words (વર્ડ્ઝ) શબ્દો

**થી-સાથે With** (વીથ)
**વડે, પાસે By** (બાઈ)
**માંથી From** (ફ્રોમ)
**ચપ્પુ Penknife** (પેનનાઈફ)
**શિક્ષા કરવી Punish** (પનીશ)
**નખ Nails** (નેઈલ્સ)
**માંથીબહાર Out of** (આઉટ ઓફ)
**માછલી Fish** (ફીશ)
**કૂદવું Jump** (જમ્પ)
શરૂ કરવું **Begin** (બીગીન)
શરૂ કર્યું છે **Begun** (બીગન)
ચોરી કરવી **Steal** (સ્ટીલ)
ચોરી કરી **Stole** (સ્ટોલ)
પોતાનું **Own** (ઓન)
કદી નહિ **Never** (નેવર)
ઉભો હતો **Was standing** (સ્ટેન્ડીંગ)
બોલબેટ **Cricket** (ક્રીકેટ)

1. હું ચપ્પુ વડે મારા નખ કાપુ છું. I cut my nails with a penknife. (આઈ કટ માઈ નેઈલ્સ વીથ એ પેનનાઈફ)
2. શિક્ષક વડે તેને શિક્ષા કરવામાં આવી. He was punished by the teacher. (હી વૉઝ પનીશ્ડ બાઈ ધી ટીચર)
3. તેઓ મારી સાથે મુંબઈ આવે છે. They are coming to Bombay with me. (ધે આર કમીંગ ટુ બોમ્બે વીથ મી)
4. છોકરાઓ તેની કલમ વડે લખે છે. Boys are writing with their pens. (બોય્ઝ આર રાઈટીંગ વીથ ધેર પેન્સ)
5. તમે મુંબઈથી અહીં ક્યારે આવ્યા? When did you come here from Bombay? (વ્હેન ડીડ યુ કમ હીઅર ફ્રોમ બોમ્બે)
6. એક માછલી પાણીમાંથી બહાર કૂદી આવી. A fish jumped out of the water. (એ ફીશ જમ્પ્ડ આઉટ ઓફ ધી વૉટર)

7. મેં આજથી વાંચવાનું શરૂ કર્યું છે. I have begun to read from to-day. (આઇ હેવ બીગન ટુ રીડ ફ્રોમ ટુ-ડે).
8. તેણે પોતાના જ ઘરમાંથી ચોરી કરી. He stole from his own house. (હી સ્ટોલ ફ્રોમ હીઝ ઓન હાઉસ).
9. કદાપી ચોરી કરશો નહિ. Never steal. (નેવર સ્ટીલ)
10. મારો ભાઈ બારી પાસે ઉભો હતો. My Brother was standing (beside) by the Window. (માઈ બ્રધર વોઝ સ્ટેન્ડીંગ બાઈ ધી વીન્ડો)
11. તમે બોલબેટ રમવાનું ક્યારે શરૂ કરવાના છો? When do you begin to play cricket? (વ્હેન ડુ યુ બીગીન ટુ પ્લે ક્રીકેટ)

---

## Lesson 11 : પાઠ ૧૧

અંગ્રેજીમાં દરેક ક્રિયાપદનાં મૂળ રૂપની પહેલાં To (ટુ) આવે છે. જેમકે : રમવું To play, જવું To go, આવવું To come વગેરે. પરંતુ જ્યારે એ ક્રિયાપદો વાક્યમાં વપરાય છે ત્યારે એનો to ઉડી જાય છે, ને એકલું ક્રિયાપદ જ વપરાય છે જેમકે : છોકરાઓ નિશાળે જાય છે. Boys go to school. ક્રિયાપદનાં મૂળ રૂપને (toવાળાને) Infinitive (ઇનફીનીટીવ) કહે છે. જ્યારે એ મૂળ રૂપ વાક્યમા નામ તરીકે એટલે કર્તા કે કર્મને સ્થાને વપરાય છે ત્યારે એની અગાઉનો to કાયમ રહે છે. જેમકે : જુઠું બોલવું ખરાબ છે, To tell a lie is bad અથવા બીજી રીતે It is bad to tell a lie. (ઇટ ઇઝ બેડ ટુ ટેલ એ લાઈ)

### Words (વર્ડ્ઝ) શબ્દો

ઉભા થવું Stand (સ્ટેન્ડ)
ઉઘાડવું Open (ઓપન)
બંધ કરવું Shut (શટ)
પેટી Box (બોક્ષ)
જોઈએ છે Want (વોન્ટ)

પીવું Drink (ડ્રીન્ક)
પાણી Water (વોટર)
કેટલા-કેટલી How many
કેટલું How much
કેવા-કેવું How (હાઉ)

| | |
|---|---|
| વખત–વાર Time (ટાઇમ) | ઝાડ Tree (ટ્રી) |
| ની તરફ At (એટ) | જમીન Ground (ગ્રાઉન્ડ) |
| ગઈ કાલે Yesterday (યસ્ટરડે) | વાગે O'clock (ઓ ક્લોક) |
| આવતી કાલે To-morrow (ટુ મોરો) | રજા Holiday (હોલીડે) |
| ઉઠવું Get up (ગેટ અપ) | પલગ–પથારી Bed (બેડ) |
| સુરજનું ઉગવું Rise (રાઇઝ) | ખરાબ Bad (બેડ) |
| ઝાડનું ઉગવું Grow (ગ્રો) | ઝડપથી Quickly (ક્વીક્લી) |
| | ધીમેથી Slowly (સ્લોલી) |

1. ઉભા થાઓ અને તમારી ચોપડી ઉઘાડો. Stand up and open your books. (સ્ટેન્ડ અપ એન્ડ ઓપન યોર બુક્સ)
2. અમને બધાને પાણી પીવું છે. We all want to drink water. (વી ઓલ વૅન્ટ ટુ ડ્રીન્ક વૉટર)
3. તમે દિવસમાં કેટલીવાર ચાહ પીઓ છો? How many times do you take tea in a day? (હાઉ મેની ટાઇમ્સ ડુ યુ ટેઇક ટી ઇન એ ડે?)*
4. સવારે–બપોરે ને સાંજે, ત્રણ વખત. In the morning, at noon and in the evening, three times. (ઇન ધી મોર્નીંગ, એટ નુન એન્ડ ઇન ધી ઇવનીંગ, થ્રી ટાઇમ્સ)
5. ગઈ કાલે રજા હતી. Yesterday was a Holiday. (યસ્ટરડે વોઝ એ હોલી–ડે)
6. આજે જાઓ ને કાલે આવજો Go to-day and come to-morrow. (ગો ટુ–ડે એન્ડ કમ ટુ–મોરો)
7. હું દરરોજ સવારે છ વાગે ઉઠું છું. I get up daily in the morning at six o'clock. (આઇ ગેટ અપ ડેલી ઇન ધી મોર્નીંગ એટ સીક્સ ઓ–ક્લોક)

---

* ચાહ તેમજ દારૂ જેવા પીણા પીવાને માટે to drink નહિ પણ to take ક્રીયાપદ વપરાય છે, to take tea, wine વગેરે

8. હું નવ વાગે પથારીમા સૂઈ જાઉં છું. I go to bed at nine o'clock. (આઇ ગો ટુ બેડ એટ નાઈન ઓ-ક્લોક)
9. ઝડપથી પેટી બંધ કરો. Shut the box quickly. (શટ ધી બોક્સ ક્વીકલી)
10. પેલુ ફૂલ કેવું સુંદર છે ! How pretty that flower is ! (હાઉ પ્રેટી ધેટ ફ્લાવર ઇઝ ! )
11. તમારા પ્યાલામા કેટલું દુધ છે? How much milk is there in your cup ? (હાઉ મચ મીલ્ક ઇઝ ધેર ઇન યૉર કપ ?)
12. ઝાડો જમીન પર ઉગે છે. Trees grow upon the ground. (ટ્રીઝ ગ્રો અપૉન ધી ગ્રાઉન્ડ).
13. બહુ ધીમેથી વાંચવું એ ખરાબ છે. It is bad to read very slowly. (ઇટ ઇઝ બેડ ટુ રીડ વેરી સ્લોલી) અથવા (To read slowly is bad. (ટુ રીડ સ્લોલી ઇઝ બેડ)

---

## Lesson 12 : પાઠ ૧૨

**Ing-ed** : અંગ્રેજીમા ક્રિયાપદને ing લાગે તો વર્તમાન કૃદંત અને ed લાગે તો ભૂત કૃદંત થાય છે. જેમકે: રમવું play ઉપરથી રમતો playing વર્તમાન કૃદંત થયું છે, અને રમેલો played એ ભૂત કૃદંત થયુ છે. એજ પ્રમાણે ક્રિયાપદને ed લગાડવાથી ભૂતકાળ પણ બને છે. જેમકે : played રમ્યો ભૂતકાળ અને ભૂતકૃદંતના ગુજરાતી અર્થ તથા વપરાશ વાકયમાં જુદા જુદા છે.

ઘણા ક્રિયાપદને ed લાગીને નિયમિત ભૂતકાળ થતા નથી જેમકે : જવું go એનો ભૂતકાળ ગયો good નહિ પણ went (વેન્ટ) થાય છે. એને વિષે આગળ વિશેષ સમજ વ્યાકરણના પાઠોમાં આપવામા આવી છે.

### Words (વર્ડઝ) શબ્દો

| | |
|---|---|
| હસતો Laughing (લાફીંગ) | વહેલા Early (અર્લી) |
| ચહેરો Face (ફેઇસ) | મોડા Late (લેઇટ) |

સાંભળવું Hear (હીઅર) | ધોરણ Standard (સ્ટાન્ડર્ડ)
ધ્યાનથી સાંભળવું Listen (લીસન) | ડાળી Branch (બ્રાન્ચ)
જલદી Fast (ફાસ્ટ) | પક્ષી Bird (બર્ડ)
જોઈએ Must (મસ્ટ) | અંગ્રેજી English (ઇંગ્લીશ)
દાખલો Sum (સમ) | બોલવું Speak (સ્પીક)
વર્ગ Class (ક્લાસ) | ગાવું Sing (સીન્ગ)
શીખવું, ભણવું Learn (લર્ન) | કોઈ Any (એની)
શીખવવું Teach (ટીચ) | મોટેથી Loudly (લાઉડલી)

1. હસતો ચહેરો સૌને ગમે છે. All like a laughing face. (ઓલ લાઈક એ લાફીંગ ફેઈસ)
2. તમારે સવારે વહેલાં ઊઠવું જોઈએ. You must get up early in the morning. (યુ મસ્ટ ગેટ અપ અર્લી ઇન ધી મોર્નિંગ)
3. આજે અમને મોડું થયું છે. We are late to-day. (વી આર લેઈટ ટુ-ડે)
4. માસ્તર જે કહે તે ધ્યાનથી સાંભળો. Listen to what the teacher says. (લીસન ટુ વોટ ધી ટીચર સેઝ)
5. તે ઘણું જલદીથી વાંચે છે. He reads very fast. (હી રીડ્ઝ વેરી ફાસ્ટ)
6. હું ઝાડની ડાળી ઉપર એક પક્ષીને ગાતુ સાંભળું છું. I hear a bird singing on a branch of a tree. (આઈ હીઅર એ બર્ડ સીન્ગીંગ ઓન એ બ્રાન્ચ ઓફ એ ટ્રી)
7. બહુ મોટેથી બોલવું સારૂં નથી. To speak loudly is not good (ટુ સ્પીક લાઉડલી ઇઝ નોટ ગુડ)
8. તમારા વર્ગમાં કોઈ છોકરી છે? Is there any girl in your class? (ઇઝ ધેર એની ગર્લ ઇન યોર ક્લાસ?)
9. તમે શું ભણો છો? (શીખો છો) What do you learn? (વોટ ડુ યુ લર્ન?)

10. હું અંગ્રેજી પહેલી ચોપડી ભણું છું. I learn the English first standard. (આઇ લર્ન ધી ઈંગ્લીશ ફર્સ્ટ સ્ટાન્ડર્ડ)
11. મને આ દાખલો આવડતો નથી, તમે શીખવશો ? I do not know this sum, will you teach me ? (આઈ ડુ નોટ નો ધીસ સમ, વીલ યુ ટીચ મી ?)

---

## Lesson 13 : પાઠ ૧૩

Of ; નો–ની–નું–ના બતાવવા અંગ્રેજીમાં દરેક નામને 's લાગે છે. એને **એપોસ્ટ્રોફી** કહે છે. એકવચનમાં 's એસની અગાઉ સાતડો આવે છે. જ્યારે બહુવચનમાં s' એસની પછી સાતડો લખાય છે. જેમકે : છોકરાની ચોપડી A boy's book (એ બોય્ઝ બુક). છોકરાઓની ચોપડીઓ The boys' books. (ધી બોય્ઝ બુક્સ). પણ જો જીવ વગરની વસ્તુ હોય તો s નહિ લાગતા of વપરાય છે. જેમકે : ઝાડની ડાળી A branch of a tree. (એ બ્રાન્ચ ઓફ એ ટ્રી ) A tree's branch (એ ટ્રીઝ બ્રાન્ચ) બોલાય કે લખાય નહિ, એ ખોટું છે.

ટૂંકાણમાં જીવવાળી વસ્તુઓને છેડે **નો–ની–નું–ના** લાગે તો તેનું અંગ્રેજી 's અને of બંને રીતે બનાવી શકાય છે, પણ જીવ વગરની વસ્તુમાં ફક્ત of વાપરી શકાય છે. A boy's book અથવા A book of a boy બંને રીતે અંગ્રેજીમાં બોલી કે લખી શકાય, પરંતુ A book's page બોલી કે લખી શકાય નહિ. ફક્ત A page of a book એમ લખાય અને બોલી શકાય છે.

### Words (વર્ડ્ઝ) શબ્દો

અમુક Like (લાઈક)
ના જેવું Like (લાઈક)
બાળક Child (ચાઈલ્ડ)
બાળકો Children (ચીલ્ડ્રન)
ગયેલો Gone (ગોન)
બરાબર, હમણાંજ Just (જસ્ટ)
પ્રમાણિક Just (જસ્ટ)
ચહેરો Face (ફેઈસ )
કદી નહિ Never (નેવર)
કદી Ever (એવર)

જૂઠું બોલવું Tell a lie (ટેલ એ લાઈ)
વાઘ Tiger (ટાઈગર)
સિંહ Lion (લાયન)
જીવતો Alive (એલાઇવ)
જોયેલો Seen (સીન)
મધુર Sweet (સ્વીટ)
સુવાસ આવવી Smell (સ્મેલ)
કમળ Lily (લીલી)
જાત Kind (કાઈન્ડ)
પાંદડાં Leaves (લીવ્ઝ)
ડાળી Branch (બ્રાન્ચ)
તંદુરસ્ત Healthy (હેલ્થી)

1. તે આજે મારી સાથે રમ્યો. He played with me to-day. (હી પ્લેડ વીથ મી ટુ-ડે)
2. હસતા બાળકો હંમેશાં તંદુરસ્ત હોય છે. Laughing children are always healthy. (લાફીંગ ચીલ્ડ્રન આર ઓલ્વેઝ હેલ્થી)
3 મારો પુત્ર નિશાળે ગયો (ગયેલો) છે. My son has gone to school. (માઇ સન હેઝ ગોન ટુ સ્કુલ)
4. આ પેલા બાળકનું રમકડું છે. This is that child's toy. (ધીસ ઇઝ ધેટ ચાઈલ્ડસ ટોય)
9. તેનો ચહેરો મારા નાના ભાઈને બરાબર મળતો આવે છે. (બરાબર મારા નાના ભાઈના ચહેરા જેવો છે) His face is just like my younger brother's (હીઝ ફેઈસ ઇઝ જસ્ટ લાઈક માઇ યન્ગર બ્રધર્સ)
6. પ્રમાણિક થાઓ અને કદી જુઠું બોલો નહિ. Be just and never tell a lie. (બી જસ્ટ એન્ડ નેવર ટેલ એ લાઈ)
7. તમે કદી જીવતો સિંહ કે વાઘ જોયો છે? Have you ever seen a lion or a tiger alive? (હેવ યુ એવર સીન એ લાયન ઓર એ ટાઈગર એલાઇવ)
8. ગુલાબનું ફૂલ મધુર સુવાસ આપે છે. A rose smells sweet. (એ રોઝ સ્મેલ્સ સ્વીટ)

9. મને કમળના ફુલની સુગંધ ગમતી નથી. I do not like the smell of the lily. (આઈ ડુ નોટ લાઈક ધી સ્મેલ ઓફ ધી લીલી)

10. અમે નિશાળના છોકરાઓની ઘણી જાતની ચોપડીઓ વેચીએ છીએ. We sell many kinds of school boys' books. (વી સેલ મેની કાઇન્ડસ ઓફ સ્કુલ બોય્ઝ બુકસ)

11. ઝાડને ઘણી ડાળીઓ અને ઘણા પાદડાંઓ હોય છે. A tree has many branches and many leaves. (એ ટ્રી હેઝ મેની બ્રાન્ચીઝ એન્ડ મેની લીવ્ઝ)

---

## Lesson 14 : પાઠ ૧૪

Say; tell : કહેવું એ ગુજરાતી ક્રિયાપદને માટે અંગ્રેજીમા Say (સે) અને tell (ટેલ) એ બે ક્રિયાપદો વપરાય છે. જો કે ઘણાં વાક્યોમાં એ બંનેમાંથી ગમે તે એક વાપરી શકાય છે, જેમકે : મેં તેને કહ્યું. I told him, I said to him. ફક્ત ફેર એટલો જ છે કે say પછી to મૂકવો પડે છે જ્યારે tell પછી કદાપી to આવતો નથી.

Sayનો ભૂતકાળ said થાય છે અને તેની પછી માણસના બોલેલા બોલ આવી " " "ઇન્વર્ટેડ કોમાઝ" એટલે અવતરણ ચિન્હોમાં મૂકાય છે. (એવાં વાક્યોમા to અધ્યાહાર રહે છે) જેમકે : તેણે કહ્યું કે 'મારો ભાઈ ઘરમા નથી" He said, "My brother is not at home." (હી સેડ, માઈ બ્રધર ઇઝ નોટ એટ હોમ) Tellનો ભૂતકાળ told થાય છે, એ મોટે ભાગે ઇન્વરટેડ કોમાઝની પૂર્વે વપરાતો નથી. Said જ વપરાય છે. પરંતુ એની પછી ઘણુ કરીને ક્રિયાપદનાં મૂળ રૂપ (જેવા કે : to go) જેને અંગ્રેજીમાં infinitive (ઇનફીનીટીવ) કહે છે, ને આવે છે, જેમકે : તેણે મને ત્યા જવા કહ્યું. He told me to go there. (હી ટોલ્ડ મી ટુ ગો ધેર).

આ ઉપરાંત say કહ્યાપી આજ્ઞા હુકમ કે વિનંતિ બતાવતા વાક્યની શરૂઆતમાં વપરાતો નથી, ત્યારે tell નો ઉપયોગ હંમેશાં વાક્યની શરૂઆતમાં આજ્ઞા–હુકમ કે વિનંતિ બતાવવા થાય છે. જેમકે : તેને ધીમેથી વાંચવા કહો Tell him to read slowly. (ટેલ હીમ ટુ રીડ સ્લોલી. એને બદલે Say to him. લખવું ખોટું છે. વળી સામા માણસ પાસે કોઈ વાતનો જવાબ માગવો હોય તો Tell વાપરવું. જેમકે : મને કહો કે તમે કોણ છો ? Tell me, who are you ? (ટેલ મી હુ આર યુ?) કૃપા કરી મને કેટલા વાગ્યા છે તે કહેશો ? (વિનંતિ) Will you kindly tell me the time ? (વીલ યુ કાઈન્ડલી ટેલ મી ધી ટાઈમ) 'say' સામાન્ય રીતે કોઈ ને આપણી પોતાની ઇચ્છાથી કંઈ કહેવું હોય ત્યાં વપરાય છે, એમાં જવાબની ઇચ્છા હોતી નથી. જેમકે ; હું કંઈક કહેવા માગું છુ. I want to say something. (આઈ વૉન્ટ ટુ સે સમથીંગ)

## Words (વર્ડ્ઝ) શબ્દો

| | |
|---|---|
| કહેવું Tell (ટેલ) say (સે) | કાચા Unripe (અનરાઇપ) |
| કહ્યું Told (ટોલ્ડ) said (સેઈડ) | અડકવું Touch (ટચ) |
| ખસવું Move (મુવ) | વિસામો–આરામ Rest (રેસ્ટ) |
| જરા A little (એ લીટલ) | ખોરાક Food (ફુડ) |
| ચકચકતું Bright (બ્રાઇટ) | મહેરબાની કરીને Please (પ્લીઝ) |
| ચકચકવું Shine (શાઇન) | ખાટુ Sour (સાવર) |
| પ્રકાશ Light (લાઇટ) | જાત Kind (કાઇન્ડ) |
| ચંદ્ર Moon (મૂન) | કંઇક Something (સમથીંગ) |
| ખાવું Eat (ઇટ) | કંઇપણ Anything (એનીથીંગ) |
| ફળ Fruit (ફ્રુટ) | ખાતર, માટે For (ફોર) |
| પાકા Ripe (રાઇપ) | તૈયાર Ready (રેડી) |

1. હું તમને કંઈ કહેવા માગું છુ. I want to tell you something. (આઈ વૉન્ટ ટુ ટેલ યુ સમથીંગ)
2. મેં તે ઘરડી ડોસીને જરા આરામ લેવા કહ્યું. I told that old

woman to take a little rest. (આઈ ટોલ્ડ ધેટ ઓલ્ડ વુમન ટુ ટેઈક એ લીટલ રેસ્ટ)

3. ખાધા (ખોરાક લીધા) પછી મને થોડો આરામ જોઈએ. I must have some rest after taking food. (આઇ મસ્ટ હેવ સમ રેસ્ટ આફ્ટર ટેઇકીંગ ફુડ)

4. અત્યારે તો તમારો આરામનો વખત છે It is your time to rest. (ઇટ ઇઝ યોર ટાઇમ ટુ રેસ્ટ)

5. પાકેલું ફળ મીઠું અને કાચું ફળ ખાટું હોય છે. A ripe fruit is sweet and an unripe fruit is sour. (એ રાઇપ ફ્રુટ ઇઝ સ્વીટ એન્ડ એન અનરાઇપ ફ્રુટ ઇઝ સાવર)

6. તમે એની પાસેથી શું જાણવા માગો છો? What do you want to know from him? (વોટ ડુ યુ વોન્ટ ટુ નો ફ્રોમ હીમ?)

7. મહેરબાની કરીને જરા ખસતા જાવ. Please move a little. (પ્લીઝ મુવ એ લીટલ)

8. તેણીએ મને તેના શરીરને અડકવાની ના કહી. She told me not to touch her body. (શી ટોલ્ડ મી નોટ ટુ ટચ હર બોડી)

9 આ ફૂલ સુંઘો અને મને તેની જાત કહો. Smell this flower and tell me its kind. (સ્મેલ ધીસ ફ્લાવર એન્ડ ટેલ મી ઇટસ કાઇન્ડ)

10. સૂરજનો પ્રકાશ ગરમ અને ચળકતો છે. The light of the sun is hot and bright. (ધી લાઇટ ઓફ ધી સન ઇઝ હોટ એન્ડ બ્રાઇટ)

11. સૂર્ય દિવસે અને ×ચંદ્ર રાત્રે પ્રકાશે છે. The sun shines at day and the moon shines at night. (ધી સન શાઇન્સ એટ ડે એન્ડ ધી મુન શાઇન્સ એટ નાઇટ)

---

×અંગ્રેજીમાં ચંદ્રને નારી જાતી ગણી she સર્વનામ વપરાય છે.

12. હું તમારે ખાતર કંઈ પણ ( જે કહો તે ) કરવા તૈયાર છું. I am ready to do anything for you. (આઇ એમ રેડી ટુ ડુ એનીથીંગ ફોર યુ)

## Lesson 15 : પાઠ ૧૫

સુંદર : આ શબ્દને માટે ગુજરાતી તેમજ અંગ્રેજીમાં પુષ્કળ શબ્દો છે. Fine (ફાઇન), Pretty (પ્રેટી), Nice (નાઇસ), Beautiful (બ્યુટીફુલ), Lovely (લવલી), Charming (ચાર્મિંગ), Sweet (સ્વીટ) વગેરે.

આમાંથી કયો શબ્દ વાક્યમાં કયાં અને કેવી રીતે વાપરવો તેને માટે એવા કોઇ ખાસ નિયમો નથી, પરંતુ અનુભવે ઠીક લાગે ત્યાં એ વાપરવાના છે. જેમકે : સુંદર બાળક માટે A charming child કહેવાતું નથી. પણ A lovely child, A pretty child, A nice child, A beautiful child કહેવાય છે. સુંદર ગીત માટે A sweet song બોલાય છે. A lovely song કે A beautiful song બોલાતું નથી. મોટે ભાગે fine, beautiful, pretty, lovely, એ કોઈની શારીરિક સુંદરતા બતાવવા વપરાય છે. Sweet રસ, લહેજત, આનંદ, મઝાને માટે વપરાય છે. નીચે આપેલા વાક્યો ધ્યાનપૂર્વક વાંચવાથી એના ઉપયોગનો ખ્યાલ આવી શકશે.

### Words (વર્ડ્ઝ) શબ્દો

સુંદર Fine (ફાઈન) Pretty
સરસ Beautiful (બ્યુટીફુલ)
ફક્કડ Nice (નાઈસ) Lovely
મજાનો Charming (ચાર્મિંગ)
ફાંકડું Sweet (સ્વીટ)
દેખાવું Look (લુક) અથવા Appear (એપીઅર)

શકવું Can (કેન)
આકૃતિ Figure (ફીગર)
જંગલ Jungle (જંગલ)
પોશાક Dress (ડ્રેસ)
પહેરવું Wear (વેર)
કેરી Mango (મેન્ગો)
ખરેખર Really (રીઅલી)

1. તમને રહેવાને માટે સુંદર ઘર છે. You have a beautiful house to live in. (યુ હેવ એ બ્યુટીફુલ હાઉસ ટુ લીવ ઇન)
2. દરેક ફુલ ફક્કડ દેખાતુ નથી. Every flower does not look pretty. (એવરી ફ્લાવર ડઝ નોટ લુક પ્રેટી)
3. તમારા ભાઈનો ચહેરો બહુ સુંદર છે. Your brother's face is charming (યોર બ્રધર્સ ફેઇસ ઇઝ ચાર્મીંગ)
4. તેણી બહુ સુંદર ગીત ગાઈ શકે છે. She can sing a very sweet song. (શી કેન સીન્ગ એ વેરી સ્વીટ સોન્ગ)
5. તેમની પાસે એક સુંદર ચોપડી હતી They had a nice book. ( ધે હેડ એ નાઇસ બુક)
6 આ કલમ કેટલી સુંદર છે! What a fine pen this is! ( વોટ એ ફાઈન પેન ધીસ ઇઝ! )
7. જંગલમા એક સુંદર આકૃતિ દેખાઈ. A lovely figure appeared in the jungle. (એ લવલી ફીગર એપીઅર્ડ ઇન ધી જંગલ)
8 તમારી બેન સુંદર પોશાક પહેરે છે. Your sister wears a very beautiful dress. ( યોર સીસ્ટર વેર્સ એ વેરી બ્યુટીફુલ ડ્રેસ )
9. આ કેરીઓ મીઠી છે. These mangoes are sweet. (ધીઝ મેન્ગોઝ આર સ્વીટ )
10. ખરેખર, એ એક સુદર છોકરો છે. Really, he is a nice boy. (રીઅલી, હી ઇઝ એ નાઇસ બોય)
11. અમારા ઘર પાસે એક મજાની વાડી છે. There is a lovely garden near our house. (ધેર ઇઝ એ લવલી ગાર્ડન નીઅર અવર હાઉસ)

## Lesson 16 : પાઠ ૧૬ મો

## This-These-That-Those-Such

**This** આ **That** પેલો અને **Such** આવો. આ ત્રણે અંગ્રેજીમાં દર્શક વિશેષણ તેમજ સર્વનામ તરીકે વપરાય છે, **This** અને **That**ના બહુવચન રૂપ **These** અને **Those** થાય છે. પરંતુ **Such**નું બહુવચન થતું નથી એકવચન તેમજ બહુવચન બંનેમાં **Such** વપરાય છે.

આ શબ્દોની પાછળ તરત જ નામ આવે, એટલે આ શબ્દો નામનો વધારો વતાવવા વપરાય તો દર્શક વિશેષણ થાય છે. જેમકે : આ છોકરો **This boy.** આ છોકરાઓ **These boys** પેલી ચોપડી **That book.** પેલી ચોપડીઓ **Those books.** આવી પેન્સીલ **Such a pencil.** આવા માણસો **Such men.**

આ શબ્દો જો નામની જગ્યાએ આવે તો દર્શક સર્વનામ થાય છે. જેમકે: તમે મારૂં કહેલું માનતા નથી એ ઠીક નથી. **It is n t good that you do not listen to me.** (ઇટ ઇઝ નોટ ગુડ ધેટ યુ ડુ નોટ લીસન ટુ મી) ફક્ત એ એક જ રસ્તો છે **That is the only way.** (ધેટ ઇઝ ધી ઓનલી વે) આ તમારે માટે ઠીક કહેવાય નહિ. **This is not good for you.** **This** નજીકની વસ્તુને માટે અને **That** દૂરની વસ્તુને માટે વપરાય છે.

વાતચીતમાં અથવા વાર્તામાં એક સાથે સબંધ ધરાવતા વાક્યોમાં એકનું એક નામ ફરી ફરીને વાપરવાને બદલે તેની જગ્યાએ એકવચનમાં **That** સર્વનામ અને બહુવચનમા **Those** સર્વનામ વપરાય છે. જેમકે: આ ચોપડી પેલી ચોપડી કરતા વધારે સારી છે. **This book is better than that (book).** અમદાવાદની મીલો કરતાં મુંબઈની

× **Such** વિશેષણ પછી વાક્યમા હંમેશ **A** આર્ટીકલ વપરાય છે. **Such a book** લખાય છે. **A such book** લખાતુ કે બોલાતુ નથી.

મીલો ઘણી મોટી હોય છે. The mills of Bombay are larger than those of Ahmedabad. (ધી મીલ્સ ઑફ બૉમ્બે આર લાર્જર ધૅન ધોઝ ઑફ અહમેદાબાદ)*

સૂચના : એકના એક નામને બદલે કેટલીકવાર સર્વનામ One પણ વપરાય છે. જેમકેઃ મને ચોપડી જોઈએ છે. એક લાવી આપો. I want a book. Get me one.- સર્વનામ તરીકે Such નો ઉપયોગ ભાગ્યે જ થાય છે. જેમકે : તે પ્રેમાળ શિક્ષક છે, અને પ્રેમાળ શિક્ષક તરીકે અમે તેને માન આપીએ છીએ. He is a loving teacher and as such we honour him (હી ઇઝ એ લવીંગ ટીચર ઍન્ડ એઝ સચ વી ઑનર હીમ).

## Words (વર્ડ્ઝ) શબ્દો

ફરજ Duty (ડયુટી)
તેમ As (ઍઝ)
વધારે મીઠી Sweeter (સ્વીટર)
વધારે સારી Better (બેટર)
કારખાનું-ચંકી Mill (મીલ)
વધારે મોટી Larger (લાર્જર)
મેળવી આપવું Get (ગેટ)
લાવવુ Bring (બ્રીન્ગ)
ધ્યાન-ખબર Notice (નોટીસ)
ગ મ્મત Mischief (મીસ્ચીફ)
પ ્લા Before (બીફોર)
દાવો Suit (સ્યુટ)
માંડવો-નોંધાવવો File (ફાઇલ)
વિરુદ્ધ Against (અગેઇન્સ્ટ)
મળવું Receive (રીસીવ)
દેવુ Let (લેટ)
ભાડે આપવુ To be let
ખરીદવું Buy (બાઈ)
ડગલો Coat (કોટ)
જુનો Old (ઓલ્ડ)
આવો Such (સચ)
એ પ્રમાણે-એ તરીકે As such

1 તમારો ભાઈ કહે તેમ કરવું એ તમારી ફરજ છે It is your duty to do as your brother says. (ઇટ ઇઝ યોર ડયુટી ટુ ડુ એઝ યોર બ્રધર સેઝ)

*કેટલીક વાર This=the latter=(લેટર) પાછલો અને That=the former- આગલોના અર્થમાં વપરાય છે.

2. આ કેરીઓ પેલી કેરીઓ કરતાં વધારે મીઠી છે. **These mangoes are sweeter than those.** (ધીઝ મેન્ગોઝ આર સ્વીટર ધેન ધોઝ)

3. તે મારા નાના ભાઈઓમાનો એક ભાઈ છે. **He is one of my younger brothers.** (હી ઇઝ વન ઓફ માઈ યન્ગર બ્રધર્સ)

4 મહેરબાની કરીને મને થોડા ફૂલ નહિ મેળવી આપો? (આપશો) **Will you not kindly get me some flowers?** (વીલ યુ નૉટ કાઇન્ડલી ગેટ મી સમ ફ્લાવર્સ?)

5. હું આ સસ્તી તમારા ધ્યાન પર લાવવા માગું છું. **I want to bring this mischief to your notice.** (આઇ વૉન્ટ ટુ બ્રીન્ગ ધીસ મીસ્ચીફ ટુ યૉર નોટીસ)

6. દાવો માડતાં પહેલા આપણે તેને નોટીસ આપવી જોઈએ. **We must give him a notice before filing a suit against him.** (વી મસ્ટ ગીવ હીમ એ નોટીસ બીફોર ફાઇલીગ એ સ્યુટ અગેઇન્સ્ટ હીમ)

7. તમને તેની નોટીસ મળી કે? **Did you get his notice?** (ડીડ યુ ગેટ હીઝ નોટીસ?)

8. મને નોટીસ કે કાગળ કઈ જ મળ્યુ નથી. **I have neither received (got) a notice nor a letter.** (આઇ હેવ નાઇધર રીસીવ્ડ એ નોટીસ નોર એ લેટર)

9. મારૂ ઘર ભાડે આપવાનુ છે. **My house is to be let.** (માઈ હાઉસ ઇઝ ટુ બી લેટ)

10. તેને જે કઈ કહેવું હોય તે કહેવા દો. **Let him say what he wants.** (લેટ હીમ સે વૉટ હી વૉન્ટસ)

11. મુંબઈ અને અમદાવાદમાં ઘણી મીલો છે. **There are many mills in Bombay and Ahmedabad.** (ધેર આર મેની મીલ્સ ઇન બોમ્બે એન્ડ અહ્મેદાબાદ)

12. આના કરતાં વધારે સારી ચોપડી તમને કદી નહિ મળે. You will never get a better book than this. (યુ વીલ નેવર ગેટ એ બેટર બુક ધેન ધીસ)
13. તમારો કફનો ઘણો જુનો છે, તમારે નવો ખરીદવો જોઈએ. Your coat is very old. You must buy a new one. (યોર કોટ ઇઝ વેરી ઓલ્ડ, યુ મસ્ટ બાઈ એ ન્યુ વન)
14. આવી છોકરી મેં કદી જોઈ નથી. I have never seen such a girl. (આઇ હેવ નેવર સીન સચ એ ગર્લ)
15. તમારે આવી ચોપડીઓ ન વાંચવી જોઈએ. You should not read such books. (યુ શુડ નોટ રીડ સચ બુક્સ)

---

## Lesson 17 : પાઠ ૧૭મો

### One; Every one; Any one; Some one; None; Every body.

one જ્યારે સંખ્યાવાચક વિશેષણ તરીકે વાક્યમાં વપરાય છે, ત્યારે એનો અર્થ એક થાય છે. જેમકે: એક ચોપડી one book.

એનો બીજો ઉપયોગ દર્શક સર્વનામ તરીકે થાય છે. તે વેળા એ નામની પૂર્વે તેનો વધારો બતાવવાને નહિ પણ નામની જગાએ વપરાય છે. જેમકે : સફેદ ટોપી તમારી છે, પણ કાળી મારી છે. The white cap is yours but the black one is mine. એનું બહુવચન ones થાય છે. જેમકે : મને લાલ ગુલાબ કરતાં પીળાં ગુલાબ વધારે ગમે છે. I like yellow roses more than the red ones.

સૂચના : of the poor, of the lion એમ વાપરવાનું હોય ત્યારે that અને those પ્રેપોઝીશનની પહેલાં આવે છે, પરંતુ વિશેષણની પછી દર્શક સર્વનામ વાપરવાનો પ્રસંગ આવે છે ત્યારે one કે ones વપરાય છે. જેમકે : That of the poor, Those of the rich, The white one, the red ones વગેરે.

આ ઉપરાંત સર્વનામ તરીકે one બીજી ઘણી રીતે વાક્યમાં વપરાય છે. જેમકે : one must take, one of us, some big ones વ.

જ્યારે One ની પહેલાં Every આવે ત્યારે Every one દરેક જણાનો અર્થ બતાવે છે. જેમકે : તમારામાંના દરેકે આ જાણવું જોઈએ. Every one of you should know this. (એવરી વન ઓફ યુ શુડ નો ધીસ).

Everyone ના જેવાજ અર્થમાં અંગ્રેજીમાં Everybody (એવરી બડી) શબ્દ વપરાય છે. જે વસ્તુ કે વ્યક્તિને આપણે જાણતા હોઈએ તેને માટે Every one, અને આખી દુનિયાના કોઈ વર્ગ કે સમૂહને લાગુ પડે તેવી વાતને માટે Everybody વપરાય છે. જેમકે : **તમારામાંના દરેકે**...Every one of you...અહીં Every body of you વપરાતું નથી. પરંતુ દરેકે **મરવાનું** છે. આ વાક્યમા Everybody has to die. અહીં Every one has to die એમ લખાતું કે બોલાતુ નથી.

જ્યારે One ની પહેલાં Any આવે ત્યારે any one શબ્દ ગમે તે એક, ગમે તે કોઈ વસ્તુ કે વ્યક્તિ (અનિશ્ચિત સર્વનામ તરીકે) નો અર્થ બતાવે છે. જેમકે : તમારામાંના ગમે તે એક જણે (કોઈએ) ત્યા જવું જોઈએ. Any one of you should go there. વળી Every bodyની માફક Any body પણ વાક્યમાં વપરાય છે.

જ્યારે One ની પહેલા no આવે ત્યારે No one શબ્દ "કોઈ પણ નહિ ના અર્થમાં વપરાય છે. એને અંગ્રેજીમા None (નન) તરીકે ટૂંકું રૂપ બનાવીને પણ લખવામાં આવે છે. એ one નું Negative (નેગેટીવ) નકારસૂચક રૂપ છે. એ મોટે ભાગે બહુવચનમાં વપરાય છે. જેમકે : કોઈ એમ ધારે નહિ. None think so. (નન થીન્ક સો) જો કે એકવચનમા પણ એ વપરાય છે તો ખરું. જેમકે : અહીં નોકરી કરવા કોઈ રાજી નથી. None (no one) is willing to serve here.

(નન ઇઝ વીલીંગ ટુ સર્વ હીઅર).

**સૂચના :** None જીવવાળી કે જીવ વગરની તમામ વસ્તુ તથા વ્યક્તિને માટે વાપરી શકાય છે. જ્યારે no one મોટે ભાગે જીવવાળી વ્યક્તિને માટે જ વપરાય છે.

જ્યારે One ની પહેલાં Some આવે ત્યારે Some one કોઈક અમુક વસ્તુ કે વ્યક્તિનો અર્થ બતાવે છે. જેમકે : તમારામાંનું કોઈક તો આ જાણતુ જ હોવું જોઈએ. Some one of you must know this (સમ વન ઑફ યુ મસ્ટ નો ધીસ).

## Words (વર્ડઝ) શબ્દો

કંઈ નહિ Nothing (નથીંગ)
કોઈ પણ Any one (એની વન)
કોઈ નહિ No one (નો વન)
અથવા None (નન)
દરેક જણ Everyone (એવરી વન) અથવા Every body
કોઈક Some one (સમ વન)
હંમેશનો Usual (યુઝવલ)
બીજો Else (એલ્સ)
અઘરૂં Difficult (ડીફીકલ્ટ)
દુનિયા World (વર્લ્ડ)
ચોખા Rice (રાઇસ)
ખોરાક Diet (ડાએટ)

મરી જવું Die (ડાઇ)
આળસુ Idle (આઇડલ)
ઉદ્યોગી Industrious (ઇન્ડસ્ટ્રીઅસ)
જીતવું Win (વીન)
જીત્યો Won (વન)
ઈનામ Prize (પ્રાઇઝ)
જરૂર હોવી Require (રીકવાયર)
પૈસાદાર Rich (રીચ)
ગરીબ Poor (પુઅર)
એકવાર Once (વન્સ)
Ones–One નું બહુવચન
તાત્કાળીક At once (એટ વન્સ)
બંગાળી Bengalee (બેન્ગાલી)

1. આમાની એક પણ ચોપડીની મને જરૂર નથી. I require none of these books. (આઈ રીકવાયર નન ઑફ ધીઝ બુકસ).
2. અમે ત્યાં ગયા પરંતુ એક માણસ (કોઈ) જણાયો નહિ. We went there but none was seen. ( વી વેન્ટ ધેર બટ નન વોઝ સીન )

3. તમારામાંના કોઈ એ પણ એની સાથે જવું જોઈએ. Some one of you must go with him. (સમ વન ઓફ યુ મસ્ટ ગો વીથ હીમ)
4. દરેક જણને ઇનામ મળશે. Every one shall get a prize (એવરી વન શેલ ગેટ એ પ્રાઇઝ)
5. તેણી પહેલું ઇનામ જીતી ગઈ. She won the first prize. (શી વન ધી ફર્સ્ટ પ્રાઇઝ)
6. ઇનામ જીતવું એ બહુ કઠણ છે It is every difficult to win a prize. (ઇટ ઇઝ વેરી ડીફીકલ્ટ ટુ વીન એ પ્રાઇઝ)
7. દરેકને એકવાર આ દુનિયામાં મરવાનું તો છે જ. Everybody has to die once in this world. (એવરીબડી હેઝ ટુ ડાઇ વન્સ ઇન ધીસ વર્લ્ડ)
8. આળસુ ન થાઓ પણ હંમેશાં ઉદ્યોગી થાવ. Do not be idle but always be industrious. (ડુ નોટ બી આઇડલ બટ ઓલવેઝ બી ઇન્ડસ્ટ્રીઅસ)
9. આ બહુ નાની ચોપડીઓ છે. મારે માટે થોડી મોટી લાવો. These are very small books, bring me some big ones (ધીઝ આર વેરી સ્મોલ બુક્સ, બ્રીન્ગ મી સમ બીગ વન્સ)
10. ચોખા બંગાળીઓનો હંમેશનો ખોરાક છે. Rice is the usual diet of the Bengalees (રાઇસ ઇઝ ધી યુઝવલ ડાએટ ઓફ ધી બેન્ગાલીઝ)
11. ગરીબ કે પૈસાદાર કોઈને પણ મરવાનું ગમતું નથી. Neither the poor nor the rich like to die. (નાઇધર ધી પુઅર નોર ધી રીચ લાઇક ટુ ડાઈ)
12. કોઈએ આવીને મને તમને તાત્કાળીક મળવાનું કહ્યું. Some one came and told me to see you at once. (સમ વન કેઇમ એન્ડ ટોલ્ડ મી ટુ સી યુ એટ વન્સ)

13. તમને સાથે બીજા કોઈની જરૂર છે ? Do you require any one else ? (ડુ યુ રીકવાયર એની વન એલ્સ ?)
14. તેને કોઈ ચીજની જરૂર હોય તો પૂછો. **Ask him if he requires anything.** (આસ્ક હીમ ઇફ હી રીકવાયર્સ એનીથીંગ)
15. તે કહે છે કે તેને કંઈ જોઈતું નથી. **He says that he requires nothing.** (હી સેઝ ધેટ હી રીકવાયર્સ નથીંગ)

---

## Lesson 18 : પાઠ ૧૮મો

## Little-A little; Few-A few
## Some-Any-Several-All

આ તમામ નિશ્ચિત વિશેષણો છે, પણ જ્યારે એમની સાથે નામ ન હોય અને એકલા નામની જગ્યાએ વપરાય ત્યારે એ અનિશ્ચિત સર્વનામો કહેવાય છે.

Much (મચ) ઘણું એ શબ્દની માફક **little** (લીટલ) ભાગ્યે જ કંઈ, નહિ જેવું A little (એ લીટલ) જરા, સહેજ એ શબ્દો પણ જથ્થો બતાવે છે. જેમકે : થોડું દૂધ **A little milk;** થોડું પાણી A little water.

પ્યાલામાં ભાગ્યે જ કંઈ પાણી છે. **There is little water in the cup.** (ધેર ઇઝ લીટલ વોટર ઇન ધી કપ) તેમાં થોડું (જરા) પાણી છે **There is a little water in it.** (ધેર ઇઝ એ લીટલ વોટર ઇન ઇટ)

Few અને A Few વચ્ચે પણ ઉપર મુજબ ફેર છે. Many (મેની) ઘણા શબ્દની માફક આ બે શબ્દ પણ સંખ્યા બતાવે છે. અને તે સંખ્યાવાચક વિશેષણ તથા સર્વનામ થઈ શકે છે. Few ભાગ્યેજ કોઈ અને A Few એટલે થોડાક.

---

* [illegible] y પણ અનિશ્ચિત વિશેષણ તથા અનિશ્ચિત સર્વનામો છે.

**Some** (સમ) કેટલાક, **Any** (એની) કોઈપણ, **All** (ઓલ) સઘળા અને **Several** (સેવરલ) અમુક.

Some અને Any વચ્ચે એટલો ફેર છે, કે જ્યારે વાકયમાં **નકાર** અથવા **પ્રશ્નાર્થ** બતાવવો હોય ત્યારે Any વપરાય છે, અને **હકાર** બતાવવો હોય અથવા સાદું વાકય હોય ત્યારે Some વપરાય છે. જેમકેઃ તેણે કંઈપણ (થોડો) રોટલો ખાધો. **He ate some bread.** (હી એટ સમ બ્રેડ) તેણે કંઈ પણ રોટલો ખાધો નથી. **He has not eaten any bread.** (હી હેઝ નોટ ઇટન એની બ્રેડ) તે ખડીયામાં કંઈ શાહી છે? **Is there any ink in that inkstand?** (ઇઝ ધેર એની ઇન્ક ઇન ધેટ ઇન્કસ્ટેન્ડ ?)

કોઈ પણ ચોપડી **Any book;** અમુક જાતો **Several kinds,** (કાઇન્ડસ) બધી છોકરીઓ **All the girls.**

## Words (વર્ડઝ) શબ્દો

ભિખારી Beggar (બેગર)
રૂપીઓ Rupee (રૂપી)
બેન Sister (સીસ્ટર)
બાળક Child (ચાઇલ્ડ)
કૂવો Well (વેલ)
વૈદ Doctor (ડૉક્ટર)
હવે Now (નાઉ)
આશા Hope (હોપ)
દર્દી Patient (પેશન્ટ)
ગોળ Round (રાઉન્ડ)
લડાઈનું મેદાન Battle-field (બેટલફીલ્ડ)
મોકલવામાં આવ્યા Were sent (વેર સેન્ટ)
જીવતા Alive (એલાઇવ)
બહેરો Deaf (ડેફ)
આંધળો Blind (બ્લાઇન્ડ)
વધારે સુખી Happier (હેપીયર)
ના કરતાં Than (ધેન)
લંગડો Lame (લેઇમ)
મુંગો Dumb (ડમ્બ)
દુઃખી Unhappy (અનહેપી)
થોડા Some (સમ)
કેટલાક Several (સેવરલ)
જરા A little (એ લીટલ)
પાછા ફર્યા Returned (રીટર્ન્ડ) Came back (કેઇમ બેક)
વસ્તુઓ Articles (આર્ટીકલ્સ)
તદ્દન Quite (ક્વાઇટ)
નકામી Useless (યુઝલેસ)

કોઈ-કંઈ Any (એની)
તમામ All (ઑલ)
બહાદુર Brave (બ્રેવ)
બાકીના Rest (રેસ્ટ)
બીકણ, બાયલો Coward (કાવર્ડ)
ઠોઠ Dull (ડલ)
હોશિયાર Clever (ક્લેવર)
આટલુ So (સો)
રડવું Cry (ક્રાઇ) અથવા
Weep (વીપ)

1. તે ભિખારી પાસે થોડા રૂપીઆ છે. That beggar has some rupees. (ધેટ બેગર હેઝ સમ રૂપીઝ)
2. તમારી બેનને કંઈ બાળક છે ? Has your sister any child ? (હેઝ યોર સીસ્ટર એની ચાઇલ્ડ ?)
3. તે કૂવામાં જરા પાણી છે. There is a little water in that well. (ધેર ઇઝ એ લીટલ વૉટર ઇન ધેટ વેલ)
4. વૈદ્યને હવે દર્દી માટે ભાગ્યે જ આશા છે. The Doctor has little hope for the patient now. (ધી ડોક્ટર હેઝ લીટલ હોપ ફોર ધી પેશન્ટ નાઉ)
5. આ તમામ ચોપડી પેલી ગોળ ટેબલ પર મૂકો. Put all these books on that round table. (પુટ ઓલ ધીઝ બુક્સ ઓન ધેટ રાઉન્ડ ટેબલ).
6. ઘણા માણસોને લડાઈમા મોકલવામાં આવ્યા, પણ થોડાજ જીવતા પાછા ફર્યા. Many men were sent to the battle-field but only a few returned alive. (મેની મેન વેર સેન્ટ ટુ ધી બેટલફીલ્ડ બટ ઓનલી એ ફ્યુ રીટર્ન્ડ એલાઇવ)
7. આમાંની કેટલીક વસ્તુઓ મને તદ્દન નકામી છે. Several of these articels are quite useless to me (સેવરલ ઓફ ધીઝ આર્ટીકલ્સ આર ક્વાઇટ યુઝલેસ ટુ મી)
8. બહેરો આંધળા કરતાં વધારે સુખી છે. The deaf is happier than the blind. (ધી ડેફ ઇઝ હેપીઅર ધેન ધી બ્લાઇન્ડ)
9. તે લંગડો મુંગો માણસ દુઃખી છે That lame and dumb man is unhappy. (ધેટ લેમ એન્ડ ડમ્બ મેન ઇઝ અનહેપી)

0. એમાંનો ફક્ત એક જ બહાદુર છે અને બાકીના બીજા બધા બાયલા છે. Only one of them is brave, and all the rest are coward. (ઓનલી વન ઑફધેમ ઇઝ બ્રેવ, એન્ડ ઑલ ધી રેસ્ટ આર કાવર્ડ)
1. ઠોઠ ન થતાં, હોંશિયાર થજો. Do not be dull but be clever. (ડુ નોટ બી ડલ બટ બી ક્લેવર)
2. શિક્ષકે એને મૂર્ખ કહ્યો. The teacher called him a fool. (ધી ટીચર કૉલ્ડ હીમ એ ફુલ)
3. તમે આટલા બધા આળસુ કેમ છો ? જરા ઉદ્યોગી થાઓ. Why are you so much idle ? Be a little industrious. (વ્હાય આર યુ સો મચ આઇડલ ? બી એ લીટલ ઇન્ડસ્ટ્રીઅસ)
4. તમને ક્રિકેટ રમતાં આવડે છે ? Do you know how to play cricket ? (ડુ યુ નો હાઉ ટુ પ્લે ક્રીકેટ ?)
5. આટલા બધા જલદી દોડો નહિ. Do not run so fast. (ડુ નોટ રન સો ફાસ્ટ)
6. તમે શા માટે રડો છો ? Why are you crying ? (વ્હાય આર યુ ક્રાઇંગ ?) અથવા Why are you weeping ? (વીપીંગ)
7. મને થોડુ વધારે દૂધ જોઈએ. I want some more milk. (આઇ વૉન્ટ સમ મોર મીલ્ક)

---

## Lesson 19 : પાઠ ૧૯ મો

Sound (સાઉન્ડ), Voice (વૉઇસ), Noise (નોઇઝ)

અવાજને માટે અંગ્રેજીમા મુખ્ય બે શબ્દો છે. Sound અને Voice. ...તુ એ બેમાં ફેર એ છે કે કોઈપણ માણસ અથવા પ્રાણીનાં ગળામાંથી ... અવાજ નીકળે તે (જીવવાળા) અવાજને Voice કહેવામા આવે છે. ...યારે કોઈ જીવ વગરની વસ્તુ અથડાય, ખખડે, પડે, ઘસાય ને અવાજ ...ાય તેને Sound કહેવામાં આવે છે. જેમકે : તેનો કંઠ ગળુ—અવાજ—મૂ... ...ઠો છે. His voice is sweet. (હીઝ વૉઇસ ઇઝ સ્વીટ) અ...

રેકોર્ડનો અવાજ બરાબર નથી The sound of this record is not good. (ધી સાઉન્ડ ઑફ ધીસ રેકોર્ડ ઇઝ નોટ ગુડ)

વળી Voice ફક્ત નામ તરીકે જ વપરાય છે. જ્યારે Sound નામ તેમ જ ક્રિયાપદ બંને રીતે વપરાય છે. ક્રિયાપદ તરીકે એનો અર્થ અવાજ થવો થાય છે. જેમકે : આનો અવાજ રૂપા જેવો નહિ પણ નીકલ જેવો લાગે છે. This does not sound like silver but just like nickle. (ધીસ ડઝ નોટ સાઉન્ડ લાઇક સીલ્વર બટ જસ્ટ લાઇક નીકલ).

અવાજને માટે આ બે ઉપરાંત એક ત્રીજો શબ્દ Noise (નોઇઝ) છે, પણ એનો અર્થ રીતસરના અવાજ તરીકે થતો નથી. મસ્તી-તોફાનનો, ધાંધલ-ધમાલનો, ગરબડનો, ટૂંકાણમાં નકામો કંટાળો ઉપજાવે-કામમાં ખલેલ કરે એવો અવાજ Noise કહેવાય છે. જેમકે: છોકરાઓ, વર્ગમાં અવાજ કરો નહિ Boys, do not make noise in the class. (બોય્ઝ ડુ નોટ મેઇક નોઇઝ ઇન ધી કલાસ) તે ભયાનક અવાજ મને આખી રાત જંપીને સુવા દેતો નથી. That terrible noise does not let me sleep for the whole night. (ધેટ ટેરીબલ નોઇઝ ડઝ નોટ લેટ મી સ્લીપ ફોર ધી હોલ નાઇટ) noise શબ્દ નામ તેમજ ક્રિયાપદ બંને રીતે વાપરી શકાય છે.

**સૂચના** : દરેક જુદા જુદા પ્રાણીઓ તથા પક્ષીઓના અવાજને માટે ખાસ જુદા જુદા અંગ્રેજી શબ્દો હોય છે. જેમકે : ચકલીનું ચીચી કરવું Chatter (ચેટર;) ગધેડાનુ ભૂકવું Bray (બ્રે), સિંહનું ગર્જવું Roar (રોર); કાગડાનું કા કા કરવુ Caw (કો); માખીનું ગણગણવું Buzz (બઝ) વગેરે

## Words (વર્ડ્ઝ) શબ્દો

| | |
|---|---|
| સોનાનુ Golden (ગોલ્ડન) | અવાજ Sound (સાઉન્ડ) |
| સોનુ Gold | ઘોંઘાટ Noise (નોઇઝ) |
| ચાંદી, રૂપુ Silver (સીલ્વર) | કંઠ, ધાટો Voice (વોઇસ) |

ચોક્ખો **Clear** (ક્લીઅર)
સાફ **Clean** (ક્લીન)
ઝડપ **Speed** (સ્પીડ)
માફી માગી **Apologize** (એપોલોજાઇઝ)
દાખલ કરવું **Admit** (ઍડમીટ)
ફરીથી **Again** (અગેન)
ટોળી **Company** (કંપની)
ત્યાં સુધી **Till** (ટીલ)
ગાય **Cow** (કાઉ)
ભેંસ **Fuffalo** (બફેલો)
પાળવું **Tame** (ટેઇમ)

બળદ **Bullock** (બુલોક)
ઘોડો **Horse** (હોર્સ)
ઘેટું **Sheep** (શીપ)
જનાવર **Animal** (એનીમલ)
પકડવું **Catch** (કેચ)
શેરી **Street** (સ્ટ્રીટ)
રસ્તો **Way** (વે) **Road** (રોડ)
પાછળ **Behind** (બીહાઇન્ડ)
દુકાન **Shop** (શોપ)
પહેલા, અગાઉ **Before** (બીફોર)
સામે **Opposit** (અપોઝીટ)
મકાન **Building** (બીલ્ડીંગ)

1. તમારા ફોનોગ્રાફનો અવાજ તદ્દન ચોક્ખો છે. **The sound of your phonograph is quite clear.** (ધી સાઉન્ડ ઑફ યોર ફોનોગ્રાફ ઇઝ ક્વાઇટ ક્લીઅર)
2. તેની બેનનો અવાજ બરાબર કોયલના જેવો છે. **Her sister's voice is just like a cuckoo's** (હર સીસ્ટર્સ વૉઇસ ઇઝ જસ્ટ લાઇક એ કુકુઝ)
3. અવાજ કરતાં પ્રકાશની ઝડપ વિશેષ હોય છે. **Light has more speed than sound.** (લાઇટ હેઝ મોર સ્પીડ ધેન સાઉન્ડ)
4. જ્યાં સુધી તમે માફી માગશો નહિ ત્યાં સુધી તમને અમારી મંડળીમાં (ટોળીમા) ફરી દાખલ કરવામા આવશે નહિ. **You will not be admitted again to our company till you do not apologize.** (યુ વીલ નોટ બી ઍડમીટેડ અગેન ટુ અવર કંપની ટીલ યુ ડુ નોટ એપોલોજાઇઝ)
5. તેણે ઘરમાં એક ગાય અને બે ભેંસ પાળી છે. **He has tamed one cow and two buffaloes in the house** (હી હેઝ ટેઇમ્ડ વન કાઉ એન્ડ ટુ બફેલોઝ ઇન ધી હાઉસ)

6. બળદ, ઘોડા, ઘેટાં અને કુતરાં જનાવર કહેવાય છે. Bullocks, horses, sheep and dogs are called animals. (બુલોક્સ, હોર્સીસ, શીપ એન્ડ ડોગ્સ આર કોલ્ડ એનીમલ્સ)
7. આ મારી પાળેલી બીલાડી છે This is my tamed cat. (ધીસ ઇઝ માઈ ટેઈમ્ડ કેટ)
8. તેણી ઉંદરોને પકડે છે. She catches the rats. (શી કેચીઝ ધી રેટસ)
9. અમારી શેરીની પાછળ રસ્તો છે. There is a way behind our street. (ધેર ઇઝ એ વે બીહાઇન્ડ અવર સ્ટ્રીટ)
10. મારી દુકાન ટાવરના રસ્તા ઉપર આવેલી છે.My shop is along the tower road. (માઈ શોપ ઇઝ એલોંગ ધી ટાવર રોડ)
11. ત્યાં જતા પહેલા તમે મને મળી જજો. See me before you go there. (સી મી બીફોર યુ ગો ધેર)
12. મોહનની દુકાન હરીના મકાનની બરાબર સામે છે. Mohan's shop is quite opposite to Hari's building. (મોહન્સ શોપ ઇઝ ક્વાઇટ અપોઝીટ ટુ હરીસ બીલ્ડીંગ)

---

## Lesson 20 : પાઠ ૨૦ મો

### Quickly–Immediately–Urgently Fast-soon–At once–Rapidly

જલદીથી–ઝડપથી–તાકીદે–સત્વર–તાત્કાળીક એકદમ વગેરે ઉતાવળ બતાવનારા શબ્દોને માટે અંગ્રેજી ભાષામાં Quickly (ક્વીકલી) Fast (ફાસ્ટ) Immediately (ઇમીજીએટલી) Soon (સુન) At once (એટ વન્સ) Urgently (અરજન્ટલી) Rapidly (રેપીડલી) વગેરે જુદા જુદા પુષ્કળ શબ્દો વપરાય છે. એના વપરાશ માટે કોઈ ખાસ નિયમ નથી પરંતુ મોટે ભાગે ગતિ–ઝડપને માટે Fast અને Quickly શબ્દ વપરાય છે. જેમકે : તમે બહુ ઝડપથી વાંચો છો. You read very quickly ( અથવા fast ) સામાન્ય ઉતાવળથી ના

અર્થ બતાવવા Rapidly, Soon, Immediately વગેરે શબ્દ વપરાય છે. જેમકેઃ તે અભ્યાસમાં બહુ ઉતાવળથી આગળ વધી રહ્યો છેઃ He is rapidly advancing in his progress. (Study) (હી ઇઝ રેપીડલી એડવાન્સીંગ ઇન હીઝ પ્રોગ્રેસ) Urgently-At once વગેરે શબ્દો આ: પળે જ-અત્યારે જ-અત્યંત-તાત્કાળીક-બહુ જ ઉતાવળથીના અર્થમા મોટે ભાગે વપરાય છે. જેમકેઃ મારે તેને અત્યારેજ મળવું જોઇએ. I must see him at once. (આઇ મસ્ટ સી હીમ એટ વન્સ) તમારે તેને તાકીદે ખબર આપવી જોઇએ. You must inform him urgently. (યુ મસ્ટ ઇનફોર્મ હીમ અરજન્ટલી)

કોઈ બહુ દોડધામમાં-ઉતાવળમાં હોય તો તે અર્થ બતાવવા Quick (ક્વીક), Hurry (હરી) અને Haste (હેસ્ટ) શબ્દ પણ વપરાય છે. જેમકે; ઉતાવળ કરો, નહિ તો તમે ગાડી પકડી શકશો નહિ. Be quick, otherwise you connot catch the train. (બી ક્વીક, અધરવાઇઝ યુ કેનનોટ કેચ ધી ટ્રેઇન) હું અત્યારે બહુ ઉતાવળમાં છું. I am in a hurry at present. (આઇ એમ ઇન એ હરી એટ પ્રેઝન્ટ) ઉતાવળ કરો. Make haste. (મેઇક હેસ્ટ)

## Words ( વર્ડ્ઝ ) શબ્દો

ઝડપથી Quickly (ક્વીકલી); Fast (ફાસ્ટ)
જલદી Soon (સુન) Immediately (ઇમીજીએટલી)
ઉતાવળથી Rapidly (રેપીડલી)
એકદમ At once (એટ વન્સ)
તાત્કાળીક Urgently (અર્જન્ટલી)
ઉતાવળ Hurry (હરી), Haste
જણાવવું Inform (ઇનફોર્મ)
તાર Telegram (ટેલીગ્રામ)
બહાર જવું Get out (ગેટ આઉટ)
નહિ તો Otherwise (અધરવાઇઝ)
સમજ Understand (અંડરસ્ટેન્ડ)
જાણવું Know (નો)
બગાડવું Spoil (સ્પોઇલ)
રાજા King (કીન્ગ)
રાણી Queen (ક્વીન)
વખતસર In time (ઇન ટાઇમ)
પહોંચવું Reach (રીચ)
અગત્યનું Important (ઇમ્પોર્ટન્ટ)
કામ Work (વર્ક)
પૂરું કરવું Complete (કમ્પલીટ)

1. જલદી કરો, મને અત્યારે જ જવાનું છે. Be quick, I have to go just now. (બી ક્વીક, આઇ હેવ ટુ ગો જસ્ટ નાઉ)
2. રતીલાલને જલદી સુરત આવવાનું જણાવો. Inform Ratilal to come to Surat soon. (ઇનફૉર્મ રતીલાલ ટુ કમ ટુ સુરત સુન)
3. મને તાકીદે મળી જાવ, See me immediately. (સી મી ઇમીજીએટલી)
4. મને ખાસ જરૂરના તારને અંગે તમારી જરૂર છે. I want you for an urgent telegram. (આઇ વોન્ટ યુ ફોર એન અરજન્ટ ટેલીગ્રામ)
5. મારી ઓફીસમાંથી એકદમ બહાર ચાલ્યા જાવ. Get out of my office at once. (ગેટ આઉટ ઓફ માઈ ઓફીસ એટ વન્સ)
6. તમે એટલુ જલદી વાચો છો કે મારાથી સમજી શકાતું નથી. You read so fast that I cannot understand. (યુ રીડ સો ફાસ્ટ ધેટ આઈ કેનનોટ અન્ડરસ્ટેન્ડ)
7. બહુ ઉતાવળ ન કરો, નહિં તો બધું બગાડી નાખશો. Do not make haste otherwise you will spoil everything. (ડુ નોટ મેઇક હેસ્ટ અધરવાઇઝ યુ વીલ સ્પોઇલ એવરીથીગ)
8. એક વખત એક રાજા હતો. તેને પાચ રાણીઓ હતી. Once upon a time there was a king. He had five queens. (વન્સ અપોન એ ટાઇમ ધેર વોઝ એ કીગ, હી હેડ ફાઇવ ક્વીન્સ)
9. જો વખતસર ત્યા જઈ પહોચવું હોય તો ઉતાવળ કરો. Hurry up if you want to reach there in time. (હરી અપ ઇફ યુ વોન્ટ ટુ રીચ ધેર ઇન ટાઇમ)
10. મને આજે એક અગત્યનુ કામ છે. I have an important work do-day. (આઇ હેવ એન ઇમ્પોરટન્ટ વર્ક ટુ-ડે)

11. જેટલી બને તેટલી ઉતાવળથી કામ પૂરું કરો Complete the work as rapidly as you can. (કમ્પ્લીટ ધી વર્ક એઝ રેપીડલી એઝ યુ કેન)

---

## Lesson 21 : પાઠ ૨૧ મો

## Say-tell-call-speak-talk

આગળ ચૌદમા પાઠમાં કંઈ કહેવુંના અર્થમાં વપરાતા Say અને Tellના જુદા જુદા ઉપયોગ બતાવ્યા છે. Tell the truth, Tell a lie એમ બોલી શકાય છે પણ Say the truth કે Say a lie કદાપી બોલી કે લખી શકાતું નથી. વળી આ અર્થમાં પણ say કદાપી વપરાતો નથી. જેમકે: Tell us a good story.

પરંતુ કોઈ કોઈ વાર વાક્યમાં કહેવું શબ્દ નામ દેવું કે ઉપમા આપવીના અર્થમાં વપરાય છે, ત્યારે say કે tell નહિ પણ call (કૉલ) વપરાય છે. જેમકે: તેણે મને વાંદરો કહ્યો. He called me a monkey. (હી કૉલ્ડ મી એ મન્કી)

Callનો અર્થ બોલાવવું પણ થાય છે. જેમકે: તેને અહીં બોલાવો. Call him here. જો callની સાથે on જોડાય તો call onનો અર્થ મળવા આવવું થાય છે. જેમકે: તમે મને ક્યાર મળવા આવશો? When will you call on me? (વ્હેન વીલ યુ કૉલ ઑન મી?) વળી બોલાવી કે તેડાવી મંગાવવુંના અર્થમા Call for પણ વપરાય છે. જેમકે: રાજાએ વજીરને તેડાવી મગાવ્યો The King called for his minister. (ધી કીંગ કૉલ્ડ ફોર હીઝ મીનીસ્ટર) ફક્ત બોલવુંના અર્થમાં Speak (સ્પીક) વપરાય છે. જેમકે: તે મુગો છે એટલે બોલી શકતો નથી. As he is dumb, he cannot speak. (એઝ હી ઇઝ ડમ્બ, હી કેનનોટ સ્પીક)

વાત કરવી, કોઈ વ્યક્તિ સાથે બોલવુંના અર્થમાં Talk (ટૉક) વપરાય છે. જેમકે: તમારે તેના સાથે આ રીતે બોલવું (વાત

કરવી) ન જોઈએ. You should not talk like that with him. (યુ શુડ નોટ ટોક લાઇક ધેટ વીથ હીમ).

સૂચના: મોઢામાંથી કંઈ ઉચ્ચાર કરવો એ અર્થમાં Utter (અટર, શબ્દ વપરાય છે.

## Words (વર્ડઝ) શબ્દો

વર્ગ Class (કલાસ)
વાત કરવી Talk (ટોક)
બોલવું Speak (સ્પીક)
દૂર Away (અવે)
ઉછીનું લેવું Borrow (બૉરો)
ઉછીનું આપવું Lend (લેન્ડ)
બાકી લેણું, માગતાં Due (ડયુ)
અઠવાડીયું Week (વીક)
માલ Goods (ગુડઝ)
રવાના કરવું, મોકલાવવું, પુરૂં પાડવું Supply (સપ્લાઇ)
મોકલવો Send (સેન્ડ)
તાકીદે Soon (સુન)
ગોઠવણ કરવી Arrange (એરેન્જ)
હાજરી, રૂબરૂ Presence (પ્રેઝન્સ)
જે કાંઈ Whatever (વૉટેવર)
ફેંકવું Throw (થ્રો)
વ્યવસ્થા કરવી Manage (મૅનેજ)
એકલો Alone (એલોન)
હંમેશ માટે Forever (ફોર-એવર)
હીસાબ Account (એકાઉન્ટ)
નક્કી કરવુ Settle (સેટલ) fix
પગાર Pay (પે)
એકજ—નક્કી Fixed (ફીકસ્ટ)
મહેરબાની કરીને Please (પ્લીઝ)
કારણ કે Because (બીકોઝ)
કંઈક Something (સમથીંગ)
હજી, તો પણ Yet (યટ)

1 છોકરાઓ, વર્ગમાં વાત ન કરો. Boys, do not talk in the class. (બોય્ઝ, ડુ નૉટ ટોક ઇન ધી કલાસ)

2 તમે તેની સાથે કેમ બોલતા નથી? Why do you not speak with him? (વ્હાય ડુ યુ નોટ સ્પીક વીથ હીમ?)

3 તેને મારી રૂબરૂ (હાજરીમાં) બોલાવો અને જે પૂછવું હોય તે પૂછો. Call him in my presence and ask whatever you wish (કૉલ હીમ ઇન માઈ પ્રેઝન્સ, એન્ડ આસ્ક વોટેવર યુ વીશ)

4 તેને દૂર ફેંકી દેતા નહિ Do not throw it away. (ડુ નોટ થ્રો ઇટ અવે)

5 મેં રતીલાલ પાસે એક આનો ઉછીનો લીધો. I borrowed an anna from Ratilal. (આઇ બૉરોડ એન એના ફ્રોમ રતીલાલ)

6. તમારે આજથી કોઈને કંઈ ઉધાર આપવું નહિ. You should not lend anything to anybody from to day. (યુ શુડ નૅટ લેન્ડ એનીથીંગ ટુ એનીબડી ફ્રોમ ટુ-ડે)

7. મારા પાંચ રૂપીઆ બાકી (લેણા-માગતા) નીકળે છે. My five rupees are due. (માઇ ફાઇવ રૂપીઝ આર ડ્યુ)

8. અમે આ અઠવાડિયામા તમને માલ મોકલી શકીએ એમ નથી. We are unable to supply you goods in this week. (વી આર અનેબલ ટુ સપ્લાઈ યુ ગુડસ ઇન ધીસ વીક)

9. હીરાલાલને તાકીદે મોકલવા (રવાના કરવા)ની ગોઠવણ કરો Arrange to send Hiralal soon. (એરેન્જ ટુ સેન્ડ હીરાલાલ સુન)

10. હુ એકલો અહીં વ્યવસ્થા (ગોઠવણ) કરી શકતો નથી. I cannot manage here alone. (આઇ કેનનૉટ મૅનેજ હીઅર એલોન)

11. હુ હમેશને માટે આપણો હીસાબ ચોકખો કરી નાખવા માગુ છું. I want to settle our account forever. (આઇ વૉન્ટ ટુ સેટલ અવર એકાઉન્ટ ફૉર-એવર)

12. મારો પગાર હજુ નક્કી થયો નથી. My pay is not yet settled. (માઈ પે ઇઝ નૉટ યટ સેટલ્ડ)

13. અમારો ભાવ ફેક્સ (નક્કી) છે. Our rate is fixed. (અવર રેઇટ ઇઝ ફીક્સ્ડ)

14. તેની સાથે કંઈ નક્કી કરવાનું નથી. There is nothing to settle with him. (ધેર ઇઝ નથીંગ ટુ સેટલ વીથ હીમ)

15. મહેરબાની કરીને મને કંઈ આપો, કેમકે મારી પાસે કંઈ નથી. Please give me something, because I have nothing. (પ્લીઝ ગીવ મી સમથીંગ, બીકૉઝ આઇ હૅવ નથીંગ)

# Lesson 22 : પાઠ ૨૨ મો

## About-(એબાઉટ)-For (ફોર)

**About**: અંગ્રેજીમાં એ વખત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય Adverb (ઍડવર્બ) છે. એનો એક અર્થ **લગભગ આસરે-સુમારે** થાય છે. જેમકે: તે લગભગ દસ વરસનો છે. He is about ten years old (હી ઇઝ એબાઉટ ટેન યિઅર્સ ઓલ્ડ) તે વખતે લગભગ મધ્યરાત્રી થઈ હતી. It was about midnight. (ઇટ વોઝ એબાઉટ મીડનાઈટ)

એનો બીજો અર્થ **ને વિષે-ને માટે-ના સંબંધી** એટલે લગભગ for જેવો થાય છે. તે વખતે એ Preposition (પ્રેપોઝીશન) નામયોગી અવ્યય તરીકે વાક્યમાં વપરાય છે. જેમકે: તમે હાથીને માટે (વિષે) શું જાણો છો? What do you know about an elephant (વોટ ડુ યુ નો એબાઉટ એન એલીફન્ટ)

**For**: એનો અર્થ **ને માટે-ને સારૂં** થાય છે. એ પણ Preposition નામયોગી અવ્યય છે. એ નામ કે સર્વનામની સાથે સબંધ ધરાવે છે. જેમકે: આ તમારે માટે નથી. This is not for you. (ધીસ ઇઝ નોટ ફોર યુ) About અને for એ બંનેમાં અવ્યય તરીકે તફાવત એ છે કે about નો અર્થ કોઈવાર **સુધી** થાય છે. જેમકે: લગભગ વીસ વરસ સુધી About twenty years. વીસ વરસને માટે for twenty years (only) આમાં About અમુક-આસરેનો અર્થ સૂચવે છે. જ્યારે For ચોક્કસ-નિશ્ચિત સમય બતાવે છે. વળી કોઈ કોઈવાર About વાક્યમાં Nearly (નીઅરલી) લગભગ તૈયારીના અર્થમા પણ વપરાય છે. જેમકે: જ્યારે તે તેને મારી નાંખવાની તૈયારીમાં હતો...when he was about to kill him...(વ્હેન હી વોઝ એબાઉટ ટુ કીલ હીમ)

## Words (વર્ડ્ઝ) શબ્દો

સીવેલાં કપડાં Clothes (ક્લોધ્ઝ)
તૈયાર કપડું Cloth (ક્લૉથ)
હવા Air (એર)
ઋતુ Season (સીઝન) મોસમ
આબોહવા Weather (વેધર)
વરસવું, વરસાદ Rain (રેઇન)
ચોમાસું Rainy season (રેઇની સીઝન) વર્ષા ઋતુ
બંધ કરવું Close (ક્લોઝ)
અભિપ્રાય Opinion (ઓપીનીયન)
ને વિષે About (એબાઉટ)
પૈસા Pice (પાઇસ)
પાઈ Pie (પાઇ)
બરાબર, સરખો Equal (ઇક્વલ)
તફાવત Difference (ડીફરન્સ)
છત્રી Umbrella (અમ્બ્રેલા)
સખત Heavy (હેવી)
સખત રીતે Heavily (હેવીલી)
બગાડવું Spoil (સ્પોઇલ)
વૈદ Doctor (ડૉક્ટર)
સલાહ આપવી Advise (એડવાઇઝ)
હવાફેર Change of air (ચેઇન્જ ઑફ એર)
પુરૂ કરવું Complete (કમ્પ્લીટ)
શીવણ Sewing (સોઇંગ)
નોકર Servant (સર્વન્ટ)
જરૂર હોવી Need (નીડ)
રોકવો Detain (ડીટેઇન)
વાઘ Tiger (ટાઇગર)
હિંમત કરવી Dare (ડેર)
સામે થવું Oppose (ઓપોઝ)

1. ફક્ત એક કલાકને માટે તમામ બારી બારણા બંધ કરો. Close all the doors and windows for an hour. (ક્લોઝ ઓલ ધી ડોર્સ એન્ડ વીન્ડોઝ ફૉર એન અવર)

2. આપણી નિશાળ માટે તેનો સારો અભિપ્રાય નથી. He has no good opinion about our school. (હી હેઝ નો ગુડ ઓપીનીઅન એબાઉટ અવર સ્કુલ.)

3 સૌ જાણે છે કે એક પૈસો બરાબર ત્રણ પાઈ થાય છે. Every one knows that one pice is equal to three pies. (એવરી વન નોઝ ધૅટ વન પાઇસ ઇઝ ઇક્વલ ટુ થ્રી પાઇઝ)

4. તમે કાપડ ને તૈયાર સીવેલાં કપડાં વચ્ચેનો ફેર જોઈ શકો છો. You can see the difference between cloth and clothes. (યુ કેન સી ધી ડીફરન્સ બીટવીન ક્લોથ એન્ડ ક્લોધ્ઝ)

5. હવે તમારે જવું હોય તો જઈ શકો છો. You are allowed to go now. (યુ આર એલાવ્ડ ટુ ગો નાઉ)

6. મારા ભાઈને ત્યાં જવાનો વખત નહોતો. My brother had no time to go there. (માઈ બ્રધર હેડ નો ટાઇમ ટુ ગો ધેર)

7. ચોમાસું શરૂ થઈ ચૂક્યું છતાં તમે હજુ મારે માટે છત્રી લાવ્યા નહિ. You did not bring for me an umbrella though the rainy season began (યુ ડીડ નોટ બ્રીન્ગ ફોર મી એન અંબ્રેલા ધો ધ રેઇની સીઝન બીગેન)

8. વરસાદ એટલો સખત વરસે છે કે અમે નિશાળે જઈ શકતા નથી. It rains so heavily that we are unable to go to school. (ઇટ રેઇન્સ સો હેવીલી ધૅટ વી આર અનેબલ ટુ ગો ટુ સ્કુલ)

9 પુષ્કળ વરસાદ કેટલીકવાર આબોહવાને બગાડે છે Heavy rain sometimes spoils the weather. (હેવી રેઇન સમટાઇમ્સ સ્પૉઇલ્સ ધી વેધર)

10. વૈદે મને હવાફેર માટે તીથલ જવા સલાહ આપી છે. The doctor has advised me to go to Tithal for a change of air. (ધી ડોક્ટર હેઝ એડવાઇઝ્ડ મી ટુ ગો ટુ તીથલ ફોર એ ચેઇન્જ ઑફ એર)

11. મારી બેને તેનું સીવણકામ પૂરૂં કર્યું છે. My sister has completed her sewing work. (માઇ સીસ્ટર હેઝ કમ્પ્લીટેડ હર સોઇંગ વર્ક)

12. કેમ ચાલે છે? How do you do? (હાઉ ડુ યુ ડુ?)

13. તમારે નોકરને રોકી રાખવાની જરૂર નથી. You need not detain the servant. (યુ નીડ નોટ ડીટેઇન ધી સર્વન્ટ)
14. તેમણે વાઘની સામે થવાની હિંમત કરી નહિ They did not dare to oppose the tiger. (ધે ડીડ નોટ ડેર ટુ ઓપોઝ ધી ટાઇગર)

---

## Lesson 23 : પાઠ ૨૩ મો

### Am to (એમ ટુ,-have to (હેવ ટુ)

ગુજરાતીમાં જવું છે-જવાનું છે, કરવું છે-કરવાનું છે, વગેરે ભવિષ્ય કાળનો અર્થ બતાવે છે, એને માટે અંગ્રેજીમાં ઘણીવાર Shall અને will ને બદલે am to અને have toનો ઉપયોગ થાય છે.

To beના રૂપ (am-is-are-art) સાથે ક્રિયાપદનું સામાન્ય રૂપ infinitive વપરાય ત્યારે તે પોતાની ઇચ્છા, મનસૂબો, ઠરાવ કે ધારણા સૂચવે છે. જેમકે : મારે મુંબઈ જવું છે. I am to go to Bombay. (આઇ એમ ટુ ગો ટુ બોમ્બે) આ વાક્યમાં મારી જવાની ઇચ્છા છે, મારું મન છે, મરજી છે, એવો અર્થ સમાયલો છે.

મારે મુંબઈ જવાનું છે. I have to go to Bombay. આ વાક્યમાં to have સાથે ક્રિયાપદનું મૂળ રૂપ વપરાયુ છે. એ જરૂરીઆત, ફરજ કે અમુક વ્યક્તિનું દબાણ બતાવે છે. Have to go એટલે જવું પડે છે. મને કોઈ (મારી મરજી વિરૂદ્ધ) મોકલે છે. ન જાઉં તો ન ચાલે એવો અર્થ બતાવે છે.

સૂચના : એનાં ભૂત ને ભવિષ્યકાળના રૂપો પણ થાય છે. Was to go, were to go, had to go, shall have to go, should have to go. વગેરે.

### Words (વર્ડઝ) શબ્દો

| | |
|---|---|
| તૈયાર કરવું Prepare (પ્રીપેર) | આજે સાંજે This evening (ધીસ ઈવનીંગ) |
| પાઠ Lesson (લેસન) | |

ખરી True (ટ્રુ)
હરાવવું Defeat (ડીફીટ)
ભયંકર Dangerous (ડેન્જરસ)
ઢીલ કરવી Delay (ડીલે)
અણીના Critical (ક્રીટીકલ)
સંજોગો Circumstances (સરકમસ્ટાન્સીસ)
પ્રસંગ Occasion (ઓકેઝન)
આમંત્રણ આપવું Invite (ઇનવાઇટ)

બોળવું Dip (ડીપ)
શીશો Bottle (બૉટલ)
સહેલાઇથી Easily (ઇઝીલી)
તરવું Swim (સ્વીમ)
લાંબો વખત Long time (લોન્ગ ટાઇમ)
દડો Ball (બોલ)
પાછા ફરવું Come back (કમ-બેક) Return
બાળક Baby (બેબી)

1 મારે મારા પાઠ રોજ તૈયાર કરવા પડે છે I have to prepare my lessons every day. (આઇ હેવ ટુ પ્રીપેર માઇ લેસન્સ એવરી ડે)

2. હું આજે સાંજે ક્રીકેટ રમવા જવાનો છું I am to go to play cricket this evening (આઇ એમ ટુ ગો ટુ પ્લે ક્રીકેટ ધીસ ઇવનીંગ)

3. મગને છગનને હરાવ્યો એ વાત ખરી છે? Is it true that Magan defeated Chhagan? (ઇઝ ઇટ ટ્રુ ધેટ મગન ડીફીટેડ છગન?)

4 આવા અણીના સંજોગોમાં ઢીલ કરવી ભયંકર છે It is dangerous to delay in such critical circumstances. (ઇટ ઇઝ ડેન્જરસ ટુ ડીલે ઇન સચ ક્રીટીકલ સરકમસ્ટન્સીસ)

5 તમારે આ પ્રસંગે તો એને આમંત્રણ આપવા જવું જ જોઇએ. You must go to invite him on this occasion (યુ મસ્ટ ગો ટુ ઇન્વાઇટ હીમ ઓન ધીસ ઓકેઝન)

6 તમારી કલમને શાહીમાં બોળો Dip your pen into the ink. (ડીપ યોર પેન ઇનટુ ધી ઇન્ક)

7. શીશીમાં હવે કંઇ શાહી છે? Is there any ink in the bottle? (ઇઝ ધેર એની ઇન્ક ઇન ધી બૉટલ)
8. માછલાઓ પાણીમાં લાંબો વખત સુધી સહેલાઇથી તરી શકે છે. Fishes can easily swim in the water for a long time. (ફીશીઝ કેન ઇઝીલી સ્વીમ ઇન ધી વૉટર ફૉર ઞ લૉન્ગ ટાઇમ)
9. તમે મારો દડો ક્યાં દીઠો? Where did yon see my ball? (વ્હેર ડીડ યુ સી માઇ બૉલ?)
10. તમે મુંબઈથી પાછા ક્યારે આવ્યા? When did you return (come back) from Bombay? (વ્હેન ડીડ યુ રીટર્ન (કમ બૅક) ફ્રોમ બૅમ્બે?)
11. બાળક દૂધ માટે રડી રહ્યું છે The baby is crying for milk (ધી બેબી ઇઝ ક્રાઇંગ ફૉર મીલ્ક)

---

## Lesson 24 : પાઠ ૨૪ મો

ના પાડવી Deny (ડીનાઇ)–Refuse (રીફ્યુઝ)

અંગ્રેજીમા **ના પાડવી** ક્રિયાપદના અર્થમાં Deny, Refuse અને Decline એવાં ત્રણ શબ્દો છે પરંતુ વાક્યમાં એ દરેકનો વપરાશ જુદો જુદો છે.

કંઈ કામ આપવા કે કરવાની અથવા તો કોઈની માગણી કે વિનતીને નકારવાની વાત હોય ત્યાં refuse નો ઉપયોગ થાય છે. જેમકે: તે ઘરમાં આવવાની ના પાડે છે. He refuses to come into the house. (હી રીફ્યુસીસ ટુ કમ ઇન ટુ ધી હાઉસ) મેં તેને પૈસો આપવા માંડયો પણ તેણે તે લેવાની ના પાડી. I was about to give him a pice but he refused to take it. (આઇ વૉઝ એબાઉટ ટુ ગીવ હીમ એ પાઇસ બટ હી રીફ્યુઝડ ટુ ટેઇક ઇટ)

કોઇ કથનને માટે, બાબતને માટે નામુક્કર જવું, ઇન્કાર કરવો, ના પાડવી વગેરે અર્થમાં deny વપરાય છે. જેમકે: તે જુઠું બોલ્યાની સાફ

ના પાડે છે. (ઇન્કાર કરે છે). He totally denies that he has told a lie. (હી ટોટલી ડીનાઇઝ ધૅટ હી હેઝ ટોલ્ડ એ લાઇ)

સૂચના: Refuseની જગાએ કોઈ કોઈ વખત decline શબ્દ પણ વપરાય છે કોઇ માગણીનો આભાર સાથે ના પાડીએ ત્યારે એ શબ્દ વપરાય છે. જેમકે: તેણે મારી અરજ આભાર સાથે સ્વીકારવા ના પાડી. He declined my request with thanks. (હી ડીકલાઇન્ડ માઈ રીકવેસ્ટ વીથ થેન્કસ)

## Words (વર્ડઝ) શબ્દો

ના પાડવી Deny (ડીનાઇ)
કાઢી નાખવું Cancel (કૅનસલ)
બાબત, ખીના Matter (મૅટર)
બતાવવું Show (શો)
ગાળ દેવી Use a bad language (યુઝ એ બૅડ લૅન્ગવેજ)
નિંદા કરવી Abuse (ઍબ્યુઝ)
નોંધાવવું Register (રજીસ્ટર)
પેઢી Firm (ફર્મ)
ઓળંગવું Cross (ક્રાસ)
પૃથ્વી The earth (અર્થ)
નિર્દોષ Innocent (ઇનોસન્ટ)
આડતીયો Agent (એજન્ટ)
પુંજી Assets (એસેટસ)

1. આ બાબતમાં તમે ના પાડી શકશો નહિ. You cannot deny in this matter. (યુ કૅનનોટ ડીનાઇ ઇન ધીસ મૅટર)
2. તેણે મને પોતાનું ઘર બતાવવાની ના પાડી. He refused to show me his house. (હી રીફયુઝડ ટુ શો મી હીઝ હાઉસ)
3. તમે એની નિંદા શા માટે કરો છો? Why do you abuse him? (વ્હાય ડુ યુ એબ્યુઝ હીમ)
4. છોકરાઓ, કદાપી ખરાબ ગાળ બોલવી નહિ. Boys, never use a bad language. (બોયઝ, નેવર યુઝ એ બેડ લેન્ગવેજ)
5. મારૂં નામ રજીસ્ટરમાથી કાઢી નાખજો. Cancel my name from the register. (કૅન્સલ માઈ નેઇમ ફ્રોમ ધી રજીસ્ટર)
6. તમે તમારી પેઢીનું નામ સરકારમાં નોંધાવેલું છે? Have you registered the name of your firm? (હેવ યુ રજીસ્ટર્ડ ધી નેઇમ ઓફ યોર ફર્મ?)

7. તમે નદી કેવી રીતે ઓળંગી? How did you cross the river? (હાઉ ડીડ યુ ક્રોસ ધી રીવર?)

8. પૃથ્વી ગોળ છે તેની કોઈ ના પાડી શકે એમ નથી. None can deny that the earth is round. (નન કેન·ડીનાઇ ધૅટ ધી અર્થ ઇઝ રાઉન્ડ)

9. બાળક હંમેશા નિર્દોષ હોય છે. A child is always innocent. (એ ચાઇલ્ડ ઇઝ ઑલવેઝ ઇનોસન્ટ)

10. તમારો અમદાવાદનો આડતીઓ કોણ છે? Who is your agent for Ahmedabad? (હુ ઇઝ યૉર એજન્ટ ફોર અહમેદાબાદ?)

11. તમારી પુંજી કેટલી છે? What are your assets? (વૉટ આર યૉર ઍસેટસ)

---

## Lesson 25 : પાઠ ૨૫ મો

### Want-need-require-wish-desire

અંગ્રેજીમાં **ની જરૂર હોવી જોઈએ,** એ અર્થમાં want (વૉન્ટ) need (નીડ) અને require (રીક્વાયર) એ ત્રણ ક્રિયાપદો વપરાય છે. જેમકે : મને પાણી જોઈએ છે. (પાણીની જરૂર છે) I want water. મને કંઈ જોઈતું નથી. I require nothing. તમારે ત્યાં જવાની જરૂર નથી. You need not go there. Need ખાસ કરીને જ્યાં **બહુજ-ખાસ જરૂર હોય** ત્યાં વપરાય છે. જો કે આ ત્રણે ક્રિયાપદો ઘણાખરા એકબીજાને અર્થમા તેમજ વપરાશમાં મળતા હોવા છતાં કેટલાક ખાસ સન્જોગોમા એકની જગ્યાએ બીજાનો ઉપયોગ નથી થતો અને જો કોઈ કરે તો બહુ વિચિત્ર ને અણગમતા જેવો થઈ પડે છે. જેમ: તમારી હાજરીની ખાસ જરૂર છે. Your presence is badly required. (યૉર પ્રેઝન્સ ઇઝ બેડલી રીક્વાયર્ડ) એ વાક્યમાં badly needed ન જ મૂકી શકાય. પરંતુ You are wanted મૂકી શકાય છે. વળી મને

જરૂર છે. I am in need, લખાય કે બોલાય પરંતુ I am in want કે require લખાતું કે બોલાતું નથી.

Want નો બીજો અર્થ ઇચ્છા-મરજી **હોવી** થાય છે. એ અર્થમાં Wish (વીશ) અને Desire (ડીઝાયર) ક્રિયાપદો પણ વપરાય છે. જેમકેઃ મારે ઘેર જવું છે. (જવાની ઇચ્છા છે, જવા માગું છું) I want to go home અથવા I wish to go home અથવા I desire to go home. એ ક્રિયાપદોના વપરાશમાં ઝાઝો ફેર નથી.

વળી અંગ્રેજીમા કેટલાક વાક્યોમા **લાંબા સમયની આતુરતા** કે તીવ્ર ઇચ્છાનો અર્થ બતાવવા Want, Wish, કે Desire ઉપરાંત Long (લૉન્ગ) અને Yearn (યર્ન) પણ વપરાય છે જેમકે ; તેને ઘેર જવાની તીવ્ર ઉત્કંઠા છે. He yearns to go home. આતુરતા ઉપરાંત આજીજીનો અર્થ વધારે બતાવવો હોય તો Crave (ક્રેઇવ) શબ્દનો ઉપયોગ થાય છે

સૂચના : Want-need-wish-desire એ શબ્દો ક્રિયાપદ ઉપરાંત નામ તરીકે પણ વાક્યમા વપરાય છે. જેમકેઃ પૈસાની જરૂરીયાત Want of money. મને જરૂર છે I am in need મારી મરજી મુજબ According to my wish. ત્યાં જવાની મારી પોતાની ઇચ્છા છે. It is my own desire to go there. વગેરે.

## Words (વર્ડઝ) શબ્દો

મદદ Help (હેલ્પ)
પરીક્ષા Examination (એક્ઝામીનેશન)
પસાર થવું Pass (પાસ)
માગણી Offer (ઑફર)
સ્વીકારવું Accept (એક્સેપ્ટ)
હીસાબ Account (એકાઉન્ટ)
ચોખ્ખું કરવું Clear (ક્લીઅર)

છાલ Bark (બાર્ક)
ભસવું Bark (બાર્ક)
અજાયબી Wonder (વન્ડર)
ગરીબ Poor (પુઅર)
ભીખારી Beggar (બેગર)
સરળતાથી Easily (ઇઝીલી)
અંધારા Dark (ડાર્ક)
અંધાર Darkness (ડાર્કનેસ)

મજુર Coolie (કુલી)
ઉચકવું Carry (કેરી) ઉપાડવું
ભાર Burden (બર્ડન)
બોજો Load (લોડ)
વજન Weight (વેઇટ)
રાહ જોવી Wait (વેઇટ)
રતલ Pound (પાઉન્ડ)
પણ Even (ઇવન)

1. તમને મારી મદદની જરૂર છે? Do you require my help? (ડુ યુ રીકવાયર માઈ હેલ્પ?)

2. મને કોઈ ચીજની જરૂર નથી. I do not want anything. (આઇ ડુ નોટ વૉન્ટ એનીથીંગ)

3. તમને મારી જરૂર હોય (પડે) ત્યારે કહેજો. Tell me when you need me. (ટેલ મી વ્હેન યુ નીડ મી)

4. હું ઇચ્છું છું કે તમે પરીક્ષામાં પાસ થાઓ. I wish that you may pass in the examination. (આઇ વીશ ધેટ યુ મે પાસ ઇન ધી એકઝામીનેશન)

5. તમારી માગણી સ્વીકારવા મારી ઇચ્છા નથી. I do not wish to accept your offer. (આઇ ડુ નોટ વીશ ટુ એકસેપ્ટ યોર ઓફર)

6. તમને એનો તમામ હીસાબ ચોકખો કરવાની હું પૂરેપૂરી સત્તા આપું છું I give you full authority to clear his account. (આઇ ગીવ યુ ફુલ ઑથેરીટી ટુ કલીઅર હીઝ એકાઉન્ટ)

7. મેં તમને સેંકડો વાર કહ્યું કે તમારા હીસાબના ચોપડા હરહમેશ ચોકખા રાખવા જોઈએ. I told you hundred times that your account books should always be kept clear. (આઇ ટોલ્ડ યુ હન્ડ્રેડ ટાઇમ્સ ધેટ યોર એકાઉન્ટ બુકસ શુડ ઓલવેઝ બી કેપ્ટ કલીઅર)

8 અમારા શિક્ષકને એક લાલ-બ્લુ પેન્સીલ જોઈએ છે. Our teacher desires to have a red-blue pencil. (અવર ટીચર ડીઝાયર્સ ટુ હેવ એ રેડ-બ્લ્યુ પેન્સીલ)

9. આ ઝાડની છાલ લાલ છે, એ એક અજાયબી છે. It is a wonder that the bark of this tree is red. (ઇટ ઇઝ એ વન્ડર ધેટ ધી બાર્ક ઑફ ધીસ ટ્રી ઇઝ રેડ)

10. તમારો કુતરો તે ગરીબ ભીખારીને કેમ ભસે છે? Why does your dog bark at that poor beggar? (વ્હાય ડઝ યૅાર ડોગ બાર્ક ઍટ ધેટ પુઅર બેગર?)

11. અમે અધારા ઓરડામાં પણ સરળતાથી લખી શકીએ છીએ. We can write easily even in a dark room (વી કેન રાઇટ ઇઝીલી ઇવન ઇન એ ડાર્ક રૂમ)

12. તમે આવા અધારામાં કેવી રીતે સુઇ શકો છો? How can you sleep in such a darkness? (હાઉ કેન યુ સ્લીપ ઇન સાચ એ ડાર્કનેસ)

13. મજુર આ ભાર (બોજો) ઉચકી શકતો નથી. The coolie can not carry this burden. (ધી કુલી કેનનોટ કેરી ધીસ બર્ડન)

14. ગધેડો પીઠ ઉપર ઘણો ભાર (બોજો) ઉપાડી શકે છે. A donkey is able to carry a very heavy load on its back. (એ ડોન્કી ઇઝ એબલ ટુ કૅરી એ વેરી હેવી લોડ ઓન ઇટસ બેક)

15. મારૂ વજન એકસો ચાળીસ રતલ છે. My weight is one hundred and forty pounds. (માઈ વેઇટ ઇઝ વન હન્ડ્રેડ એન્ડ ફોર્ટી પાઉન્ડસ)

16. હુ હમણાં આવું છું, તમે મારી જરાવાર રાહ જોશો? I am just coming. Will you wait for me a little? (આઇ એમ જસ્ટ કમીંગ. વીલ યુ વેઇટ ફોર મી એ લીટલ?)

## Lesson 26 : પાઠ ૨૬ મો

### Depart-Separate-of-off

**Depart :** (ડીપાર્ટ,-છૂટા પડવું, એ અર્થ બતાવવા અંગ્રેજીમાં બીજો શબ્દ Separate (સેપરેઇટ) પણ વપરાય છે પણ બંનેના વપરાશમાં ઘણો ફેર છે. એક જગ્યાએથી બીજી જગ્યાએ જવું (સ્થળાંતર) વિદાય થવું. દૂર દેશના વસવાટ માટે, લાંબા સમય માટે એક બીજાથી છૂટા પડવું, વિખૂટા પડવું. એનો અર્થ બતાવવાનો હોય ત્યાં Depart વપરાય છે. જેમકે : હુ તેની પાસેથી છૂટો પડીને મુંબઈ ગયો I departed from him and went to Bombay .(આઇ ડીપાર્ટેડ ફ્રોમ હીમ એન્ડ વેન્ટ ટુ બોમ્બે)

**Separate :** (સેપરેટ.નો અર્થ હ્રદયથી વિખૂટા પડી જવું. અમુક મતભેદને અંગે એક બીજાથી અલગ થઈ જવું, છૂટા થઈ જવું, બોલાચાલી, વેપાર ધંધો, ફેર-વહેવાર બંધ કરવો, એમ થાય છે. એ એકટીવ અને પેસીવ તરીકે જુદા જુદા અર્થમાં વપરાય છે. છૂટા પડવું To be separated છૂટા પાડવું. to separate. જેમકે : અમો એક બીજાથી જુદા (છૂટા) પડયા છીએ. We are separated from each other. વળી Separate શબ્દ **અલગ-જુદાં** એમ ક્રિયાવિશેષણ અવ્યયના અર્થમાં પણ વપરાય છે. જેમકે : મારો ધંધો તદ્દન અલગ છે. My business is quite separate. ( માઈ બીઝનેસ ઇઝ કવાઇટ સેપરેટ)

**Of :** (ઑફ) શબ્દયોગી અવ્યય Preposition (પ્રેપોઝીશન) છે. એનો અર્થ છઠ્ઠી વિભક્તિના પ્રત્યય નો-ની-નું-ના જેવો થાય છે. એ તેરમા પાઠમાં આગળ બતાવવામાં આવ્યુ છે. જેમકે : તે ઊંચા કુટુંબનો માણસ છે. He is a man of a noble family. (હી ઇઝ એ મેન ઑફ એ નોબલ ફેમીલી)

વળી કેટલાક વાકયોમાં Of late વપરાય છે. ત્યારે એનો અર્થ **તાજેતરમાં-ટુંક સમય થયા-જુના જમાનામાં** એમ જુદા જુદા થાય છે. Of courseનો અર્થ **અલબત્ત, બેશક**

એવો થાય છે. અમુકમાંથી નો અર્થ બતાવવામાં **out of** વપરાય છે. જેમકે: મેં આ સંગ્રહ મારા પોતાના લખાણોમાંથી તૈયાર કર્યો છે. **I have prepared this collection out of my own writings** (આઇ હેવ પ્રીપેર્ડ ધીસ કલેકશન આઉટ ઓફ માઇ ઓન રાઇટીંગ્સ)

**Off**: (ઑફ) આ શબ્દનો ઉચ્ચાર of જેવો જ છે. પરંતુ એ મોટે ભાગે ક્રિયાવિશેષણ adverb (એડવર્બ) તરીકે જ વાકયમાં વપરાય છે, એનો અર્થ **થી–થી** દુર-ઉપરથી એવો થાય છે. જેમકે: તે ટેબલ ઉપરથી (ટેબલથી દૂર) પડી ગયો. **He fell off the table.** દૂર થાઓ. **Be off** આ વાકયમા એનો અર્થ દૂર **ભાગવું–છેટા થઇ જવું** થાય છે. વળી **To be off** નો અર્થ **એકદમ જતાં રહેવું, મરણ** પામવું એવો અર્થ થાય છે. જેમકે: **He is off.** તે મરણ પામ્યો.

કેટલીક વાર વાકયમા **off and on** સાથે વપરાય છે. જેમકે: તે મને અવરનવર મળે છે **He sees me off and on.** તે પૈસાદાર છે પણ તેનો ભાઇ ગરીબ છે. **He is well-off but his brother is ill-off** આમ **off**ના અર્થ તેમજ ઉપયોગ પુષ્કળ જાતના છે.

## Words (વર્ડ્ઝ) શબ્દો

અમે બંને **We Both** (વી બોથ)
આખરે **At last** (એટ લાસ્ટ)
પછી **Then** (ધેન)
છૂટા પડવું **Separate** (સેપરેટ)
વિખૂટા થવું **Depart** (ડીપાર્ટ)
મળતા થવું **Agree with** (એગ્રી વીથ) સાથે બનવું
મુદ્દો **Point** (પોઇન્ટ)
ફરજ પાડવી **Compel** (કમ્પેલ)
ગંદુ **Dirty** (ડર્ટી)
સુધારવું **Improve** (ઇમ્પ્રુવ)
અક્ષર **Handwriting** (હેન્ડરાઇટીંગ)
નાનું ઘડીઆળ **Watch** (વોચ)
મોટુ ઘડીઆળ **Clock** (કલોક)
કોશીશ કરવી **Try** (ટ્રાઇ)
તફાવત **Difference** (ડીફરન્સ)
મિત્ર **Friend** (ફ્રેન્ડ)

ખાતું Account (એકાઉન્ટ) | ગામ Village (વીલેજ)
તાજું Fresh (ફ્રેશ) | ભીખ માગવી Beg (બેગ)

1. આખરે અમે બંને એકબીજાથી છૂટા પડ્યા. At last we both separated from each other. (એટ લાસ્ટ વી બોથ સેપરેટેડ ફ્રોમ ઇચ અધર)
2. તમે તે બેઉને અલગ પાડવાનો પ્રયત્ન કેમ કરો છો? Why do you try to separate them? (વ્હાય ડુ યુ ટ્રાય ટુ સેપરેઈટ ધેમ?)
3. આ મુદ્દા ઉપર મારે તેની સાથે બન્યું નહિ અને મારે તેનાથી છૂટા પડવું પડ્યું. I could not agree with him on this point and I had to separate myself from him. (આઇ કુડ નોટ એગ્રી વીથ હીમ ઓન ધીસ પોઇન્ટ એન્ડ આઇ હેડ ટુ સેપરેટ માઈસેલ્ફ ફ્રોમ હીમ)
4. પછી તેને તેની પત્નીથી લાંબા વખતને માટે વિખૂટા પડવાની ફરજ પડી. Then he was compelled to depart from his wife for a long time. (ધેન હી વોઝ કમ્પેલ્ડ ટુ ડીપાર્ટ ફ્રોમ હીઝ વાઇફ ફોર એ લોન્ગ ટાઇમ)
5. તેને મરી ગયાને ત્રણ વર્ષ વીતી ગયા છે. It is three years since he has been off. (ઇટ ઇઝ થ્રી ઇયર્સ સીન્સ હી હેઝ બીન ઓફ)
6. તેઓ તેમની નોકરી ઉપરથી હમણાં જ ગયા. They had just gone off their duty. (ધે હેડ જસ્ટ ગોન ઓફ ધેર ડયુટી)
7. તમે તમારૂં મોઢું ગંદુ કેમ રાખો છો? Why do you keep your mouth dirty? (વ્હાય ડુ યુ કીપ યોર માઉથ ડર્ટી?)
8. તમારા ખરાબ અક્ષર સુધારવાની કોશીશ કરો. Try to improve your bad handwriting. (ટ્રાય ટુ ઇમ્પ્રુવ યોર બેડ હેન્ડરાઇટીંગ)

9. નાના અને મોટા ઘડીઆળમાં શો તફાવત છે? What is the difference between a watch and a clock? (વૉટ ઇઝ ધી ડીફ્રેન્સ બીટવીન એ વૉચ એન્ડ એ ક્લોક?)

10. બરોડા બેન્કમાં મારા મિત્રનું ખાતું છે. My friend's account is in The Baroda Bank. (માઈ ફ્રેન્ડઝ એકાઉન્ટ ઇઝ ઇન ધી બરોડા બેન્ક)

11. આ ટોપલી તાજા ફળોથી ભરેલી છે. This basket is full of fresh fruits. (ધીસ બાસ્કેટ ઇઝ ફુલ ઑફ ફ્રેશ ફ્રુટ્સ)

12. હું આ ભીખારીને અમારા ગામમાં હંમેશાં ભીખ માગતો જોઉં છું. I always see this beggar begging in our village. (આઇ ઑલવેઝ સી ધીસ બેગર બેગીંગ ઇન અવર વીલેજ)

---

## Lesson 27 : પાઠ ૨૭ મો

### Beside-Besides-Moreover

Beside (બીસાઇડ) પાસે-નજીક. તે મારી પાસે બેઠો. He sat beside me. એ By અને Nearની જગ્યાએ Preposition (પ્રેપોઝીશન) તરીકે વપરાય છે.

**Besides (બીસાઇડસ) એ ઉપરાંત, એટલું જ નહિ પણ, વધારામાં Over and above, In addition (એડીશન) to** એવા એના અર્થ થાય છે. જેમકે: ચોપડીઓ લખવા ઉપરાંત હું એક સારો ચિત્રકાર પણ છું. Besides writing books, I am a good painter (બીસાઇડસ રાઇટીંગ બુક્સ, આઇ એમ એ ગુડ પેન્ટર)

સૂચના : કોઈ કોઈ વાર વાક્યમાં Besidesના અર્થમાં એની જગાએ Moreover. (મોરઓવર) શબ્દ પણ વપરાય છે.

## Words (વર્ડઝ) શબ્દો

એ ઉપરાંત Besides (બીસાઇડસ)
રકમ Sum (સમ)
સોનાનો Golden (ગોલ્ડન)
ચાંદ Medal (મેડલ)
ભીખ Begging (બેગીંગ)
ચોરી Stealing (સ્ટીલીંગ)
ખરો Right (રાઇટ)
ભૂલ વગરનો Correct (કરેક્ટ)
ગ્રાહક Customer (કસ્ટમર)
છેતરવું Deceive (ડીસીવ)
Cheat (ચીટ)
ખેડુત Farmer (ફાર્મર)
ખેડવું Plough (પ્લાઉ)
ખોદવું Dig (ડીગ)
મારફત By (બાઇ)
દિવાનખાનું Hall (હૉલ)
મદદ કરવી Help (હેલ્પ)

1. તમારી પાસે કોણ બેસે છે? Who sits beside you? (હુ સીટસ બીસાઇડ યુ?)
2. આ રૂપીઆની રકમ ઉપરાંત હું તમને એક સોનાનો ચાંદ આપીશ. Besides this sum of money I will give you a gold medal. (બીસાઇડસ ધીસ સમ ઓફ મની આઇ વીલ ગીવ યુ એ ગોલ્ડ મેડલ)
3. ચોરી કરવા કરતાં ભીખ માગવી સારી છે. Begging is better than stealing. (બેગીંગ ઇઝ બેટર ધેન સ્ટીલીંગ)
4. મારા ઘડીઆળનો ટાઇમ ખરો (ભુલ વગરનો) છે My watch shows the right (correct) time. (માઇ વૉચ શોઝ ધી રાઇટ (કરેક્ટ) ટાઇમ)
5. મહેરબાની કરી ઇશ્વરને છેતરવાનો પ્રયત્ન કરો નહિ. Please do not try to deceive God. (પ્લીઝ ડુ નોટ ટ્રાઇ ટુ ડીસીવ ગોડ)
6. તમે તમારા ગ્રાહકોને શા માટે છેતરો છો? Why do you cheat your customers? (વ્હાઇ ડુ યુ ચીટ યોર કસ્ટમર્સ?)

---

* યાદ રાખો કે Obey માનવું. તું માન રાખવું, આજ્ઞા માનવી, હુકમ માનવો, તાબે થવું, એ અર્થમાં છે. Believe શબ્દ કોઈ બાબત માનવી, વિશ્વાસ કરવો, ખરું માનવું, એ અર્થમાં વપરાય છે.

7. આ ખેડુત તેનું ખેતર બરાબર ખેડતો નથી. **This farmer does not plough his field well.** (ધીસ ફાર્મર ડઝ નોટ પ્લાઉ હીઝ ફીલ્ડ વેલ)
8. ત્યાં કોણ ખોદે છે? **Who is digging there?** (હુ ઈઝ ડીગીંગ ધેર ?)
9. મારે આજે રાત્રે ગુજરાત મેલ મારફત કાઠિયાવાડ જવાનું છે. **I have to go to Kathiawar to-night by Gujarat mail.** (આઇ હેવ ટુ ગો ટુ કાઠીયાવાર ટુ-નાઇટ બાઇ ધી ગુજરાત મેઇલ)
10. તમારૂં દીવાનખાનું બહુ રમણીય છે. **You have a very nice hall.** (યુ હેવ એ વેરી નાઇસ હોલ)
11. પૈસાદારોએ ગરીબોને મદદ કરવી જોઈએ. **The rich should help the poor.** (ધી રીચ શુડ હેલ્પ ધી પુઅર)

---

## Lesson 28 : પાઠ ૨૮ મો

### To let (લેટ), to be let, Hire (હાયર)

**Let : છૂટ મુકવી, રજા આપવી :** તેને જવા દો. **Let him go.** (લેટ હીમ ગો) હું તમને મારી સાથે રમવા દઈશ. **I shall let you play with me.** (આઇ શેલ લેટ યુ પ્લે વીથ મી)

**To be let : ભાડે આપવાનુ.** આ ઘર ભાડે આપવાનું છે. **This house is to be let.** (ધીસ હાઉસ ઇઝ ટુ બી લેટ)

**Hire : ભાડે આપવું.** (ગુજરાતીમાં એનો અર્થ લગભગ To be let જેવો થાય છે, છતાં વાક્યોમાં એનો વપરાશ તદ્દન જુદો છે. જેમકે : તે પોતાની ગાડી ભાડે આપે છે. **He lets out his carriage on hire.** (હી લેટસ આઉટ હીઝ કેરેજ ઓન હાયર) આજ વાક્ય **His carriage is let by him.** (તેની ગાડી ભાડે અપાય છે) એમ પણ કહી શકાય. **Hire**નો અર્થ પૈસા આપીને ટુંક મુદ્દતને માટે કોઈ વસ્તુ વાપરવા દેવી. અમુક કીમતનાં બદલામાં નોકરીમાં અથવા એમે તે ઉપયોગમાં લેવી, પગારથી રોકાવું, એવો થાય છે. જેમકે : જાઓ, અને એક ઘોડાગાડી ભાડે કરી લાવો. **Go, and hire a**

carriage હું આ મકાન ભાડે રાખવા માગું છું. I want to hire this house. Hire ઉપરથી અમુક હફ્તા અપાયા બાદ અમુક માલ કે મીલકત કોઈની માલીકીની થાય એવી પ્રથાને Hire-system (હાયર સીસ્ટમ) કહે છે.

## Words (વર્ડ્ઝ) શબ્દો

શેરી Street (સ્ટ્રીટ)
કોઈ Any (એની)
જણાવવું Inform (ઇનફોર્મ)
સીવવાના Sewing (સોઇંગ)
સંચા Machine (મશીન)
હફ્તો Instalment (ઇન્સ્ટોલમેન્ટ)
ભાડે ફેરવવું Hire (હાયર)
પ્રથા, રીત System (સીસ્ટમ)
હાલ Now-a-days (ડેઇઝ)
વેચાય છે Are sold (આર સોલ્ડ)
તેમજ As well as (એઝ વેલ એઝ)
ઘરડો Old (ઓલ્ડ)
પુખ્ત વયનો Aged (એઇજ્ડ)
જૂનો, પુરાણો Old (ઓલ્ડ)
બદલવું Change (ચેઇન્જ)
બહાદુર Brave (બ્રેવ)
જો કે Though (ધો)
કીર્તિ Fame (ફેઇમ)
મહત્વાકાંક્ષી Ambitious (એમ્બીશસ)
વાત માનવી Believe (બીલીવ)
કહ્યું માનવું Obey (ઓબે)
ચોર Thief (થીફ)
ગમે તેમ પણ After all (આફ્ટર ઑલ)
ઠપકો આપવો Blame (બ્લેઇમ)
તારાઓ Stars (સ્ટાર્સ)

1. મહેરબાની કરીને મને અંદર જવા દો. Please let me go in. (પ્લીઝ લેટ મી ગો ઇન)

2. તમારી શેરીમાં ઘર ભાડે આપવાનું હોય તો મને જણાવજો. Kindly inform me if there is any house to be let in your street. (કાઇન્ડલી ઇનફોર્મ મી ઇફ ધેર ઇઝ એની હાઉસ ટુ બી લેટ ઇન યોર સ્ટ્રીટ)

3. સીવવાના સંચાઓ હાલ હફ્તાની રીતે તેમજ ભાડાની પ્રથાથી પણ વેચાય છે. Now-a-days the sewing machines are sold on instalment system as well as on hire

system. (નાઉ-આ-ડેઈઝ ધી સોઈંગ મશીન્સ આર સોલ્ડ ઓન ઈન્સ્ટોલમેન્ટ સીસ્ટમ એઝ વેલ એઝ ઓન હાયર સીસ્ટમ)

4. આજે આપણે એક મોટર ભાડે કરીને લાંબે સુધી ફરવા જઈએ. Let us hire a motor-car to day and go for a long drive. (લેટ અસ હાયર એ મોટરકાર ટુ-ડે એન્ડ ગો ફોર એ લોન્ગ ડ્રાઈવ)

5. તે વૃદ્ધ માણસ બોલ્યો, "દીકરા, હવે હું ઘરડો થયો છું." That old man said, "Son, now I am old" (ધેટ ઓલ્ડ મેન સેઈડ, સન, નાઉ આઇ એમ ઓલ્ડ)

6. તમારો ડગલો બહુ જ જૂનો છે, તેથી તમારે તે બદલી નાખવો જોઈએ Your coat is very old, so you must change it (યોર કોટ ઈઝ વેરી ઓલ્ડ, સો યુ મસ્ટ ચેઈન્જ ઈટ)

7. જો કે તે બહાદુર છે, છતાં તે કીર્તિનો ભૂખ્યો (મહત્વાકાંક્ષી) છે Though he is brave, he is ambitious of fame (ધો હી ઈઝ બ્રેવ, હી ઈઝ એમ્બીશસ ઓફ ફેઈમ)

8. સાહેબ મારું કહેવું માનો, હું ચોર નથી. Sir, believe me. I am not a thief. (સર બીલીવ મી, આઇ એમ નોટ એ થીફ)

9. તમે ગમે તેમ પણ તેના પુત્ર છો, એટલે તમારે એમનું કહ્યું માનવું જોઈએ. After all you are his son, and so you must obey him. (આફ્ટર ઓલ યુ આર હીઝ સન એન્ડ સો યુ મસ્ટ ઓબે હીમ)

10. તમે નોકરને શા માટે ઠપકો આપ્યો ? Why did you blame the servant ? (વ્હાય ડીડ યુ બ્લેઈમ ધી સર્વન્ટ ? )

11. રૂપીઆ ગણી શકાય છે, પણ તારાઓ નહિ. Rupees can be counted but the stars cannot. (રૂપીઝ કેન બી કાઉન્ટેડ બટ ધી સ્ટાર્સ કેનનોટ)

## Lesson 29 : પાઠ ૨૯ મો

## Empty (એમ્ટી) Vacate (વેકેટ)

**Empty :** વિશેષણ તરીકે વપરાય ત્યારે એનો અર્થ ખાલી-શુન્ય-મૂર્ખ-નકામો એવો થાય છે જેમકે: ખાલી પેટી Empty box. અક્કલ વગરનો (મૂર્ખ) Empty minded (માઇન્ડેડ) અથવા headed (હેડેડ) વગેરે.

કોઇ કોઇવાર એ શબ્દ ક્રિયાપદ તરીકે વપરાય છે, ત્યારે એનો અર્થ **ખાલી કરવું, ઠાલવવું, ખાલી થવું** વગેરે થાય છે. જેમકે : જલદી પ્યાલુ ખાલી કરો Empty the cup soon. (એમ્પ્ટી ધી કપ સુન) આવા વાક્યમાં **Vacate** (વેકેટ) કદાપી વાપરી શકાતું નથી.

**Vacate :** ક્રિયાપદ છે. એનો અર્થ ખાલી કરવું, ખાલી રહેવા દેવું, કબજો છોડવો વગેરે થાય છે. એ ખાસ યાદ રહે કે ખાલી કરવું ના અર્થમાં **Vacate** જગ્યા સ્થળ place (પ્લેઇસ) બતાવે.

જ્યારે Empty કોઇ વસ્તુ કે ચીજ (thing-થીંગ) બતાવે છે. તેને કહો કે ઘર ખાલી કરે. (ઘરનો કબજો છોડી દે). Tell him to **vacate the house.** (ટેલ હીમ ટુ વેકેટ ધી હાઉસ) આમા Empty **the house** કદી વપરાતું નથી. **Empty** ક્રિયાપદ તરીકે બહુ જ જુજ વપરાય છે.

## Words (વર્ડઝ) શબ્દો

વહેલી Earliest (અર્લીઅેસ્ટ)
સગવડ Convenience (કન્વીનીઅન્સ)
ઓરડો Room (રૂમ)
વાસણ Vessel (વેસલ)
તાત્કાળીક મદદ First aid (ફર્સ્ટ એઇડ)
ફરજ Duty (ડયુટી)
ચોકખું Pure (પ્યોર)
દુનિયા World (વર્લ્ડ)
મરવું Die (ડાઇ)
શ્રીમંત Wealthy (વેલ્થી)
મગરૂર Proud (પ્રાઉડ)
શ્રીમતાઇ Wealth (વેલ્થ)
જાણીતા Well-known (વેલનોન)
વેપારી Merchant (મર્ચંટ)

પેઢી Firm (ફર્મ)
અભિમાન Pride (પ્રાઇડ)
પાપ Sin (સીન)
મૂળ Root (રૂટ)
દયા Mercy (મર્સી)
દાન Charity (ચેરીટી)
મહાન Excellent (એક્સેલન્ટ)
Best (બેસ્ટ)
સદ્‌ગુણ Virtue (વર્ચ્યુ)

માણસજાત Mankind (મેનકાઇન્ડ)
મુશ્કેલી Difficulty (ડીફીકલ્ટી)
સંકટ-જરૂર Need (નીડ)
સાચો True (ટ્રુ)
હીંમત હારવી Give up courage (ગીવ અપ કરેજ)
નિશ્ચય કરવો Resolve (રીઝોલ્વ)
આપઘાત કરવો To commit suicide (ટુ કમીટ સ્યુસાઇડ)

1. તમારી વહેલામાં વહેલી (પહેલી) સગવડે મારો ઓરડો ખાલી કરજો. Vacate my room at your earliest convenience. (વેકેટ માઇ રૂમ એટ યોર અર્લીએસ્ટ કન્વીનીઅન્સ)

2. ખાલી વાસણ વધારે અવાજ આપે છે. Empty vessel sounds more. (એમ્પ્ટી વેસલ સાઉન્ડસ મોર)

3. તેને તાત્કાળીક મદદની જરૂર છે. He requires first aid. (હી રીકવયર્સ ફર્સ્ટ એઇડ)

4. ગરીબોને મદદ કરવી એ તમારી ફરજ છે. It is your duty to help the poor. (ઇટ ઇઝ યોર ડયુટી ટુ હેલ્પ ધી પુઅર)

5. આ દુનિયામા દરેકને એક જ વાર મરવાનું છે. Every body has to die once in this world. (એવરી બડી હેઝ ટુ ડાઇ વન્સ ઇન ધીસ વર્લ્ડ)

6. શ્રીમંત માણસો હમેશાં તેમની શ્રીમંતાઈ માટે મગરૂર હોય છે. Wealthy men are always proud of their wealth. (વેલ્થી મેન આર ઓાલવેઝ પ્રાઉડ ઓાફ ધેર વેલ્થ)

7. જાણીતા વેપારી હીમતરામ ભગતની આ પેઢી છે. This is the firm of the well-known merchant Himmatram

Bhagat. (ધીસ ઇઝ ધી ફર્મ ઓફ ધી વેલનોન મરચન્ટ હીંમતરામ ભગત)

8. અભિમાન પાપનું મૂળ છે. Pride is the root of sin. (પ્રાઇડ ઇઝ ધી રૂટ ઓફ સીન)

9. દયા અને દાન માણસજાતનાં મહાન સદ્દગુણો છે. Mercy and charity are the excellent (best) virtues of mankind (મરસી એન્ડ ચેરીટી આર ધી એકસેલન્ટ વરચ્યુઝ ઓફ મેનકાઇન્ડ)

10. સંકટમાં સહાય કરે તેને જ સાચો મિત્ર ગણવો. He who helps in need is a true friend. (હી હુ હેલ્પસ ઇન નીડ ઇઝ એ ટ્રયુ ફ્રેન્ડ)

11. મુશ્કેલીઓથી હિંમત હારી જઈને આપઘાત કરવાનો નિશ્ચય કરે તે બાયલો કહેવાય છે. He who gives up courage being defeated by difficulties and resolves to commit suicide is called a coward. (હી હુ ગીવ્ઝ અપ કરેજ બીઇંગ ડીફીટેડ બાય ડીફીકલ્ટીઝ એન્ડ રીઝોલ્વ્સ ટુ કમીટ સ્યુસાઇડ ઇઝ કોલ્ડ એ કાવર્ડ)

---

## Lesson 30 : પાઠ ૩૦ મો

### Clear (કલીઅર), Clean (કલીન), Pure (પ્યોર)

**Clear** અને **Clean** : બંનેના અર્થ ચોખ્ખું-સ્વચ્છ-નિર્મળ થાય છે. પણ clear નો અર્થ જ્યાં ખાસ કરીને સાફ સમજી શકાય કે જોઈ શકાય એવું (પારદર્શક) થાય છે, ત્યાં તે અર્થમાં clean કદી વાપરી શકાતું નથી. જેમકે : ઓરડો ચોકખો છે. The room is clean લખી કે બોલી શકાય છે. પરંતુ તમે જે કહો છો તે મને

સમજાતું નથી. What you say is not clear to me. અહીં clean વાપરી શકાતું નથી.

વળી Clear your account (એકાઉન્ટ) કહેવાય પણ Clean your account કદાપી વપરાતું નથી. આકાશ તદ્દન ચોકખું છે. The sky is quite clear. Clear એટલે જરા પણ ડાઘ કે કચરા વિનાનું જ્યારે Clean સ્વચ્છ ખરૂં, પણ તદ્દન-જરા પણ ડાઘ વિનાનું નહિં. તેના દિલમાં કંઈ નથી. His heart (હાર્ટ) is clear કહેવાય, clean નજ કહેવાય. ટુંકાણમાં દીલથી સમજવામાં, આંખથી અવલોકવામાં Clearનો ઉપયોગ ઘણે ભાગે થાય છે, જ્યારે કોઈ વસ્તુ કે જગ્યા સાફ-ચોકખી કરવાના અર્થમાં cleanનોજ ઉપયોગ મોટે ભાગે થાય છે. હજામતને માટે clean shave બોલાય clear shave બોલાતુ જ નથી. ધુળ સાફ કરવા માટે clean the dust (ડસ્ટ) બોલાય, clear the dust બોલાતુ નથી.

જ્યારે clear ક્રિયાપદ તરીકે વપરાય છે ત્યારે અર્થ **ખાલી કરવું; નફો-હીસાબ ચોકખો કરવો--બીલ ચુકવવું** એવો થાય છે જેમકે: તમારા નીકળતા બીલ ચોકખા કરી નાંખો. Clear your due bills. (કલીઅર યોર ડયુ બીલ્સ). Clean ક્રિયાપદ તરીકે વપરાય ત્યારે એનો અર્થ **સાફસુફ કરવુ, સ્વચ્છ કરવું, અજવાળવું, આંજવું**, વગેરે થાય છે. જેમકે: વાસણો માંજી નાંખો (અજવાળો). Clean the pots. (પોટસ)આ જગ્યા સાફ કરો. Clean this place. (પ્લેઈસ).

**Pure :** આ શબ્દનો અર્થ ખરૂં જોતા **પવિત્ર-નીર્મળ; ડાઘ-કલંક-અશુદ્ધ, મેલ વિનાનું** એ અર્થમાં ચોકખો થાય છે. જેમકે: એનું હૃદય નિર્મળ (પવિત્ર) છે His heart is pure. (હીઝ હાર્ટ ઈઝ પ્યોર) આ શુદ્ધ (ભેળસેળ વગરનું) સોનુ છે. This is pure gold. (ગોલ્ડ) અહીં કદાપી clean કે clear gold કહેવાતુ કે વપરાતું નથી એ જ પ્રમાણે clean vessel (વેસલ)કહેવાય છે. pure vessel કહેવાતુ નથી.

## Words (વર્ડ્ઝ) શબ્દો

પવિત્ર Pure (પ્યોર)
સાફ Clean (ક્લીન)
સ્વચ્છ Clear (ક્લીઅર)
નરમ Soft (સૉફ્ટ)
અજાયબ થવું Wonder (વન્ડર)
સમજવું Understand (અંડરસ્ટેન્ડ)
બાબત Matter (મૅટર)
ના સબંધી About (એબાઉટ)
તાજું Fresh (ફ્રેશ)
વિશાળ Vast (વાસ્ટ)
ફેર Difference (ડીફરેન્સ)
વચ્ચે Between (બીટવીન)
સમજાવવું Explain (એક્સપ્લેઇન)
વિચારો Ideas (આઇડીઆઝ)
સ્વચ્છતા Cleanliness (ક્લીન્લીનેસ)
પૈસા બેસવા Cost (કૉસ્ટ)
ધર્મ Religion (રીલીજીઅન)
આત્મા Soul (સોલ)
હૃદય Heart (હાર્ટ)
સાચો True (ટ્રયુ)

1. ચોક્ખું સોનું હંમેશાં નરમ હોય છે Pure gold is always soft. (પ્યોર ગોલ્ડ ઇઝ ઓલવેઝ સૉફ્ટ)
2. તમારી આંખો ચોક્ખી રાખો. Keep your eyes clean. (કીપ યોર આઇઝ ક્લીન)
3. તમારે રોજ તમારા દાંત સાફ રાખવા જોઈએ. You must clean your teeth every day. (યુ મસ્ટ ક્લીન યોર ટીથ એવરી ડે)
4 મને અજાયબી થાય છે. આવી ચોક્ખી બાબત પણ સમજી શકતા નથી I wonder, that you cannot understand such a clear matter. (આઇ વન્ડર ધૅટ યુ કૅનનૉટ અન્ડરસ્ટેન્ડ સચ એ ક્લીઅર મેટર)
5 હું તમારા સબંધમાં દરેક બાબત ચોક્ખી કરવા માગું છું. I want to clear everything about you. (આઇ વૉન્ટ ક્લીઅર એવરીથીંગ એબાઉટ યુ)

6. દરેક જણે તાજું ને ચોક્ખું પાણી પીવું જોઈએ. Everybody should drink fresh and pure water. (એવરીબડી શુડ ડ્રીંક ફ્રેશ એન્ડ પ્યોર વોટર)

7. ચોક્ખુ અને સાફ એ બે શબ્દોમાં વિશાળ ફેર છે. There is a vast difference between the two words clear and clean. (ધેર ઇઝ એ વાસ્ટ ડીફરન્સ બીટવીન ધી ટુ વર્ડ્ઝ ક્લીઅર એન્ડ ક્લીન)

8. તમારા વિચારો સાફ જણાવો. (સમજાવો) Explain your ideas clearly. (એક્સપ્લેઇન યોર આઇડીઆઝ ક્લીઅરલી)

9. અમે તો અમારો હિસાબ ચોક્ખો જ રાખ્યો છે. We have kept our account clear. (વી હેવ કેપ્ટ અવર એકાઉન્ટ ક્લીઅર)

10. સ્વચ્છતા જાળવવામાં પૈસા બેસતા નથી. Cleanliness costs nothing. (ક્લીન્લીનેસ કોસ્ટસ નથીંગ)

11. પવિત્ર હૃદય અને પવિત્ર આત્મા એનું જ નામ સાચો ધર્મ. Pure heart and pure soul is the only true religion. (પ્યોર હાર્ટ એન્ડ પ્યોર સોલ ઇઝ ધી ઓન્લી ટ્રૂ રીલીજીઅન)

## Lesson 31 : પાઠ ૩૧ મો

### Air (એર)-Wind (વીન્ડ)- Weather (વેધર)

Air એટલે શાન્ત અને સ્થિર હવા અને Wind એટલે પવન-ગતિમાન હવા. (air in motion મોશન) જે વાય છે-સુસવાટા કરે છે. હીલચાલ બતાવે છે, તેને માટે પવનના અર્થમાં Wind વપરાય છે. જેમકે : મારા ઓરડામાં પૂરતી હવા છે. There is enough air in my room ઉંચી ટેકરીઓ ઉપર ભારે પવન ફુંકાય છે. High wind blows on high hills. (હાઇ વીન્ડ બ્લોઝ ઓન હાઈ હીલ્સ)

**Weather :** આબોહવા-હવાપાણી. અંગ્રેજીમાં એને માટે **Climate** (ક્લાઇમેટ) શબ્દ પણ વપરાય છે. પણ climate અમુક જગ્યાના હંમેશના હવાપાણી માટે વપરાય છે. જ્યારે અમુક થોડા થોડા સમય માટે ઋતુ પ્રમાણે ફેરવાતી હવા માટે weather વપરાય છે. જેમકેઃ ચારેક દિવસથી આપણા શહેરના હવાપાણી ઠીક નથી. **The weather of our town is not good for the last four days.** (ધી વેધર ઓફ અવર ટાઉન ઇઝ નોટ ગુડ ફોર ધી લાસ્ટ ફોર ડેઇઝ) મુંબઈના હવાપાણી (હંમેશના) સારાં છે. **The climate of Bombay is good.** (ધી ક્લાઇમેટ ઓફ બોમ્બે ઇઝ ગુડ)

## Words (વર્ડ્ઝ) શબ્દો

હવા **Air** (એર)
પવન **Wind** (વીન્ડ)
આબોહવા **Weather** (વેધર)
વાવું-ફૂંકાવું **Blow** (બ્લો)
જોરથી **Voilently** (વૌયલન્ટલી)
વિના **Without** (વીધાઉટ)
તંદુરસ્તી **Health** (હેલ્થ) તબીયત
માફક આવવું **Suit** (સ્યુટ)
જગ્યા **Place** (પ્લેઇસ)
રસોઇઓ **Cook** (કુક)
દુશ્મન **Enemy** (એનીમી)
આમંત્રણ આપવું **Invite** (ઇનવાઇટ)
જરૂર **Certainly** (સર્ટનલી)
ચહેરો **Face** (ફેઇસ)
ટેવ પાડવી **Form a habit** (ફોર્મ એ હેબીટ)
સખત **Horrible** (હોરીબલ)
ગરમી **Heat** (હીટ) તાપ
ભટકવું **Wander** (વૉન્ડર)
ઉઘાડા, ખુલ્લા **Bare** (બેર)
મળવું **Receive** (રીસીવ)

1. આજે પવન જોરથી ફુંકાય છે **The wind blows voilently to-day.** (ધી વીન્ડ બ્લોઝ વોયલન્ટલી ટુ-ડે)
2. હવા વિના માણસ, પશુ કે પક્ષી કોઇ જીવી શકે નહિ. **Neither man nor the beast nor the bird can live without air.** ( નાઇધર મેન નોર ધી બીસ્ટ નોર ધી બર્ડ કેન લીવ વીધાઉટ એર)

3. અહીના હવાપાણી મારી તંદુરસ્તીને આફ્ક આવતા નથી. The climate of this place does not suit my health. (ધી ક્લાઇમેટ ઓફ ધીસ પ્લેઇસ ડઝ નોટ સ્યુટ માઇ હેલ્થ)

4. તમારા રસોઇયાની તબીયત ઠીક નથી ? Is your cook not well ? (ઇઝ યૉર કુક નોટ વેલ ?)

5. તમારી તબીયત હવે કેમ ચાલે છે ? How is your health now ? (હાઉ ઇઝ યૉર હેલ્થ નાઉ ?)

6. વાંદરો તમારી છોકરીની ઢીંગલી લઈને નાસી ગયો. A monkey ran away with your daughter's doll. (એ મન્કી રેન અવે વીથ યૉર ડૉટર્સ ડૉલ)

7. તમારા દુશ્મનને આમંત્રણ નહિ આપો. Do not invite your enemy. (ડુ નોટ ઇનવાઇટ યૉર એનીમી)

8. આવો કોઈ ચહેરો મેં બીજી કોઈ જગ્યાએ જરૂર દીઠો છે ખરો. I have certainly seen such a face at some place. (આઇ હેવ સર્ટનલી સીન સચ એ ફેઇસ એટ સમ પ્લેઇસ)

9. જો તંદુરસ્ત થવા ચાહતા હો તો રોજ સવારે વહેલા ઊઠવાની ટેવ પાડો. If you wish to be healthy form the habit of getting up always early in the morning. (ઇફ યુ વીશ ટુ બી હેલ્ધી ફોર્મ ધી હેબીટ ઓફ ગેટીગ અપ ઓલવેઝ અર્લી ઇન ધી મોર્નીંગ)

10. આવી સખત ગરમીમાં ઉઘાડે પગે રખડો નહિ. Do not wander about in such a horrible heat with bare feet. (ડુ નોટ વોન્ડર એબાઉટ ઇન સચ એ હોરીબલ હીટ વીથ બેર ફીટ)

11. તમને મારૂં આમંત્રણ મળ્યું નહોતું ? Did you not receive my invitation ? (ડીડ યુ નોટ રીસીવ માઈ ઇન્વીટેશન)

## Lesson 32 : પાઠ ૩૨ મો

### Own (ઓન), Belong (બીલોન્ગ)

**Own :** ના ધણી હોવું-ના **માલીક હોવું** Possess (પઝેસ) Belong to, to be the proprietor (પ્રોપ્રાયટર) of ના અર્થમાં સકર્મક ક્રિયાપદ તરીકે વપરાય છે. જેમકે; આ દુકાનનો હું માલીક છું. I own this shop. ( આઇ ઓન ધીસ શોપ ). આને વાક્ય I am the proprietor of this shop. અથવા I possess this shop. એમ પણ લખી કે બોલી શકાય છે. વળી ownનો બીજો અર્થ પોતાનું-ખુદનું પણ થાય છે જેમકે: આ મારૂ ઘર છે. This is my own house. (હાઉસ) વળી એનો ત્રીજો અર્થ કબુલ કરવું Confess (કન્ફેસ) જેવો પણ થાય છે. જેમકે : મેં તેને મારો દોસ્ત તરીકે કબુલ કર્યો. I owned him as my friend. (આઇ ઓન્ડ હીમ એઝ માઇ ફ્રેન્ડ)

**Belong :** ની માલીકીનું હોવું-ના હકનું હોવું-ના સંબંધી હોવું. To be the property. (પ્રોપર્ટી) of ના અર્થમાં વપરાય છે. આ મકાન મારી માલીકીનું છે. This house belongs to me. belong પછી to આવે છે. એનો બીજો અર્થ નો ભાગ હોવો To be a part ( પાર્ટ ) of, ની હદમાં હોવું, ના વતની, રહીશ કે રહેવાસી હોવું. To be a native ( નેટીવ ) or resident (રેસીડન્ટ) of વગેરે અર્થમાં વપરાય છે. જેમકે : તે અમદાવાદનો છે. He belongs to Ahmedabad. (હી બીલોન્ગ્સ ટુ અહેમદાબાદ)ની સાથે સંકળાયેલા-માં સમાયલા હોવું ના અર્થમા પણ વપરાય છે. આ બધા ગામડાંઓ કાઠિયાવાડ સાથે સંકળાયેલા (કાઠિયાવાડમાં સમાયલા) છે. All these villages belong to Kathiawar. (ઓલ ધીસ વીલેજીસ બીલોન્ગ ટુ કાઠીઆવાર).

**સૂચના :** માલીકી, હક, કબજો હોવો વગેરેના અર્થમાં આ ઉપરાંત To take hold of, To be in charge of, To be

the proprietor of, વગેરે ઘણા Phrases ફ્રેઝીઝ (વાક્ય ભાગો) અંગ્રેજી વાક્યમાં અર્થ અને ભાવ પ્રમાણે વાપરી શકાય.

## Words (વર્ડ્ઝ) શબ્દો

ના માલીક હોવું Own (ઓન), પોતાનું, ખુદનું
ની માલીકી હોવી Belong to (બીલોન્ગ ટુ)
નો કબજો ધરાવવો Possess (પઝેસ)
રાજવંશી Royal (રૉયલ)
કુટુંબ Family (ફેમીલી)
મીલકત Property (પ્રોપર્ટી)
માલીક Proprietor (પ્રોપ્રાયટર)
લેખ Writings (રાઇટીંગ્સ)
હસ્તાક્ષર Hand-writing (હેન્ડ રાઇટીંગ)
એકલાજ Only (ઓનલી)
વીમો Insurance (ઇન્સ્યુરન્સ)
ને બદલે Instead (ઇન્સ્ટેડ) of
ની જગાએ To be in place of (ટુ બી ઇન પ્લેઇસ ઑફ)
સખત Horrible (હૉરીબલ)
સહન કરવું Bear (બેર)
ભયાનક Terrible (ટેરીબલ)
મળતા આવવું To be like to, (ટુ બી લાઇક ટુ) to be similar to (ટુ બી સીમીલર ટુ)
રાક્ષસ Demon (ડેમન)
ટેવ Habit (હેબીટ)
અભિપ્રાય Opinion (ઓપીનીયન)
વિરુદ્ધ Against (અગેઇન્સ્ટ)
ઇચ્છા હોવી Please (પ્લીઝ) કૃપા થવી, રાજીખુશી હોવી
હોલવવો Put out (પુટ આઉટ)

1. આ ચોપડીનો કોઈ ધણી (માલિક) નથી. Nobody owns this book. (નોબડી ઓન્સ ધીસ બુક)

2. તેઓ રાજવંશી કુટુંબના (કુળના) છે. They belong to the royal family. (ધે બીલોન્ગ ટુ ધી રૉયલ ફેમીલી)

3. તમે મુંબઈમાં કેટલી મીલકત ધરાવો છો? What property do you possess in Bombay? (વૉટ પ્રોપર્ટી ડુ યુ પઝેસ ઇન બોમ્બે!)

4 મને તો તમારા લેખો તમારા પોતાના હસ્તાક્ષરોમાં જોઈએ. I require your writings in your own hand-writing. (આઇ રીકવાયર યૉર રાઇટીંગ્સ ઇન યૉર ઓન હેન્ડ-રાઇટીંગ)

5. ભારત વીમા કંપનીના એ એકલાજ માલીક છે. He is the only proprietor of the Bharat Insurance Company. (હી ઇઝ ધી ઓન્લી પ્રોપ્રાયટર ઓફ ધી ભારત ઇન્સ્યુરન્સ કંપની.)

6. જો તમારે બદલે (તમારી જગ્યાએ) હું હોત. If I were in place of you. (ઇફ આઇ વેર ઇન પ્લેઇસ ઓફ યુ) અથવા If I were in your place. (પ્લેઇસ)

7. તમારાથી આવી સખત ગરમી કેમ સહન થઈ શકે છે? How can you bear such a horrible heat? (હાઉ કેન યુ બૅર સચ એ હોરીબલ હીટ)

8. એનો ભયાનક ચહેરો રાક્ષસને મળતો આવે છે. His terrible face is just like a demon's. (હીઝ ટેરીબલ ફેઇસ ઇઝ જસ્ટ લાઇક એ ડેમોન્સ)

9. આપણા છોકરાઓની ટેવો એકેકને તદ્દન મળતી આવે છે. Our sons' habits are quite similar to one another's. (અવર સન્સ હેબીટસ આર કવાઇટ સીમીલર ટુ વન અનધર્સ)

10. તે હંમેશાં મારા અભિપ્રાયથી વિરુદ્ધ હોય છે. He is always against me in opinion. (હી ઇઝ ઓલવેઝ અગેઇન્સ્ટ મી ઇન ઓપીનીઅન) He always holds opposite views to mine. (હી ઓલવેઝ હોલ્ડસ ઓપોઝીટ વ્યુઝ ટુ માઇન)

11. તમારી ઇચ્છા હોય તો ભલે દીવો હોલવી નાખો. Put out the lamp if you please. (પુટ આઉટ ધી લેમ્પ ઇફ યુ પ્લીઝ)

---

## Lesson 33 : પાઠ ૩૩ મો

## To-At-Towards-In-Into

## After-Among-Amid-Between

To : એનો અર્થ ને-પાસે-કને-તરફ-એ-ઉપર વગેરે થાય છે. અમુક જગાએ જવું હોય તો તે જગા બતાવનાર નામ આગળ Preposition તરીકે To વપરાય છે. જેમકે: તે મુંબઈ (તરફ) જાય છે. He is going to Bombay. મારી પાસે આવો. Come to me. જમણી બાજુએ. To the right side. તમારી ફરજ ઉપર To your duty. (ટુ યૉર ડયુટી)

At : એનો અર્થ પણ પાસે-નજીક-આગળ-તરફ વગેરે થાય છે. જેમકે: સુરજ તરફ જુઓ. Look at the sun (લુક એટ ધી સન) મારો ભાઈ પુનામાં રહે છે. My brother lives at Poona. (માઈ બ્રધર લીવ્ઝ એટ પુના) કોઈ સામાન્ય કે નાની વસ્તુ માટે, તથા કોઈ જગાએ થોડી વાર માટે થોભવું હોય તો At વપરાય છે. જેમકે: આગગાડી સુરત સ્ટેશને ફકત દશ મીનીટ થોભે છે. The train stops at Surat only for ten minutes. (ધી ટ્રેઈન સ્ટૉપ્સ ઍટ સુરત ઓન્લી ફોર ટેન મીનીટસ) જો કોઈ મોટી ભવ્ય ને જાણીતી વસ્તુ માટે અથવા કોઈ જગાએ વધુ લાંબો વખત થોભવાનું હોય તો In વપરાય છે. જેમકે: તે લંડનમાં ચાર માસ રહ્યો. He lived in London for four months. (હી લીવ્ડ ઇન લંડન ફોર ફોર મન્થસ)

Towards (ટોવર્ડ્ઝ) ની તરફ. એ નજીક-પાસેના ના અર્થમાં સ્થળ બતાવવામાં વપરાય છે. જેમકે: તે તેની ગાયને નદી તરફ દોરી ગયો. He led his cow towards the river. (હી લેડ હીઝ કાઉ ટોવર્ડ્ઝ ધી રીવર) Towards ના અર્થમાં To નો ઉપયોગ

થાય છે, પણ atનો ઉપયોગ થતો નથી. (નદી તરફ) To the river, અથવા Towards the river બોલાય કે લખાય પણ at the river બોલીએ કે લખીએ તો એનો અર્થ **ની તરફ જવાની** ક્રિયામાં થતો નથી, પણ **ની સામે જોવાની** ક્રિયામાં થાય છે. જેમકે : નદી તરફ જુઓ. Look at the river. આમ Towards તરફ ના અને at **ની** સામેના અર્થમાં વપરાય છે. એ ખાસ ધ્યાનમાં રાખવું.

**In** (ઇન); એનો દેખીતો અર્થ **માં–અંદર** થાય છે. પેટીમાં In the box. પરંતુ છેક અંદર અથવા **માંહે** નો અર્થ હોય ત્યાં Into વપરાય છે. જેમકે : તે ઘરની છેક અંદર ગયો. He went into the house. તે (જરાક) અંદર ગયો. He went in. એ યાદ રાખો કે In એક જ સ્થિતિ Rest બતાવે છે. જ્યારે Into એક જગાએથી બીજી જગાએ અથવા એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં જવાની ગતિ દેખાડે છે. જેમકે : છોકરો બાગમાં છે. A boy is in the garden (એ બોય ઇઝ ઇન ધી ગાર્ડન) આ ચોપડી તમારા ગજવામાં મૂકો Put this book into your pocket. (પુટ ધીસ બુક ઇનટુ યોર પૉકેટ)

**After** : (આફ્ટર) અમુક વખત કે દિવસ પછીનો અર્થ બતાવે છે. જ્યારે In અમુક વખતની અંદરનો અર્થ બતાવે છે. જેમકે : થોડા દિવસ પછી After a few days (આફ્ટર એ ફ્યુ ડેઇઝ) થોડા દિવસની અંદર. In a few days.

**Among** : (એમંગ) અને **Amid** (અમીડ) એ બેઉનો અર્થ પણ In ની માફક **માં** થાય છે પણ Among છૂટી ગણી શકાય એવી વસ્તુ કે વ્યક્તિ માટે ખાસ કરીને વિષેના અર્થમાં અને Amid જથાબંધ વસ્તુ કે વ્યક્તિ માટે ખાસ કરીને **ની** વચ્ચેના અર્થમાં વપરાય છે. જેમકે: ઝાડોમાં Among the trees. પાણીમાં ( પાણીની વચ્ચે ) Amid

water. ભયમાં Amid danger. (ડેન્જર) કોઈ કોઈ વાર Amid ને બદલે Amidst (અમીડસ્ટ) પણ વપરાય છે.

Between : (બીટવીન) એનો અર્થ ની વચ્ચે થાય છે, એ બે ચીજ, જગા કે વ્યક્તિના સંબંધમાં વપરાય છે. જ્યારે Among સંખ્યાબંધ વસ્તુ, જગ્યા કે માણસના સંબંધમાં વપરાય છે. જેમકે: તમારી ને મારી વચ્ચે Between you and me, મારી ચોપડીઓની અંદર. Among my books.

## Words (વર્ડઝ) શબ્દો

| | |
|---|---|
| મુસીબતો Dangers (ડેન્જર્સ) | તોફાની Mischievous(મીસ્ચીવસ) |
| અડચણ Difficulty (ડીફીકલ્ટી) | હવા Air (એર) |
| પાર પાડવી Carry out (કેરી આઉટ) | ટોળું Crowd (ક્રાઉડ) |
| યોજના Plan (પ્લેન) | કીનારો Bank (બેન્ક) |
| અંતર Distance (ડીસ્ટન્સ) | ખલાસી Boatman (બોટમેન) |
| આસરે About (એબાઉટ) | લોહી Blood (બ્લડ) |

1. પક્ષીઓ હવામાં ઉડે છે. Birds fly in the air. (બર્ડઝ ફલાઈ ઇન ધી એર)

2. હું વર્ગમાં આવું સાહેબ ? May I come into the class, sir ? (મે આઇ કમ ઇનટુ ધી કલાસ, સર ?)

3. મુસીબતો અને અડચણોની વચ્ચે તેણે પોતાની યોજના પાર પાડી. Amidst dangers and difficulties he carried out his plan. (અમીડસ્ટ ડેન્જર્સ એન્ડ ડીફીકલ્ટીઝ હી કેરીડ આઉટ હીઝ પ્લેન)

4. જ્યારે જ્યારે તમે વાંચો ત્યારે હંમેશાં તમારી ચોપડીમાં જુઓ.

(ધ્યાન આપો) Always look into your book when you read (ઓલ્વેઝ લુક ઇન્ટુ યૉર બુક વ્હેન યુ રીડ)

5. સુરત અને મુંબઈની વચ્ચે આસરે ત્રણસો માઇલનું અંતર છે. There is a distance of about three hundred miles between Surat and Bombay. (ધેર ઇઝ એ ડીસ્ટન્સ ઓફ એબાઉટ થ્રી હન્ડ્રેડ માઇલ્સ બીટવીન સુરત એન્ડ બૉમ્બે)

6. તમારા છોકરાને મેં તોફાની ટોળામાં દીઠો. I saw your son among the mischievous crowd. (આઇ સૉ યૉર સન એમન્ગ ધી મીસ્ચીવસ ક્રાઉડ)

7. ઘણાં લાંબા વખત પછી અમે તમારે ગામે આવ્યા છીએ We have come to your village after a very long time. (વી હેવ કમ ટુ યૉર વીલેજ આફ્ટર એ વેરી લૉન્ગ ટાઇમ)

8. ખલાસી આપણી હોડી કીનારા તરફ હાંકે છે The boatman drives our boat towards the bank. (ધી બોટમૅન ડ્રાઇવ્ઝ અવર બોટ ટોવર્ડઝ ધી બૅન્ક)

9. એણે આંગળી કાપી તેથી લોહી નીકળ્યું. Blood came out as he cut the finger. (બ્લડ કેઇમ આઉટ એઝ હી કટ ધી ફીન્ગર).

10. મારે માટે કાચના પ્યાલામાં થોડું પાણી લાવો. Bring me some water in a glass (બ્રીન્ગ મી સમ વૉટર ઇન એ ગ્લાસ)

11. નિશાળે જતા હું તેને મળીશ. I shall see him while going to school. (આઇ શેલ સી હીમ વ્હાઇલ ગોઇંગ ટુ સ્કૂલ)

# Second Part. ભાગ બીજો.

## Lesson 34 : પાઠ ૩૪ મો

### Too-Enough-Even-But-Also-Save.

Too (ટૂ) અને Enough (ઇનફ): આ બંનેને માટે આગળ નવમા પાઠમાં મુખ્ય મુખ્ય સમજ આપી દેવામાં આવી છે. Too જોઈએ તે કરતાં વધારે યા ઓછાના અર્થમાં આવે છે. જેમકે: તમે પાસ થવાને માટે જોઈએ તે કરતાં વધારે આળસુ છો. You are too idle to pass. જ્યારે Enoughનો અર્થ એથી તદ્દન ઉલટો છે, એનો અર્થ જોઈએ એટલું-પુરતું થય છે. જેમકે: આ ચોપડી પૂરતી લાંબી નથી. This book is not long enough. (ધીસ બુક ઇઝ નોટ લોન્ગ ઇનફ) વળી પુરતાના અર્થમાં sufficient (સફીશીઅન્ટ) અને ample (એમ્પલ) શબ્દ પણ વપરાશમાં છે. એટલું પૂરતું થઈ રહેશે It will be sufficient enough. જ્યારે એટલું વપરાય ત્યારે એનો અર્થ બસ કરો-રહેવા દ્યો, એવો થાય છે, તમારી મૂર્ખતાની હવે હદ થઈ ગઈ છે. Enough of your folly. (ફોલી) Too આ પ્રમાણે કદી વપરાતું નથી. Too નો વળી Also તરીકે ઉપયોગ થાય છે. જેમકે: તે પણ મુંબઈ જાય છે, He too is goin to Bombay. એટલે કે He is also going to Bombay. આ ચોપડી પણ મારી છે. This book too is mine અથવા This book is also mine. (ધીસ બુક ઇઝ ઓલસો માઇન)

પણ શબ્દને માટે અંગ્રેજીમાં But (બટ) અને Even (ઇવન) એ બે શબ્દો છે, But બે વાક્યોની વચ્ચે-ઉભયાન્વયી અવ્યય Conjunction (કંજંકશન) તરીકે આવે છે. જેમકે: હું તેને ઘેર ગયો પણ તે મળ્યો નહિ. I went to his house but he did not meet me. Even નો અર્થ but જેવો તેમજ Too અને

also જેવો પણ થાય છે. જેમકે: તેણે મારી સામે પણ જોયું નહિ He did not even look at me. તમારા ભાઈ પણ મને ઓળખે છે. Even your brother knows me. (Your brother also knows me). પરંતુ તે મારી સાથે બોલ્યો સુદ્ધાં નહિ. He did not even speak with me. આ વાક્યરચના નિરાળી છે. અને એ અર્થમાં evenની જગ્યાએ too કે also ચાલી શકે નહિ.

**But-Save :** Butનો અર્થ પણ થાય ત્યારે Conjunction થાય છે તેમજ Save (સેવ)નો અર્થ **બચાવવું** થાય છે ત્યારે તે ક્રિયાપદ Verb (વર્બ) થાય છે. જેમકે: તેણે મારી જીંદગી બચાવી. He saved my life. (હી સેવ્ડ માઈ લાઇફ) પરંતુ આ બંને શબ્દો જ્યારે **(સિવાય** except (એક્સેપ્ટ)ના અર્થમા વપરાય છે, ત્યારે Preposition અવ્યય થાય છે. જેમકે : તેણે પોતાના કુતરા સિવાય તમામનો ત્યાગ કર્યો He left everything **but** (save) his dog. (હી લેફ્ટ એવરીથીંગ બટ (સેવ) હીઝ ડૉગ) તેણે મારા સિવાય બીજા બધાને બચાવ્યા. He saved all save me.

**સૂચના :** સિવાયના અર્થમાં But ને Save ઉપરાંત Except શબ્દ પણ વપરાય છે. જેમકે: મોહન સિવાય તમે બધા જઈ શકો છો. All of you can go except Mohan. (ઑલ ઑફ યુ કેન ગો એક્સેપ્ટ મોહન)

## Words (વર્ડ્ઝ) શબ્દો

પૂરતા Enough (ઇનફ)
  Sufficient (સફીશીઅન્ટ)
  Ample (એમ્પલ)
હોશિયાર Intelligent (ઇનટેલીજન્ટ)
પસાર થવું Pass (પાસ)
પણ Even (ઇવન)
પાપ Sin (સીન)
વિચારવું Think (થીન્ક)
પરવા Care (કેર)
અત્યારે At present (પ્રેઝન્ટ)
આરોપી Accused (એક્યુઝડ)

કાલાવાલા કરવા Urge (અર્જ)
ન્યાયાધીશ Magistrate (મેજીસ્ટ્રેટ)
ટુંકે પતાવવું Cut short (કટ શોર્ટ)
બચાવવું Save (સેવ) પણ
લગ્ન Marriage (મેરેજ)
તાંબુ Copper (કોપર)
પિત્તળ Brass (બ્રાસ)
લોખંડ Iron (આર્યન)
જસત Zink (ઝીન્ક)
રેશમ Silk (સીલ્ક)
ઉન Wool (વુલ)
સુતર Cotton (કોટન)
ભારે Heavy (હેવી)
સખત Hard (હાર્ડ)
પોચું Soft (સોફ્ટ)

1. તમે પાસ થાઓ એટલા (પૂરતા) હોશિયાર નથી. You are not intelligent enough to pass. (યુ આર નોટ ઇન્ટેલીજન્ટ ઇનફ ટુ પાસ)
2. નઠારી બાબતનો વિચાર કરવો એ પણ એક પાપ છે. Even to think of evil is a sin. (ઇવન ટુ થીન્ક ઓફ ઇવીલ ઇઝ એ સીન)
3. એને પોતાની પત્ની અને બાલબચ્ચાંની પણ બીલકુલ પરવા નથી. He has even no care at all for his wife and children (હી હેઝ ઇવન નો કેર ઍટ ઑલ ફોર હીઝ વાઇફ એન્ડ ચીલ્ડ્રન)
4 તમારી પાસે અત્યારે મોટરકાર ખરીદવા જેટલા ( પૂરતા-જોઇતા ) પૈસા છે. You have enough money at present to buy a motor-car. (યુ હેવ ઇનફ મની ઍટ પ્રેઝન્ટ ટુ બાઇ એ મોટરકાર)
5. એને માટે મને પુરતો વખત મળવો જોઇએ. I must have sufficient ( enough-ample ) time for that. (આઇ મસ્ટ હેવ સફીશીઅન્ટ (ઇનફ-એમ્પલ) ટાઇમ ફોર ધેટ)
6. આરોપીએ, તેની જીંદગી બચાવવા માટે ન્યાયાધીશને કાલાવાલા કર્યા. The accused urged the magistrate to save

his life. (ધી એક્યુઝ્ડ અર્જેડ ધી મેજીસ્ટ્રેટ ટુ સેવ હીઝ લાઇફ)

7. તેનો ભાઈ પણ અમારી સાથે લગ્નમાં આવવાનો છે. His brother is also coming with us in the marriage. (હીઝ બ્રધર ઇઝ ઓલસો કમીંગ વીથ અસ ઇન ધી મેરેજ)

8. એને હવે બહુ લાંબું ન કરતાં ટુંકે પતાવો. Do not make it long but cut it short. (ડુ નોટ મેઇક ઇટ લોન્ગ બટ કટ ઇટ શોર્ટ)

9. તાંબુ, પિત્તળ, સોનું, રૂપુ, લોઢું અને જસત એ બધી ધાતુઓ છે. Copper, brass, gold, silver, iron and zink are all metals (કોપર, બ્રાસ, ગોલ્ડ, સીલ્વર, આયર્ન એન્ડ ઝીન્ક આર ઓલ મેટલ્સ)

10. કપડાં રેશમનાં, ઊનનાં અને સુતરનાં બને છે. Clothes are made of silk, wool and cotton. (ક્લોથ્ઝ આર મેઇડ ઓફ સીલ્ક, વુલ એન્ડ કોટન)

11. લોઢું ભારે ને સખત છે પણ જસત પોચું છે. Iron is heavy and hard but zink is soft. (આયર્ન ઇઝ હેવી એન્ડ હાર્ડ બટ ઝીન્ક ઇઝ સોફ્ટ)

---

## Lesson 35 : પાઠ ૩૫ મો

## Each (ઇચ) Every (એવરી)

**Each-Every :** આ બંને શબ્દનો અર્થ દરેક-પ્રત્યેક થાય છે, પરંતુ બંનેના વપરાશમાં થોડો ફેર છે. દરેક છોકરા Each boy, Every boy, Each of the boys એમ બોલાય કે લખાય છે. પરંતુ Every of the boys બોલાતું કે લખાતું નથી. Every પછી one કે body મુકવું જ પડે છે, જ્યારે each પછી એ બેમાંનું એકે વપરાતું નથી. જેમકે : Every one of the boys. દરેક આવ્યો. Each came એમ કહી શકાય. Each ની પછી નામ

અધ્યાહાર રહી શકે, પરંતુ Every ની પછી નામ મુકવું જ પડે, Every boy came. બંને શબ્દ each અને every એકવચનનો અર્થ જ સૂચવે છે. આ બંને શબ્દો વિશેષણ Adjective (એડજેકટીવ) છે. પરંતુ એ બેમાં Each કોઈ કોઈ વાર અનિશ્ચિત સર્વનામ તરીકે પણ વાકયમાં વપરાય છે. જેમકે : દરેકે પોતાની જગ્યા શોધી લેવી જોઈએ. Each must find his own seat. (ઈચ મસ્ટ ફાઇન્ડ હીઝ ઓન સીટ) પરંતુ .....દરેક છોકરાને ચોપડી મળી. Each boy received a book. ( ઈચ બોય રીસીવ્ડ એ બુક ) આ વાકયમાં Each અનિશ્ચિત વિશેષણ છે.

**સૂચના :** each ની સાથે other શબ્દ લગાડીને each other બોલી શકાય છે. પણ every other કદાપી બોલાતું કે લખાતું નથી. વળી કોઈ ખાસ સંજોગોમાં each and every દરેકે દરેક-એકે એકના અર્થમાં પણ સાથે વપરાય છે. કોઈક ખાસ સંજોગોમાં જવલ્લેજ Each one વપરાય છે.

## Words (વર્ડ્ઝ) શબ્દો

નીમણુંક Appointment (એપોઇન્ટમેન્ટ)
વાંધો ઉઠાવવો Protest (પ્રોટેસ્ટ)
બળવો Riot (રાયટ)
ભાગ લેવો Take part (પાર્ટ)
દાખલો Example (એકઝામ્પલ)
ચવું, ગણવું Solve (સોલ્વ)
કોલસો Coal (કોલ)
વપરાય છે Is used (યુઝ્ડ)
બાળવું Burn (બર્ન)
રાંધવું Cook (કુક)
ખાંડ Sugar (સુગર)
મધ Honey (હની)
અફીણ Opium (ઓપીયમ)
કડવું Bitter (બીટર)
ખાટું Sour (સાવર)
હાથીદાંત Ivory (આઈવરી)
નામ આપવું Name (નેઇમ)
બનેલી Made (મેઇડ)
જાડું Coarse (કોર્સ)
પાતળું Thin (થીન)
લીંબું Lemon (લેમન)
કાદવ Clay (કલે) Mud (મડ)
ગંદુ Dirty (ડર્ટી)
સસ્તુ Cheap (ચીપ)
મોંઘું Dear (ડીઅર)

1. તમારામાંના દરેકે આ નીમણુંક માટે વાંધો ઉઠાવવો જોઈએ. Every one of you should protest for this appointment. (એવરી વન ઑફ યુ શુડ પ્રોટેસ્ટ ફૉર ધીસ એપોઇન્ટમેન્ટ)

2. તેમનામાંના દરેકે તે બળવામાં ભાગ લીધો હતો. Each of them had taken part in that riot. (ઇચ ઑફ ધેમ હેડ ટેઇકન પાર્ટ ઇન ધૅટ રાયટ)

3 દરેકે દરેક દાખલો મારાથી (ગણાયો) થયો હતો. Each and every example was solved by me. (ઇચ એન્ડ એવરી એક્ઝામ્પલ વોઝ સોલ્વ્ડ બાઇ મી)

4. કોલસો બાળવાના કામમાં વપરાય છે. Coal is used in burning. (કોલ ઇઝ યુઝડ ઇન બર્નીંગ)

5. તમે રાંધવા માટે શાનો ઉપયોગ કરો છો ? What do you use in cooking ? (વૉટ ડુ યુ યુઝ ઇન કુકીંગ ?)

6. ખાંડ ને મધ મીઠાં છે, પણ અફીણ કડવું છે. Sugar and honey are sweet, but opium is bitter. (સુગર ઍન્ડ હની આર સ્વીટ, બટ ઓપીઅમ ઇઝ બીટર)

7. હાથીદાંતમાંથી બનેલી કોઈપણ ચીજનું નામ આપો. Name anything made from ivory. (નેઇમ એનીથીગ મેઇડ ફ્રોમ આઇવરી)

8. આ કપડું જાડું છે કે પાતળું તે કૃપા કરી મને કહેશો ? Will you please tell me whether this cloth is coarse or thin ? (વીલ યુ પ્લીઝ ટેલ મી વેધર ધીસ કલોથ ઇઝ કોર્સ ઓર થીન ?)

9. કેરી અને લીંબુ જેવી ખાટી વસ્તુઓ હું ખાઈ શકતો નથી. I cannot eat sour things like mangoes and lemon.

(આઇ કૅનનોટ ઈટ સાવર થીન્ગ્સ લાઇક મેન્ગોઝ એન્ડ લેમન)

10. કાદવમાં રમવું એ ગંદુ છે. It is dirty to play in mud. (ઇટ ઇઝ ડર્ટી ટુ પ્લે ઇન મડ)

11. રેશમી અને ગરમ કપડાં ઘણાં મોંઘા હોય છે, પણ સુતરાઉ સસ્તાં હોય છે. Silken and woollen clothes are very dear but cotton clothes are cheap. (સીલ્કન એન્ડ વુલન ક્લોથ્ઝ આર વેરી ડીઅર બટ કૉટન ક્લોથ્ઝ આર ચીપ)

## Lesson 36 : પાઠ ૩૬ મો

## Other-Others-and Another

## Each Other-One another

**Other** : (અધર) **બીજો** બે વસ્તુ કે વ્યક્તિમાંથી એક અને બીજી એમ જુદી જુદી બતાવવા માટે એનો ઉપયોગ થાય છે. જેમકે : અહીયા એક છે, બીજી ક્યાં છે? Here is one where is the other? ખાસ મુકરરપણાનો અર્થ બતાવવા એની પહેલાં The આર્ટીકલ લાગે છે.

એનું બહુવચન **others** થાય છે. **અને બીજા, વગેરે, ઈત્યાદિના** અર્થમાં etc. (એટસેટ્રા) અથવા **and others** વપરાય છે. પરંતુ ફેર એટલો જ છે કે જેમાં જીવ છે તેની પાછળ and others અને જીવ વગરની વસ્તુઓ (Neuter gender)ની પાછળ **etc.** (etcetera) વપરાય છે. જેમકે : રામ, મોહન, હરી અને બીજાઓ (વગેરે) Ram, Mohan, Hari and others. ચોપડીઓ, રૂપીઆ વગેરે. Books, Rupees, etc.

**Another** : (અનધર) હંમેશાં એકવચનમાં વપરાય છે. **An** અને **other** એ બે શબ્દ મળીને Another શબ્દ બનેલો છે. એ એકલો સર્વનામ તરીકે અને નામની પૂર્વે વિશેષણ તરીકે

વપરાય છે. એનો અર્થ **બીજો** થાય છે. જો બેજ વસ્તુ કે વ્યક્તિની વાત હોય તો બીજાને માટે the other વપરાય છે. પરંતુ બેથી વધુ એવી ગમે તેટલી વસ્તુ કે વ્યક્તિમાંથી ગમે તે બીજાની વાત થાય ત્યારે **Another** વપરાય છે. જેમકે : મારી પાસે બે ચોપડી છે. એક હું મારે માટે રાખીશ અને બીજી તમે લેજો. I have two books; I shall keep one for myself and you may take the other. આ ચોપડી ખરાબ છે, મારે તે બીજી (ગમે તે) ખરીદવી જોઈએ. This book is bad, I must buy another. આ વાક્યમાં Another પછી book નામ અધ્યહાર છે, એટલે અહીં સર્વનામ છે. તમને બીજો કાગળ મળ્યો છે? Have you received another letter? આ વાક્યમા Another શબ્દ Letter નો વધારો બતાવે છે, માટે વિશેષણ છે.

જો બે જ વસ્તુ કે વ્યક્તિ હોય તો એક બીજાને માટે **each other** વપરાય છે. પરંતુ ઘણી વસ્તુ કે વ્યક્તિઓ હોય તો તેમાથી અમુક બેને માટે એક બીજાને માટે કહેવામાં one another વપરાય છે. જેમકેઃ તમારે બન્નેએ એક બીજાને ચાહવા જોઈએ. Both of you should love each other. (બોથ ઑફ યુ શુડ લવ ઈચ અધર) તમારે સૌએ એક બીજાને ચાહવા જોઈએ. All of you should love one another.* (ઑલ ઑફ યુ શુડ લવ વન અનધર)

## Words (વર્ડ્ઝ) શબ્દો

| | |
|---|---|
| ગાંડો Mad (મેડ) | કીમત Price (પ્રાઈસ) |
| ખરો Correct (કરેક્ટ) | ઘાતકી Cruel (ક્રુઅલ) |
| સરખાવવું Compare (કમ્પેર) | પરવા રાખવી Mind (માઈન્ડ) |
| સરખી Equal (ઈક્વલ) | Care for (કેર ફોર) |

* Another શબ્દ An otherનો બનેલો હોઈ એમા An આર્ટીકલ તો છે જ, એટલે કદાપી પણ An another કે the another લખી કે બોલી શકાતુ નથી.

ડાઘા Dots (ડોટસ)
ચૂસવું Rub (રબ)
શાહીચુસ Blotting paper (બ્લોટીંગ પેપર)
પહોળા Broad (બ્રોડ)
સાંકડા Narrow (નૅરો)
ગંધક Sulpher (સલ્ફર)
મુરબ્બો Jam (જૅમ)
ચમચો Spoon (સ્પૂન)
અથાણું Pickle (પીકલ)
ખાણ Mine (માઇન)

1. બે છોકરા હતા. એક ડાહ્યો અને બીજો ગાંડો. There were two boys. One was wise and the other was mad. (ધેર વેર ટુ બૅાય્ઝ. વન વૉઝ વાઇઝ એન્ડ ધી અધર વૉઝ મેડ)
2. કેટલાકને ટેનીસ રમવું ગમે છે, બીજાઓને ગમતું નથી. Some like to play tennis, others do not. (સમ લાઇક ટુ પ્લે ટેનીસ, અધર્સ ડુ નોટ)
3. આ ઘડીઆળથી હું ખરો વખત જાણી શકતો નથી તેથી મારે બીજું ખરીદવું જોઈએ. I cannot know the correct time with this watch, so I must buy another. (આઇ કૅનનોટ નો ધી કરેક્ટ ટાઇમ વીથ ધીસ વોચ, સો આઇ મસ્ટ બાઈ અનધર)
4. તમારે બંનેએ અંદર અંદર એક બીજા સાથે લડવું ન જોઈએ. Both of you must not fight with each other. (બોથ ઑફ યુ મસ્ટ નોટ ફાઇટ વીથ ઇચ અધર)
5. આ બધી ચોપડીઓ કંઈ એક સરખી કીમતની નથી, કે એક બીજા સાથે સરખાવી શકાય. You cannot compare all these books with one another, as they are not of equal price. (યુ કૅનનોટ કમ્પેર ઑલ ધીઝ બુકસ વીથ વન અનધર, એઝ ધે આર નોટ ઑફ ઇક્વલ પ્રાઇસ)
6. કોઈએ મને કહ્યું કે હું બહુજ ઘાતકી છું, પણ હું તેની પરવા કરતો નથી. Someone told me that I was very

cruel, but I do not mind it. (I do not care for it) (સમ વન ટોલ્ડ મી ધૅટ આઇ વૉઝ વેરી ક્રુઅલ બટ આઇ ડુ નોટ માઇન્ડ ઇટ) (આઇ ડુ નોટ કેર ફોર ઇટ)

7. ડાધા રબરથી ભૂંસી શકાય છે, શાહીચુસથી નહિ. Dots can be rubbed out by rubber, not by blotting paper. (ડોટસ કૅન બી રબ્ડ આઉટ બાઈ રબર, નોટ બાઈ ધી બ્લોટીંગ પેપર)

8. અમારી શેરી પહોળી છે, પણ તમારી સાંકડી છે. Our street is broad but yours is narrow. (અવર સ્ટ્રીટ ઇઝ બ્રોડ બટ યોર્સ ઇઝ નૅરો)

9. શીશીમાંથી ગંધક કાઢી નાંખો અને ચમચા વડે થોડો મુરબ્બો લ્યો. Take out sulpher from the bottle and take some jam with a spoon. (ટેઇક આઉટ સલ્ફર ફ્રોમ ધી બોટલ એન્ડ ટેઇક સમ જેમ વીથ એ સ્પૂન)

10. તમને આ અથાણું (આચાર) ભાવે છે ? Do you like this pickle ? (ડુ યુ લાઇક ધીસ પીકલ ?)

11. એ મીઠાની નહિ પણ કોલસાની ખાણ છે. It is not a salt-mine but a coal-mine. (ઇટ ઇઝ નૉટ એ સોલ્ટ માઇન બટ એ કોલ-માઇન)

## Lesson 37 : પાઠ ૩૭ મો

## Correct-Improve-Pay-Cost

**Correct** (કરેકટ) : **સુધારવું**. કોઈની કંઈ ભૂલ થઈ હોય, અને તે સુધારવાનો અર્થ હોય ત્યાં ક્રિયાપદ તરીકે એનો ઉપયોગ થાય છે. જેમકે: તમે તમારી વાર્તા સુધારી છે ? Have you corrected your story ? (સ્ટોરી) વળી ખરાપણાનો અર્થ બતાવવા એ વિશેષણ તરીકે વાકયમાં વપરાય છે. જેમકે : બરાબર (ખરો) વખત Correct

time, ખરો દાખલો Correct sum. ટુંકાણમાં કોઈ ખોટી બાબતને ખરી કરવી–સુધારીને સાચી કરવી અથવા સાચી–બરાબર હોય જ તો ત્યાં Correct વપરાય છે.

**Improve : (ઇમ્પ્રુવ) : સુધારવું.** આનો અર્થ પણ ગુજરાતીમાં Correct જેવો થાય છે. છતાં વાક્યમાં એનો વપરાશ તદ્દન જુદો છે. ખરાબ ટેવ, ખરાબ અક્ષર, ખરાબ રીતભાત વગેરે જે વસ્તુ જન્મથી, મૂળથી, માણસમાં દુર્ગુણ તરીકે ઘર (આદત) કરી રહેલી હોય તેને સુધારવાના અર્થમાં એનો ઉપયોગ થાય છે. (જ્યારે) Correct અમુક થોડા વખતથી કે થોડા વખત માટે બગડી કે ખરાબ થઈ હોય તેને સુધારવાના અર્થમાં વપરાય છે. જેમકે : હું તેને (ટેવો) સુધારવા માગું છું. I want to improve him. તમારા અક્ષરો સુધારવા પ્રયત્ન કરો. Try to improve your hand–writing. (ટ્રાય ટુ ઇમ્પ્રુવ યોર હેન્ડરાઇટીંગ)

**Pay પે; પૈસા આપવા અથવા પૈસા ભરવા.** જેમકે હું આ મહીને તમને પૈસા ભરી શકીશ નહિ. I shall not be able to pay you this month. તમારે મને રોકડા પૈસા આપવા જોઈએ. You must pay me in cash. (કેશ) આ ઉપયોગ ક્રિયાપદ તરીકેનો છે. એ વાક્યમાં નામ તરીકે વપરાય ત્યારે એનો અર્થ **પગાર** થાય છે. તમારો પગાર શું છે? What is your pay? વળી Pay ક્રિયાપદ બીજાં નામોની પૂર્વે જોડાઈને **આપવું**–ચુકવવુંનો અર્થ બતાવે છે. જેમકે: ધ્યાન આપવું To pay attention (એટેનશન) મુલાકાત આપવી. To pay a visit. (વીઝીટ) બીલ ચુકવવું. To pay a bill (બીલ) વગેરે.

**Cost (કૉસ્ટ) : પૈસા બેસવા–કીંમત પડવી.** જેમકે : આ ચોપડીના મને ચાર આના બેઠા* This book cost me four

*બેઠા ભૂતકાળ છે એટલે Cost ને ed લગાડવો જોઈએ. પણ અંગ્રેજીમાં Costનો ભૂતકાળ Cost જ કાયમ રહે છે. Costed થતો નથી.

**annas.** આ ઉપયોગ ક્રિયાપદ તરીકેનો છે, છતાં એ વાકયમા Pay્ની માફક નામ તરીકે પણ વપરાય છે, ત્યારે એનો અર્થ **કીંમત** થાય છે. જેમકે : આ ચોપડીની કીમત The cost of this book. પરંતુ નામ તરીકે એનો આવો ઉપયોગ બહુ જવલ્લે જ થાય છે. જ્યારે કીંમતનો અર્થ નામ તરીકે જ વાક્યમાં બતાવવો હોય ત્યારે મોટે ભાગે Price (પ્રાઇસ) શબ્દ વપરાય છે. જેમકે : આ ચોપડીની કીમત ચાર આના છે. **The price of this book** is **four annas.** એ નામ છે; ક્રિયાપદ તરીકે એ શબ્દ કદી વપરાતો નથી.

આ ઉપરાંત **કીંમત** અર્થમાં ક્રિયાપદ તેમજ નામ બંને રીતે અંગ્રેજીમાં વપરાતો એક શબ્દ **Value** (વૅલ્યુ) છે. એનો અર્થ ગુજરાતીમા **કીંમત** થાય છે ખરો, પરંતુ એ કેવળ પૈસાના અર્થમા નહિ કિન્તુ **આબરૂ-ઈજ્જત** માટે પણ વપરાય છે. જેમકે : એની કંઈ કીમત (આબરૂ) નથી-કોડીની કીંમત નથી. **He** is **of** no value. તેને પોતાની જાતની કોઈ કીમત નથી. **He** has no value of his **own.** પૈસાની **કીમતનો અર્થ** બતાવવા એ વાકયમાં નામ કરતાં ક્રિયાપદ તરીકે ગાય છે. જેમકે : પચાસ રૂપીઆની કીમતનો Valued Rs. 50/- ની **કીંમતનું થવું** એ **અર્થમાં** To be valued વપરાય છે. ચાર માણસની વચ્ચે **વજન પડવું-વટ પડવો, ભારવક્કર રહેવો** એ અર્થમા પણ **value** નો ઉપયોગ થાય છે. ઓફિસમાં તમારો વક્કરજ શુ છે? **What is your value in the office?** (વોટ ઇઝ યોર વેલ્યુ ઇન ધી ઓફીસ?)

**સુચના : કીંમત** ઉપરથી **કીંમતી** વિશેષણ થાય છે. એને માટે અંગ્રેજીમાં **Costly** (કૉસ્ટલી); **Valuable** (વૅલ્યુએબલ); અને **Precious** (પ્રેસીઅસ) વગેરે શબ્દો વપરાય છે. **Costly** નો **અર્થ મોંઘું ભારે કીમતનું** પણ થાય છે. ભારે કીમતની વીંટી **Costly ring.**

અંગ્રેજીમાં Dearly, at a high rate જેવા શબ્દો પણ એ અર્થમાં વપરાય છે.

## Words (વર્ડઝ) શબ્દો

ભૂલ સુધારવી Correct (કરેક્ટ)
વર્તન સુધારવુ Improve (ઇમ્પ્રુવ)
મોટી ભૂલ Error (એરર)
ટેવ Habit (હેબીટ)
ગૃહસ્થ Gentleman (જેન્ટલમેન)
રીતભાત Manners (મેનર્સ)
કીમત Value (વેલ્યુ) Price (પ્રાઇસ) Cost (કોસ્ટ)
આસરે About (એબાઉટ)
લેણાં Dues (ડયુઝ)
માસીક Monthly (મન્થલી)
Per month (પર મન્થ)
પૈસા આપવા Pay (પે) પગાર
જ્ઞાન Knowledge (નોલેજ)
કીમતી Costly (કૉસ્ટલી)
" Precious (પ્રેસીઅસ)
" Valuable (વેલ્યુએબલ)
તરજુમો કરવો Translate (ટ્રાન્સલેઈટ)

1. તમે જે જે ભૂલો કરી હતી તે તમામ સુધારી નાંખી? **Did you correct all the errors which you have committed?** (ડીડ યુ કરેક્ટ ઓલ ધી એરર્સ વીચ યુ હેવ કમીટેડ?)

2. મારો ખોટો દાખલો શિક્ષકે સુધારી આપ્યો **The teacher corrected my wrong example** (ધી ટીચર કરેક્ટેડ માઇ રોન્ગ એક્ઝામ્પલ)

3 એ તેની ખરાબ ટેવો સુધારશે એમ હુ માનતો નથી. **I do not believe that he will improve his bad habits.** (આઇ ડુ નોટ બીલીવ ધેટ હી વીલ ઇમ્પ્રુવ હીઝ બેડ હેબીટસ)

4. એક ગૃહસ્થ તરીકે તમારે હવે તમારી રીતભાત સુધારવી જ જોઇએ. **Now you must improve your manners as a**

gentleman. (નાઉ યુ મસ્ટ ઇમ્પ્રુવ યૉર મૅનર્સ એઝ એ જેન્ટલમૅન)

5. આ કીમતી નૅકલેસની શું કીમત બેઠી? What did this valuable necklace cost? (વૉટ ડીડ ધીસ વૅલ્યુએબલ નૅકલેસ કૉસ્ટ)

6. એ આસરે છસો રૂપીઆની કીમતનો થવા જાય છે. It is valued about Rs. 600/-(ઇટ ઇઝ વેલ્યુડ એબાઉટ રૂપીઝ સીક્સ હન્ડ્રેડ)

7. મારી ટોપી કરતાં તમારી ટોપીની કીમત કંઈક વધારે છે. The price of your cap is somewhat more than that of mine. (ધી પ્રાઇસ ઑફ યૉર કૅપ ઇઝ સમવૉટ મૉર ધૅન ધૅટ ઑફ માઇન)

8. તમને માસિક પગાર કેટલો મળે છે? What is your monthly pay? અથવા What pay do you get per month? (વૉટ ઇઝ યૉર મન્થલી પે-વૉટ પે ડુ યુ ગેટ પર મન્થ?)

9. તમે તમારા નીકળતા પૈસા (લેણી રકમ) ક્યારે આપવા માગો છો? When do you want to pay my dues? (વ્હેન ડુ યુ વૉન્ટ ટુ પે માઈ ડ્યુઝ?)

10. તેને મારાં જ્ઞાનની કંઈ કીમત નથી. He has no value of my knowledge. (હી હેઝ નો વૅલ્યુ ઑફ માઈ નૉલેજ)

11. કીમતી વસ્તુઓ, કીમતી સેવાઓ અને કીમતી જવાહીર એનું અંગ્રેજી કરો. (અંગ્રેજીમાં તરજુમો કરો) Translate into English: Costly things, valuable services and precious jewels. (ટ્રેન્સલેઈટ ઇનટુ ઇંગ્લીશ.) કોસ્ટલી થીન્ગ્સ, વૅલ્યુએબલ સર્વીસીસ એન્ડ પ્રેસીઅસ જુવેલ્સ.*

*કીમતી શબ્દને માટે જુદી જુદી જગાએ વપરાતા ત્રણ અંગ્રેજી શબ્દોનો વપરાશ આ વાક્યમાં બતાવ્યો છે.

## Lesson 38 : પાઠ ૩૮ મો

### Now-Just-At present-Presently

Now-(નાઉ) : હમણાં-હવે. તે પહેલાં નોકરીમાં હતો, હવે તે છૂટો થયો છે He was engaged before, now he is free. (હી વોઝ એનગેઇજ્ડ બીફોર, નાઉ હી ઇઝ ફ્રી)

Just (જસ્ટ) : બરાબર-વ્યાજબી-નીતિમાન. બરાબર વખતસર. Just in time. તે ગરીબ છે છતાં પ્રમાણિક છે. Although he is poor, he is Just. (ઓલધો હી ઇઝ પુઅર હી ઇઝ જસ્ટ) આ વાક્યમા Just, honest (ઓનેસ્ટ)ના અર્થમાં વપરાયું છે. વળી Just now એની સાથે વાક્યમાં વપરાય છે ત્યારે એનો અર્થ હમણાંજ-અત્યારેજ એવો થાય છે. Now અમુક મીનીટનું અંતર બતાવે છે. જ્યારે Just now ઓછામા ઓછી મીનીટનું અંતર સૂચવે છે. તે હવે આવશે He will Just come. તે બરાબર અત્યારે જ (હમણાંજ) બહાર ગયા. He went out just now. (હી વેન્ટ આઉટ જસ્ટ નાઉ)

At Present (એટ પ્રેઝન્ટ) : હાલના જમાનામાં, ચાલુ સમયમાં, આ વખતમાં-અત્યારે. જેમકે : અત્યારે (આ જમાનામાં) હિંદુસ્તાનમા સતીનો ચાલ બંધ કરી દેવામાં આવ્યો છે. At present the custom of Sati has been abolished (એટ પ્રેઝન્ટ ધી કસ્ટમ ઓફ સતી હેઝ બીન એબોલીસ્ડ) કેટલાક વાક્યમાં આજ અર્થ બતાવવામાં now-a-days (નાઉ-આ-ડેઇઝ) પણ વપરાય છે. કેળવણી આ વખતમાં બહુ મોંઘીદાટ થઈ ગઈ છે. Education is now-a-days very dear. (એજ્યુકેશન ઇઝ નાઉ આ ડેઇઝ વેરી ડીઅર)

Presently (પ્રેઝન્ટલી) : તરતજ-થોડીવારમાં. તે તમને થોડા વખતમાં નાણાં ચુકવી દેશે. Presently he will pay you the money. (પ્રેઝન્ટલી હી વીલ પે યુ ધી મની)

## Words (વર્ડ્ઝ) શબ્દો

મીનીટ Minute (મીનીટ)
થોભવું Wait (વેઇટ)
કેળવણી Education (એજ્યુકેશન)
રીવાજ Custom (કસ્ટમ)
નાબુદ કરવો Abolish (એબોલીશ)
કામમાં રોકાવું Engage (એન્ગેજ)
છૂટો-મુક્ત Free (ફ્રી)
દુકાન Shop (શોપ)
સાબુ Soap (સોપ)
તમાકુ Tobacco (ટોબેકો)
આદત Habit (હેબીટ)
મીણબત્તી Candle (કેન્ડલ)
ચંદન Sandle wood (સેન્ડલવુડ)
કેસર Saffron (સેફ્રન)
ઉપયોગી Useful (યુઝફુલ)
મોંઘી Dear (ડીઅર)
દારૂ Wine (વાઇન)
અનામત Deposit (ડીપોઝીટ)
ખેંચવું Pull (પુલ)
ખાબોચીયું Pool (પૂલ)
માખણ Butter (બટર)
દહી Curd (કર્ડ)
દયાળુ Kind (કાઇન્ડ)
દાખલો Example (એકઝામ્પલ)
ગણવો Count (કાઉન્ટ)
બેસાડવો Set (સેટ)

1. મારે માટે ફક્ત એક મીનીટ થોભો. Wait for me just a minute. (વેઈટ ફોર મી જસ્ટ એ મીનીટ)

2. હું અત્યારે-આજ ગાડીમાં મુંબઈ જાઉ છું. I am going to Bombay just now by this train. (આઇ એમ ગોઈંગ ટુ બોમ્બે જસ્ટ નાઉ બાઇ ધીસ ટ્રેઇન)

3. હાલમાં આપ ક્યાં રહો છો? Where do you live at present? (વ્હેર ડુ યુ લીવ એટ પ્રેઝન્ટ?)

4. તમે તમારી દુકાને સાબુ વેચો છો? Do you sell soap in your shop? (ડુ યુ સેલ સોપ ઇન યોર શોપ?)

5. મને તંબાકુ ખાવાની ખરાબ આદત છે. I have a bad habit to take tobacco. (આઇ હેવ એ બેડ હેબીટ ટુ ટેઇક ટોબેકો)

6. મીણબત્તી અથવા ચંદનના લાકડા ઉપર આ મોનોગ્રામ કોતરો. Ergrave this monogram upon a candle or sandle-wood. (એન્ગ્રેવ ધીસ મોનોગ્રામ અપોન એ કેન્ડલ ઑાર સેન્ડલ-વુડ)

7. કેસર બહુ ઉપયોગી અને મોંઘી વસ્તુ છે. Saffron is a very useful and dear thing. (સેફ્રન ઇઝ એ વેરી યુઝફુલ એન્ડ ડીઅર થીન્ગ)

8. લીકવર, બ્રાન્ડી, સ્પીરીટ અને વીસ્કી એ શરાબના જુદા જુદા નામો છે. Liquor, brandy, spirit and whisky are different names given to wine. (લીકવર, બ્રાન્ડી, સ્પીરીટ એન્ડ વ્હીસ્કી આર ડીફરન્ટ નેઇમ્સ ગીવન ટુ વાઇન)

9. બેન્કમાં તમારી કેટલી રકમ અનામત છે. How much deposit have you in the bank ? (હાઉ મચ ડીપૅાઝીટ હેવ યુ ઇન ધી બેન્ક ?)

10. તેને હાથ પકડીને નીચે ખેંચો. Pull him down by the hand. (પુલ હીમ ડાઉન બાઈ ધી હેન્ડ)

11. ખાબોચીયામાં કોઈ તરી શકે નહિ. No one can swim in the pool (નો વન કેન સ્વીમ ઇન ધી પૂલ)

12. માખણ, ઘી અને દહી દુધમાંથી બનાવવામાં આવે છે. Butter, ghee and curd are made from milk. (બટર, ઘી એન્ડ કર્ડ આર મેઇડ ફ્રોમ મીલ્ક)

13. તે માણસજાત પર બહુ દયાળુ છે. He is very kind to the mankind. (હી ઇઝ વેરી કાઇન્ડ ટુ ધી મેનકાઇન્ડ)

14. તમારાથી બને તેટલા દાખલા ગણો. Count as many examples as you can. (કાઉન્ટ એઝ મેની એકઝામ્પલ્સ એઝ યુ કેન)

15. હું તેને આજે એક સુંદર દાખલો બેસાડવા માગું છુ I want to set him a good example to-day (આઇ વોન્ટ ટુ સેટ હીમ એ ગુડ એક્ઝામ્પલ ટુ-ડે)

---

## Lesson 39 : પાઠ ૩૯ મો

## If-Though-Although-Yet-Still

**If** (ઇફ) : જો ફક્ત કોઈ જાતની શરત, સંશય કે વહેમ સૂચવવા માટે વાક્યમાં વપરાય છે. જો તમે પૈસા આપશો તો જ તમને ચોપડી મળી શકશે. (શરત બતાવે છે) You can get the book if you pay the money. (યુ કેન ગેટ ધી બુક ઇફ યુ પે ધી મની) કેટલીક વાર એની આગળ As શબ્દ લગાડાઇને As if કેમ જાણે એવા અર્થમાં એ વપરાય છે. જેમકે : કેમ જાણે મુગો હોય એમ ચુપ રહ્યો. He remained quiet as if he were dumb. (હી રીમેઇન્ડ ક્વાએટ એઝ ઇફ હી વેર ડમ્બ)

દરેક સંશયાર્થવાળા વાક્યમાં If વપરાય છે. પરંતુ એની પછી ભૂતકાળનું ક્રિયાપદ બહુવચનનું આવે છે. જો હું તમારી જગાએ હોત If I were in your place. (ઇફ આઇ વેર ઇન યોર પ્લેઇસ) વળી હમણાં હમણાં આવા વાક્યમાં If ને કાઢી નાખી ક્રિયાપદને શરૂઆતમાં મૂકવામાં આવે છે. જેમકે : (1) If I were in your place... were I in your place. (2) If I had been there...Had I been there. (3) If I should have seen him...Should I have seen him.

**Though** (ધો) જો કે : એનો વપરાશ 'તેમ છતાં પણ'ના અર્થમાં થાય છે. જો કે તે હાજર નહોતો છતા તેના વખાણ કરવામા આવ્યા. He was praised though he was not present.

**Although** (ઓલધો) અગર જો કે : એ If ની માફકજ વાક્યમાં વપરાય છે. જો કે મે તેને બોલાવ્યો, તોયે તે આવ્યો નહિ.

Although I called him, he did not come. (ઑલધો આઇ કૉલ્ડ હીમ હી ડીડ નોટ કમ)

**Yet** (યટ) તો પણ : એનો વપરાશ Although કરતાં તદ્દન ઉલટો છે, પરંતુ જે વાક્યમાં Although આવે ત્યાં તે જ વાક્યમાં ગુજરાતીમાં તો પણ શબ્દ હોવા છતાં અંગ્રેજીમાં Yet વપરાતો નથી. જેમકેઃ Although I called him, (Yet) he did not come. પરંતુ I called him, yet he did not come. આમ Yet વાપરી શકાય છે. ત્યારે Although વપરાતો નથી

**Still** (સ્ટીલ) **શાંત–હજી સુધી** : એના બે ઉપયોગ છે. તે શાંત ઊભો રહ્યો. He stood still. (હી સ્ટુડ સ્ટીલ) વળી એ Yet ના અર્થમાં વપરાય છે ત્યારે એનો અર્થ **હજી સુધી** થાય છે. જેમકેઃ મેં તેને બોલાવ્યો છે, પણ તે હજી સુધી આવ્યો નથી. I have called him. but still he has not come. (આઇ હેવ કૉલ્ડ હીમ, બટ સ્ટીલ હી હેઝ નોટ કમ)

**સૂચના :** સંશય, શંકા, વહેમ, શરત ઇચ્છા કે હેતુ બતાવવાને અંગ્રેજીમાં સંશયાર્થ Subjunctive mood (સબજન્કટીવ મૂડ) વપરાય છે. તે અર્થ બતાવવામાં અંગ્રેજીમાં If, Though, Although, Yet ઉપરાંત That, Till, Until, Ere, Lest, Unless, (If not), Perhaps, Whether વગેરે શબ્દો વાક્યમાં વપરાય છે. જેમકે : કદાચ તે. પોતાનો વિચાર ફેરવે Perhaps he may change his mind. (પરહેપ્સ હી મે ચેઇન્જ હીઝ માઇન્ડ) **રખેને** તમે પડી જાઓ. Lest you fall (લેસ્ટ યુ ફોલ) **જ્યાં સુધી** તમે નહિ બોલો. Unless you speak. (અનલેસ યુ સ્પીક)

## Words (વર્ડ્ઝ) શબ્દો

હેરાન કરવું Harass (હેરેસ)
ગુન્હેગાર Guilty (ગીલ્ટી)
સજા કરવામાં આવી Was sentenced (વૉઝ સેન્ટન્સ્ડ)
વિનંતી કરવી Request (રીકવેસ્ટ)
પીવાનું Drinking (ડ્રીન્કીંગ)
કદી નહી Never (નેવર)

હંમેશા Always (ઑલવેઝ)
દારૂડીઓ Drunkard (ડ્રન્કાર્ડ)
વિશ્વાસ કરવો Trust (ટ્રસ્ટ)
વ્યભિચાર Adultery (એડલ્ટરી)
સાચો Real (રીઅલ)
અજાયબી Amazement (એમેઝમેન્ટ)
આનંદ Amusement (એમ્યુઝમેન્ટ)
ક્રોધ Anger (એન્ગર)
અંત End (છેડો)
ગુસ્સે થવું To be angry (ટુ બી એન્ગ્રી)
પીડા Agony (ઍગની)
નીમણુંક Appointment (એપોઇન્ટમેન્ટ)
ટેવ Habit (હેબીટ)
બરાબર Exactly (એકઝેક્ટલી)

1. જો તમે તદુરસ્ત થવા માગતા હો તો તમારે સવારમાં વહેલા ઊઠવાની ટેવ પાડવી જોઈએ. If you want to be healthy, you must form the habit of getting up early in the morning. (ઇફ યુ વૉન્ટ ટુ બી હેલ્થી, યુ મસ્ટ ફોર્મ ધી હેબીટ ઑફ ગેટીગ અપ અર્લી ઇન ધી મોર્નીંગ)

2. જો હુ તેને મળીશ, તો તેને કહીશ. If I meet him, I shall speak to him. (ઇફ આઇ મીટ હીમ, આઇ શેલ સ્પીક ટુ હીમ)

3. જો કે તે ગાંડો હતો છતાં કોઈને હેરાન કરતો નહિ. Although he was mad; he was not harassing anyone. (ઑલ્થો હી વોઝ મેડ, હી વોઝ નોટ હેરેસીંગ એની વન)

4. જો કે તે ગુન્હેગાર નહોતો છતાં તેને સજા કરવામાં આવી. He was sentenced though he was not guilty (હી વોઝ સેન્ટન્સ્ડ થો હી વોઝ નોટ ગીલ્ટી)

5 મેં તેને વારવાર વિનંતિ કરી છતાં પણ તેણે પીવાનું છોડ્યું નહિ. I often requested him, yet he did not give up drinking. (આઇ ઑફન રીક્વેસ્ટેડ હીમ, યટ હી ડીડ નૉટ ગીવ અપ ડ્રીન્કીંગ)

6 કદી પણ ચાહ પીશો નહિ પરંતુ હંમેશાં દુધ પીજો. Never take tea but always drink milk. (નેવર ટેઇક ટી બટ ઑલવેઝ ડ્રીન્ક મીલ્ક)

7, દારૂડીઆનો વિશ્વાસ કદી કરવો નહિ. Never trust a drunkard (નેવર ટ્રસ્ટ એ ડ્રન્કાર્ડ)

8. વ્યભિચાર એ મહા પાપ છે. Adultery is a great sin. (એડલ્ટરી ઇઝ એ ગ્રેઇટ સીન)

9. તેની આંખો અજાયબીમાં ગરક થઈ ગઈ. His eyes were filled with amazement. (હીઝ આઇઝ વેર ફીલ્ડ વીથ એમેઝમેન્ટ)

10. આ સાચો આનંદ નથી. This is not a real amusement. (ધીસ ઇઝ નોટ એ રીયલ એમ્યુઝમેન્ટ)

11. ક્રોધનો અંત હંમેશાં ખરાબ હોય છે. Anger has always a bad end. (એન્ગર હેઝ ઑલવેઝ એ બેડ એન્ડ)

12. આવી નજીવી ભૂલ માટે ગુસ્સે ન થાઓ. Do not be angry for such a little mistake. (ડુ નોટ બી એન્ગ્રી ફૉર સચ એ લીટલ મીસ્ટેઇક)

13. તેને પીડાને લીધે ઉંઘ આવતી નથી. He cannot sleep in agony. (હી કૅનનોટ સ્લીપ ઇન એગની)

14. મને હમણાં જ (નોકરીની) નીમણુકનો કાગળ મળ્યો. I just received a letter of appointment. (આઇ જસ્ટ રીસીવ્ડ એ લેટર ઑફ એપોઇન્ટમેન્ટ)

15. મેં તેમને બરાબર પાચ વાગે આવવા કહ્યું હતુ છતાં હજુ સુધી કોઈ આવ્યુ નથી. I told them to come exactly at five o'clock, but still no one has arrived. (આઇ

ટોલ્ડ ધેમ ટુ કમ એકઝેક્ટલી એટ ફાઈવ એ ક્લોક બટ સ્ટીલ નોટ વન હેઝ એરાઈવ્ડ)

---

## Lesson 40 : પાઠ ૪૦ મો

## Answer-Reply-Respond

**Answer** (એન્સર) : કોઈ માણસ પ્રશ્ન પૂછે તેનો **જવાબ વાળવો-જવાબ આપવો** એ અર્થમા વપરાય છે. જેમકે : તે મારા સવાલનો જવાબ આપતો નથી. He does not answer my questions. (હી ડઝ નોટ એન્સર માઈ ક્વેશ્ચન્સ) આવા વાક્યમાં Reply કદી વપરાતું નથી.

**Reply** (રીપ્લાઈ) જવાબ આપવો એ જ અર્થમાં વપરાય છે. પરંતુ એ કોઈના પ્રશ્નનો નહિ કિન્તુ **કાગળનો જવાબ આપવો** એ અર્થ બતાવે છે. જેમકે : તેણે મારા કાગળનો જવાબ વાળ્યો નહિ. He did not reply to my letter. (હી ડીડ નોટ રીપ્લાઈ ટુ માઈ લેટર)

**Respond** (રીસ્પોન્ડ) : જવાબ દેવાનો વધારે ભારસૂચક અર્થ બતાવવામાં, અથવા **ને સાથે મળતા આવવું** અથવા **નમતું મુકવાના** અર્થમા વપરાય છે જેમકે : મેં એને ઘણી વિનંતિ કરી પણ એ નમતું મૂકતો નથી. I requested him very much but he did not respond. (આઈ રીક્વેસ્ટેડ હીમ વેરી મચ બટ હી ડીડ નોટ રીસ્પોન્ડ)

જ્યારે કોઈ પૂછેલા સવાલનો સામા માણસને મોઢામોઢ યા લેખીત જવાબ આપવો હોય ત્યારે **Answer**નો ઉપયોગ થાય છે. જ્યારે લેખીત ટપાલ કે તાર મારફત કોઈ પણ માણસ દ્વારા જવાબ આપવાનો હોય ત્યારે Reply નો ઉપયોગ કરવો પડે છે. જેમકે : નીચેના સવાલોના જવાબ આપો. Answer the following questions (એન્સર ધી ફોલોઈંગ ક્વેશ્ચન્સ) આ વાક્યમા જવાબ લખીને આપવાનો હોવા છતાં અમુક વ્યક્તિને અમુક કારણસર જવાબ આપવાનો છે તમે મારા સવાલોના

જવાબ દેશો ? Will you please answer my questions ? (વીલ યુ પ્લીઝ એન્સર માઇ ક્વેશ્ચન્સ ?) મારા જવાબની રાહ જોજો. (તાર કે ટપાલથી) Wait for my reply (વેઇટ ફોર માઈ રીપ્લાઇ) તમારા તરફથી કોઈ જવાબ નથી. No reply from you. (નો રીપ્લાઇ ફ્રોમ યુ) આવા વાકયમાં Replyની જગાએ Answer કદાપી વાપરી શકાતું નથી.

ટુંકાણમાં Answer (a question) શબ્દ નજીકનો સબંધ બતાવે છે, જ્યારે Reply (to a letter) બહુ દૂરનો અર્થ સમજાવે છે.

## Words (વર્ડઝ) શબ્દો

અરજી Application (એપ્લીકેશન)
સવાલ Question (ક્વેશ્ચન)
વીરતા Bravery (બ્રેવરી)
વખાણ કરવા Admire (એડમાયર)
અજબ થવું Astonish (એસ્ટોનીશ)
સૌંદર્ય Beauty (બ્યુટી)
આકર્ષણ Attraction (એટ્રેક્શન)
શરૂઆત Beginning (બીગીનીંગ)

કાગળ Letter (લેટર)
આપત્તિ Calamity (કેલેમીટી)
રોકડા Cash (કેશ)
ઉધાર On credit (ઑન ક્રેડીટ)
વિભક્તિ Case (કેઇસ) મુકદ્દમો
કોર્ટ Court (કોર્ટ) કચેરી
કદાચ જો In case (ઇન કેઇસ)
નાપાસ થવું Fail (ફેઇલ)
વિશ્વાસ Faith (ફેઇથ)

1. મારે તેની અરજીનો જવાબ આપવાનો છે. I have to reply to his application. (આઇ હેવ ટુ રીપ્લાઇ ટુ હીઝ એપ્લીકેશન)
2. તમે મારા કાગળનો જવાબ કેમ નહિ આપ્યો ? Why did you not reply to my letter ? (વ્હાઇ ડીડ યુ નોટ રીપ્લાઇ ટુ માઈ લેટર ?)
3. તમે મારા સવાલનો જવાબ કેમ ન દીધો ? Why did you not answer my question ? (વ્હાઇ ડીડ યુ નોટ એન્સર માઇ ક્વેશ્ચન ?)

4. મને તમારી વીરતાની પ્રશંસા (વખાણ) કરવા દો. **Let me admire your bravery.** (લેટ મી એડમાયર યૉર બ્રેવરી)

5. તેણી મને ત્યાં જોઈ અજાયબ થઈ She was astonished to see me there. (શી વૉઝ એસ્ટોનીસ્ડ ટુ સી મી ધેર)

6. સૌન્દર્યને આકર્ષણ છે. **Beauty has attraction.** (બ્યુટી હૅઝ એટ્રેક્શન)

7. તમે જે ગંભીર ભૂલ કરી તે મેં જોઈ. **I saw the blunder which you committed.** (આઈ સૉ ધી બ્લન્ડર વીચ યુ કમીટેડ)

8. આ કાગળની શરૂઆત છે. This is the beginning of the letter. (ધીસ ઇઝ ધી બીગીનીંગ ઑફ ધી લેટર)

9. તે એક નવી આપત્તિમાં આવી પડ્યો. He fell into a new calamity. (હી ફેલ ઇનટુ એ ન્યુ કેલેમેટી)

10. મને રોકડ ગણી આપો. **Give me in cash.** (ગીવ મી ઇન કેશ)

11. આ નામની વિભક્તિ મને કહો. **Tell me the case of this** noun. (ટેલ મી ધી કેઇસ ઑફ ધીસ નાઉન)

12. કોર્ટમાં તમારો મુકદ્દમો પાંચમીએ છે. **Your case in the court** is on the fifth. **(date)** (યૉર કેઇસ ઇન ધી કોર્ટ ઇઝ ઑન ધી ફીફ્થ)

13. કદાચ જો હું નપાસ થાઉં......In case I fail......(ઇન કેઇસ આઇ ફેઇલ)

14. હું ઉધાર માલ વેચતો નથી. I do not sell goods on credit. (આઇ ડુ નોટ સેલ ગુડસ ઑન ક્રેડીટ)

15. ઈશ્વરમાં સંપૂર્ણ વિશ્વાસ રાખો. Always keep full faith in God. (ઑલવેઝ કીપ ફુલ ફેઇથ ઇન ગૉડ)

## Lesson 41 : પાઠ ૪૧ મો

## Feel (ફીલ)-Seem (સીમ)-Touch (ટચ)

લાગવું શબ્દને માટે અંગ્રેજીમાં Feel અને Seem બે અંગ્રેજી શબ્દો છે, પરંતુ બંનેના અર્થ અને વપરાશ જુદા જુદા છે. કોઈ વસ્તુને-શરીરને-તબીયતને **લાગે-અડકે-સ્પર્શે** એ અર્થમાં Feel વપરાય છે. જેમકે : મને બહુ ઠંડી લાગે છે. I feel much cold. (આઇ ફીલ મચ કોલ્ડ) તમને હવે કેમ લાગે છે. How do you feel now? (હાઉ ડુ યુ ફીલ નાઉ?) આ મને બહુ સુંવાળું લાગે છે. I feel this very smooth. (આઇ ફીલ ધીસ વેરી સ્મુધ) વળી **અંતરથી દીલથી લાગણી થવાના** અર્થમાં પણ એનો ઉપયોગ થાય છે. તેને બહુ લાગી આવ્યું. He felt very much. (હી ફેલ્ટ વેરી મચ)

લાગવું, જણાવું, માલુમ પડવું, એ અર્થમાં Seem શબ્દ વપરાય છે. જેમકે : તે મને ગાંડા જેવો જણાય છે. (લાગે છે) He seems to me like a mad man (હી સીમ્સ ટુ મી લાઇક એ મેડ મૅન) મને તો એ સુંદર દેખાય છે. It seems to me beautiful. (ઇટ સીમ્સ ટુ મી બ્યુટીફુલ)

શરીરને અડકવા-લાગવાના અર્થમાં અંગ્રેજીમાં Touch શબ્દ પણ વિશેષ કરીને વપરાય છે. મહેરબાની કરીને મને છેડશો (અડકશો) નહિ. Please do not touch me. (પ્લીઝ ડુ નૉટ ટચ મી)

## Words (વર્ડ્ઝ) શબ્દો

| | |
|---|---|
| વધારે સારી Better (બેટર) | પ્રાર્થના કરવી Pray (પ્રે) |
| ઝેરી Poisonous (પોઇઝનસ) | ભોગ વિલાસ Luxury (લક્ઝરી) |
| કવિ Poet (પોએટ) | સાચો True (ટ્રુ) |
| લેખક Writer (રાઇટર) | ગુમાવ્યો Lost (લોસ્ટ) |
| પૂજવું Worship (વર્શિપ) | આખરે At last (એટ લાસ્ટ) |
| શીકાર કરવો Prey (પ્રે) | આશા રાખવી Hope (હોપ) |

1. મને લાગે છે કે આજે તમારી તબિયત ઠીક નથી. It seems to me that your health is not well to-day. (ઇટ સીમ્સ ટુ મી ધૅટ યોર હેલ્થ ઇઝ નૉટ વેલ ટુ-ડે)
2. એ ઝેરી છે. એને અડકશો નહિ. Do not touch it, it is poisonous. (ડુ નોટ ટચ ઇટ, ઇટ ઇઝ પોઇઝનસ)
3. ગઈ કાલ કરતાં આજે મને ઠીક લાગે છે I feel better to-day than yesterday. (આઇ ફીલ બેટર ટુ-ડે ધેન યસ્ટરડે)
4. કવિ કવિતા લખે છે. The poet writes poetry. (ધી પોએટ રાઇટસ પોએટ્રી)
5. મારો મિત્ર એક સારો લેખક છે. My friend is a good writer. (માઈ ફ્રેન્ડ ઇઝ એ ગુડ રાઇટર)
6. આપણે દિવસમાં એક વાર ઈશ્વરની પ્રાર્થના કરવી જોઈએ. We must pray to God once in a day. (વી મસ્ટ પ્રે ટુ ગૉડ વન્સ ઇન એ ડે)
7. આ દુનિયામા લોકો પૈસાને ભજે છે. People worship money in this world. (પીપલ વર્શીપ મની ઇન ધીસ વર્લ્ડ)
8. તમે મને શીકાર કરતાં શીખવશો? Will you teach me how to prey? (વીલ યુ ટીચ મી હાઉ ટુ પ્રે)
9. ભોગ વિલાસમા ન પડો Do not fall in luxury. (ડુ નૉટ ફૉલ ઇન લક્ઝરી)
10. આ લોકમાં તમારો કોઈ સાચો મિત્ર નથી. No one is your true friend in this world. (નો વન ઇઝ યોર ટ્રુ ફ્રેન્ડ ઇન ધીસ વર્લ્ડ)
11. (દારૂ) પીવામા તેણે આખરે જીંદગી ગુમાવી. At last he lost his life in drinking (ઍટ લાસ્ટ હી લોસ્ટ હીઝ લાઇફ ઇન ડ્રીન્કીંગ)
12. હું આશા રાખું છુ કે તમે આ વેળા પાસ થશો. I hope you will pass this time. (આઇ હોપ યુ વીલ પાસ ધીસ ટાઇમ)

13. હવેથી આવી ભૂલ કદી કરતા નહિ. Do not commit such a mistake again. (ડુ નોટ કમીટ સચ એ મીસ્ટેઇક અગેઈન)
14. શિક્ષક મને ફક્ત અંગ્રેજી શીખવે છે. The teacher teaches me only English. (ધી ટીચર ટીચીઝ મી ઓન્લી ઇંગ્લીશ)

---

## Lesson 42 : પાઠ ૪૨ મો

## Warm-Warmth-Hot-Heat-Cool-Cold

**Warm** (વૉર્મ) ગરમ : સાધારણ હાથે પકડાય–શરીરે ખમી શકાય અર્થાત્ હુંફાળું હોય એવી વસ્તુ કે હવાને માટે આ શબ્દ વપરાય છે. એ વિશેષણ છે. જેમકે : હુંફાળું પાણી Warm water. (વૉર્મ વૉટર)

**Hot** (હૉટ) ગરમ : સખત દઝાય એવું ગરમ, ઉનું, ધગધગતું સહન ન થાય એવું ઉષ્ણ, એવો "ઉગ્ર ગરમ" કે "સખત તપેલું" નો અર્થ બતાવવા વપરાય છે. જેમકે : દઝાય એવું ધગધગતું પાણી Hot water. સખત ગરમી પડે છે. It is very hot. (ઇટ ઇઝ વેરી હૉટ) વસ્તુ તેમજ હવા ઉપરાંત સ્વભાવની ઉગ્રતા બતાવવા માટે પણ આ શબ્દનો ઉપયોગ થાય છે. જેમકે : તે બહુ ગરમ (જલદ) સ્વભાવનો માણસ છે. He is a hot-tempered man. (હી ઇઝ એ હૉટ ટેમ્પર્ડ મેન)

*Hot શબ્દ વિશેષણ છે. એની ઉપરથી ગુજરાતીમાં ગરમી ભાવવાચક નામ બને છે. અંગ્રેજીમાં એને માટે Heat (હીટ) શબ્દ વપરાય છે. જેમકે : સખત ગરમી. Horrible heat (હૉરીબલ હીટ) કોઈ કોઈ વાર ગરમ કરવું એ અર્થ બતાવવા એ ક્રિયાપદ તરીકે To be heated વપરાય છે. જેમકે : લોઢાને ભઠ્ઠીમાં ગરમ કરવામાં આવે છે Iron is heated in the furnace. (આયર્ન ઇઝ હીટેડ ઇન ધી ફરનેસ)

---

*Hotના સ્વભાવના અંગેના આ છેલ્લા ઉપયોગમાં કદાપી એની જગ્યાએ Warm વાપરી શકાતું નથી.

**Warmth (વૉર્મ્થ) ગરમી** : Hot ઉપરથી Heat થાય છે, એ મુજબ Warm ઉપરથી Warmth ભાવવાચક નામ થયેલું છે. એ સહજ-સામાન્ય ગરમીના અર્થ સૂચવે છે.

**Cool (કુલ) ઠંડક ભર્યું, શીતળ** : ઝાડોની નીચે ઠંડક છે. It is cool under the trees એની ઉપરથી Cold (કોલ્ડ) ઠંડુ-ટાઢું વિશેષણ થાય છે. જેમકે : ઠંડુ પાણી Cold water, ટાઢની-ઠંડીની ઋતુ Cold season (કોલ્ડ સીઝન) વળી એ જ કોલ્ડ શબ્દના ઉપયોગ નામ તરીકે પણ વાક્યમાં થાય છે. ત્યારે એના અર્થ ટાઢ, ઠંડક વગેરે થાય છે. જેમકે: મને અત્યારે ટાઢ વાગે છે I feel cold at present. (આઇ ફીલ કોલ્ડ ઍટ પ્રેઝન્ટ)

## Words (વર્ડ્ઝ) શબ્દો

ચોમાસું Rainy season (રેઇની સીઝન)
શિયાળો Winter (વીન્ટર)
દેવતા Fire (ફાયર)
બરફ Ice (આઇસ)
દેશ Country (કન્ટ્રી)
બાળક Baby (બેબી)
ખોળો Lap (લેપ)
ઠંડો સ્વભાવ Cold blood (કોલ્ડ બ્લડ) શાંત પ્રકૃતિ
છત્રી Umbrella (અંબ્રેલા)
રક્ષણ કરવું Protect (પ્રોટેક્ટ)
માન Honour (ઓનર)
વધુ More (મોર)

તક Chance (ચાન્સ)
ચોરી કરવી Steal (સ્ટીલ)
પોલાદ Steel (સ્ટીલ)
ભૂખે With hunger (વીથ હન્ગર)
ઉંચી Highest (હાઇએસ્ટ)
જાત Quality (ક્વોલીટી)
બહાદુરી Bravery (બ્રેવરી)
કીર્તિ Fame (ફેઇમ)
ને લાયક હોવું To be worthy (વર્ધી) of
ને યોગ્ય હોવું To be fit (ફીટ)
નાલાયક Unfit (અનફીટ) [for
લાયક Proper (પ્રોપર)
Well-deserving (ડીઝર્વીંગ)

જગ્યા Post (પોસ્ટ) Place
કારકુન Clerk (કલાર્ક)
ખુલ્લે દીલે Frankly (ફ્રેન્કલી)
ચોરીછૂપીથી-ખાનગીમાં Privately (પ્રાઇવેટલી)
ખાનગી Private (પ્રાઇવેટ)

1. ચોમાસા કરતાં શિયાળામાં વધારે ઠંડી પડે છે. It is cooler in winter than in the rainy season. (ઇટ ઇઝ કુલર ઇન વીન્ટર ધેન ઇન ધી રેઇની સીઝન)

2. દેવતા ગરમ છે, પણ બરફ ઠંડુ છે. Fire is hot but ice is cold. (ફાયર ઇઝ હૉટ બટ આઇસ ઇઝ કોલ્ડ)

3. ઇંગ્લાંડ ઠંડો દેશ છે. England is a cold country. (ઇંગ્લેંડ ઇઝ એ કોલ્ડ કન્ટ્રી)

4. બાળક તેની માતાના ખોળામાં હુંફ મેળવે છે. A baby gets warmth in her mother's lap. (એ બેબી ગેટસ વોર્મ્થ ઇન હર મધર્સ લેપ)

5. તે ઠંડા સ્વભાવનો (લોહીનો શાંત પ્રકૃતિનો) માણસ છે. He is a man of cold blood. (હી ઇઝ એ મેન ઓફ કોલ્ડ બ્લડ)

6. એને જરા તપાવો (ગરમ કરો). Make it a little warm. (મેઇક ઇટ એ લીટલ વોર્મ)

7. છત્રી તાપ અને વરસાદથી આપણું રક્ષણ કરે છે. An umbrella protects us from heat and rain. (એન અંબ્રેલા પ્રોટેક્ટસ અસ ફ્રોમ હીટ એન્ડ રેઇન)

8. તમારા માનમાં હું આજે મારે ઘેર એક પાર્ટી આપું છું. I am giving a party at my house in your honour. (આઇ એમ ગીવીંગ એ પાર્ટી ઍટ માઇ હાઉસ ઇન યોર ઓનર)

9. હે પ્રભુ, મને ફક્ત એક જ તક આપ! Oh God, give me only one more chance! (ઓહ ગૉડ, ગીવ મી ઓન્લી વન મોર ચાન્સ)

10. ચોરી કરવા કરતાં ભૂખે મરી જવું બહેતર છે. It is better to die with hunger than to steal. (ઇટ ઇઝ બેટર ટુ ડાઈ વીથ હન્ગર ધેન ટુ સ્ટીલ)

11. સહુથી ઉંચી જાતનું અને મજબૂત લોખંડ પોલાદ કહેવાય છે. The highest and strongest quality of iron is called steel. (ધી હાઇગ્એસ્ટ એન્ડ સ્ટ્રોન્ગેસ્ટ ક્વૉલીટી ઑફ આયર્ન ઇઝ કોલ્ડ સ્ટીલ)

12. તેની બહાદુરી કીર્તિને લાયક છે. His bravery is worthy of fame. (હીઝ બ્રેવરી ઇઝ વર્ધી ઑફ ફેઇમ)

13. તમારો ભાઈ કારકુનની જગ્યાને માટે નાલાયક છે. Your brother is unfit for the post of a clerk. (યૉર બ્રધર ઇઝ અનફીટ ફૉર ધી પોસ્ટ ઑફ એ કલાર્ક)

14. આ તમારે લાયક જગા છે. This is a proper place for you. (ધીસ ઇઝ એ પ્રોપર પ્લેઇસ ફૉર યુ)

15. મારે ખુલ્લે દીલે કહેવું જોઈએ કે એ બહુ લાયક (ખાનદાન-માણસ) છે. I must say frankly that he is a well-deserving man. (આઇ મસ્ટ સે ફ્રેન્કલી ધૅટ હી ઇઝ એ વેલ-ડીઝર્વીંગ મેન)

16. મહેરબાની કરીને તમે મને ખાનગીમાં મળજો. Kindly see me privately. (કાઇન્ડલી સી મી પ્રાઇવેટલી) in private. (ઇન પ્રાઇવેટ)

---

## Lesson 43 : પાઠ ૪૩

### All (ઑલ) Both (બોથ)

All બધા-સઘળા-તમામ. Both બેઉ બન્ને. આ બેઉ શબ્દ વિશેષણો છે. એ નામની તેમજ છઠ્ઠી વિભક્તિવાળા સર્વનામોની પહેલાં

વપરાય છે. વળી નામની અગાઉ વપરાય ત્યારે The આર્ટીકલ એમની પછી મૂકાય છે. જેમકે : સઘળા છોકરાઓ All the boys. બંને હાથો Both the hands. એ ખાસ ધ્યાનમાં રહે કે The all boys, the both hands અંગ્રેજીમાં કદી વપરાતું નથી.

અંગ્રેજીમાં બીજાં વિશેષણોની અગાઉ આર્ટીકલ આવે છે. જેમકે : સારા છોકરાઓ. The good boys. પરતુ all અને both એ બે શબ્દ વિશેષણો હોવા છતાં એમની અગાઉ કદાપી આર્ટીકલ વપરાતો નથી. પરંતુ એથી ઉલટું એમની પછી the આર્ટીકલ વપરાય છે.

વળી જ્યારે છઠ્ઠી વિભક્તિનાં સર્વનામોની આગળ એ વપરાય છે ત્યારે એમની પછી of આવે છે. મારી તમામ ચોપડીઓ All of my books. મારી બેઉ કલમો Both of my pens. તમારામાંના તમામ (તમે બધા) બેસી જાઓ All of you sit down.

## Words (વર્ડ્ઝ) શબ્દો

આમંત્રણ આપવું Invite (ઇનવાઇટ)
વિભાગીય Party (પાર્ટી) પક્ષ
જુસ્સો Spirit (સ્પીરીટ)
શૌર્ય Heroism (હીરોઇઝમ)
ભવિષ્ય Future (ફ્યુચર)
જમા કરવું Deposit (ડીપોઝીટ)
નસીબ Fate (ફેઇટ)
સમાધાન કરવું Compromise (કોમ્પ્રોમાઇઝ)
જેથી Hence (હેન્સ)
લૂંટારૂ Robber (રૉબર)
માંડવાળ થવી To be compounded (કોમ્પાઉન્ડેડ)
જાણીતો Well-known (વેલનોન)
લેખક Author (ઓથર)
પ્રખ્યાત Famous (ફેઇમસ)
ચિત્રકાર Painter (પેઇન્ટર)
દોરવું Draw (ડ્રો)
કળામય Artistic (આર્ટીસ્ટીક)
ચિત્ર Picture (પીકચર)
મશહુર Notorious (નોટોરીઅસ)
ટોળી Gang (ગેન્ગ)

1. હું તમને બધાને સારી રીતે ઓળખું છું. I know all of you very well. (આઇ નો ઑલ ઑફ યુ વેરી વેલ)
2. તમને બંનેને ત્યાંનું આમંત્રણ આપવામાં આવે છે. Both of you are invited there. (બોથ ઓફ યુ આર ઇનવાઇટેડ ધેર)
3. મને તમારો વિભાગી (એકપક્ષી) જુસ્સો પસંદ નથી. I do not like your party-spirit. (આઇ ડુ નૉટ લાઇક યૉર પાર્ટી સ્પીરીટ)
4. તમારૂં શૌર્ય મને બતાવો જોઉ Show me your heroism. (શો મી યૉર હીરોઇઝમ)
5. તમારી ભવિષ્યની જીંદગી માટે થોડો પૈસો બેન્કમાં જમા કરતા રહો. Deposit some money in the bank for your future life. (ડીપોઝીટ સમ મની ઇન ધી બેન્ક ફોર યૉર ફ્યુચર લાઇફ)
6. નસીબ ઉપર આંધળો વિશ્વાસ રાખવો નહિ. Do not rely upon the fate blindly. (ડુ નોટ રીલાઇ અપોન ધી ફેઇટ બ્લાઇન્ડલી)
7. બંને પક્ષોએ સમાધાન કર્યું છે, જેથી માંડવાળ થઇ ગઇ છે. Both the parties have compromised, hence the case is compounded. (બોથ ધી પાર્ટીઝ હેવ કોમ્પ્રોમાઇઝડ હેન્સ ધી કેઇસ ઇઝ કોમ્પાઉન્ડેડ)
8. મારી બને ચોપડી લેતા નહિ, ફક્ત એક જ લેજો. Do not take both my books, take only one. (ડુ નોટ ટેઇક બોથ માઇ બુક્સ, ટેઇક ઓન્લી વન)
9. તે એક જાણીતો લેખક છે. He is a well-known author (હી ઇઝ એ વેલ-નોન ઓથર)
10. તે પ્રખ્યાત (જાણીતા) ચિત્રકારની કલમ હંમેશાં કળામય ચિત્રો દોરે છે. The pen of that famous painter always draws

an artistic picture. (ધી પેન ઑફ ધૅટ ફેમસ પેઇન્ટર ઑલવેઝ ફ્રેઝ એન આર્ટિસ્ટીક પીક્ચર)

11. બાબર દેવાની મશહૂર ટોળીના બદમાસો માંહેનો આ એક છે. This is one of the robbers of the notorious gang of Babar deva. (ધીસ ઇઝ વન ઑફ ધી રોબર્સ ઑફ ધી નોટોરી-અસ ગેન્ગ ઑફ બાબર દેવા)

---

## Lesson 44 : પાઠ ૪૪ મો
## Hope-Expect-Think-Suppose
## Guess-Imagine-Intend

**Hope (હોપ) આશા રાખવી** આ વર્ષે હુ પાસ થવાની આશા રાખું છું. I hope to pass this year. (આઇ હોપ ટુ પાસ ધીસ ઇઅર) એજ અર્થમા Expect (એક્સપેક્ટ) પણ વપરાય છે. મારા શેઠ પાસેથી ઇનામની આશા રાખુ છું. I expect a reward from my master (આઇ એક્સપેક્ટ એ રીવાર્ડ ફ્રોમ માઇ માસ્ટર)

**Think (થીંક) ધારવું :** (અભિપ્રાય હોવો-મત હોવો-માનવું) હું ધારૂં છું કે (મારો અભિપ્રાય છે કે) તે પ્રમાણિક છે. I think he is honest (ઓનેસ્ટ) એજ અર્થમાં Suppose (સપોઝ) પણ વપરાય છે. જેમકેઃ હું ધારૂ છું કે (મારો મત છે કે) આજ ભુલ હોવી જોઇએ. I suppose that this must be a mistake. (આઇ સપોઝ ધૅટ ધીસ મસ્ટ બી એ મીસ્ટેઇક)

**Guess (ગેસ) અટકળ કરવી, અનુમાન કરવું.** તમારી યોજનાનો ક્યાસ (અટકળ) હું કરી શકતો નથી. I cannot guess your plan. (આઇ કેનનૉટ ગેસ યૉર પ્લેન)

**Imagine (ઇમેજીન) કલ્પના કરવી :** ખ્યાલ બાંધવો-ધારી લેવું-માની લેવુ જેમકેઃ ઇશ્વર નથી એમ એક વખત કલ્પી લ્યો. Just imagine that there is no God. (જસ્ટ ઇમેજીન ધૅટ ધેર ઇઝ નો ગૉડ)

**Intend** (ઇન્ટેન્ડ) ઇરાદો હોવો : (મતલબ હોવી–હેતુ હોવો) એમાં Desire (ડીઝાયર) ઇચ્છા હોવીના અર્થનો કંઇક ભાસ થાય છે. જેમકે :–મારો ઇરાદો આવતી કાલે મુંબઇ જવાનો છે. I intend (Desire, wish) to go to Bombay to-morrow (આઇ ઇન્ટેન્ડ ટુ ગો ટુ બૉમ્બે ટુ મોરો)

## Words (વર્ડઝ) શબ્દો

ઇરાદો હોવો Intend (ઇન્ટેન્ડ)
ધારવું Hope હોપ Think (થીન્ક), Guess (ગેસ), Suppose (સપોઝ)
આશા રાખવી Hope (હોપ) Expect (એક્સપેક્ટ)
સારૂં થવું Recover (રીકવર)
કલ્પવું Imagine (ઇમેજીન)
દેવદૂત Angel (એન્જલ)
દારૂતું પીઠું Bar (બાર)
કળાકાર Artist (આર્ટીસ્ટ)
વરેલી છે Is blessed (બ્લેસ્ડ)
કુદરતી Natural (નેચરલ)
કળા Art (આર્ટ)
લુહાર Blacksmith (બ્લેકસ્મીથ)
એરણ Anvil (એન્વીલ)
ટીપવું Forge (ફોર્જ)
હથોડો Hammer (હેમર)
હજામ Barber (બાર્બર)
અસ્તરો Razor (રેઝર)
ધારદાર Sharp (શાર્પ)
ધરી Axle (એક્સલ)
લોખંડનો સળીયો Bar (બાર)
ખુશખબર Good news (ન્યુઝ)
સાટુ Bargain (બારગેઇન)
કબૂલ થવું Agree (એગ્રી) with
કાયદેસર Legal (લીગલ)
વાધો Objection (ઓબ્જેક્શન)
કરાર Contract (કોન્ટ્રેક્ટ)
કરારનામું Document (ડોક્યુમેન્ટ)
સહી કરવી Sign (સાઇન)
સહી Signature (સીગ્નેચર)
સાફ, તદ્દન Totally (ટોટલી)

1. તમારો ક્યાં જવાનો ઇરાદો છે? Where do you intend to go? (વ્હેર ડુ યુ ઇન્ટેન્ડ ટુ ગો?)

2. હું ધારૂં છું કે એને હવે સારૂ નહિ થશે. I hope, he will not recover now. (આઇ હોપ, હી વીલ નોટ રીકવર નાઉ)

3. પણ હું એમ કેમ કલ્પી શકું? But how can I imagine so? (બટ હાઉ કેન આઈ ઇમેજીન સો?)

4. ધારી લ્યો કે તમને ઈનામ મળે તો તમે તેનું શું કરો? Suppose, you get the prize; what will you do with it? (સપોઝ યુ ગેટ ધી પ્રાઇઝ, વૉટ વીલ યુ ડુ વીથ ઇટ?)

5. તમે કદી દેવદૂતની પાંખો જોઈ છે? Have you ever seen an angel's wings? (હેવ યુ એવર સીન એન એન્જલ્સ વીંગ્સ?)

6. આ કળાકારને કુદરતી કળા વરેલી છે. This artist is blessed with a natural art. (ધીસ આર્ટીસ્ટ ઇઝ બ્લેસ્ડ વીથ એ નેચરલ આર્ટ)

7. આ લુહાર એરણ ઉપર હથોડા વડે લોઢું ટીપે છે. This blacksmith forges iron on the anvil with a hammer. (ધીસ બ્લેકસ્મીથ ફોર્જીસ આયર્ન ઑાન ધી એન્વીલ વીથ એ હેમર)

8. હજામને કહો કે એનો અસ્તરો ધારદાર નથી. Tell the barber that his razor is not sharp. (ટેલ ધી બારબર ધેટ હીઝ રેઝર ઇઝ નોટ શાર્પ)

9. ધરીની સાથેનો સળીયો ટુંકો છે. The bar with the axle is short. (ધી બાર વીથ ધી એક્સલ ઇઝ શોર્ટ)

10. તમારા ગામમાં કોઈ દારૂનું પીઠું છે? Is there any bar in your village? (ઇઝ ધેર એની બાર ઇન યોર વીલેજ?)

11. આ નવોસવો બેરીસ્ટર છે. He is a new bar-at-law. (હી ઇઝ એ ન્યુ બાર-ઍટ-લો)

12. સાહેબ, અમે તમારી પાસેથી કોઈ ખુશખબર સાંભળવાની આશા રાખીએ છીએ. Sir, we expect to hear some good news from you. ( સર, વી એક્સપેક્ટ ટુ હીઅર સમ ગુડ ન્યુઝ ફ્રોમ યુ )
13. તમારી સાથે મને આ સાટું કબૂલ નથી. I do not agree with you in this bargain. (આઇ ડુ નોટ એગ્રી વીથ યુ ઇન ધીસ બારગેઈન)
14. હું ધારૂં છું કે આ કાયદેસરના કરાર ઉપર સહી કરવામાં તમને કોઈ વાંધો નહિ હોય. I hope, you have no objection to sign this legal contract. ( આઇ હોપ યુ હેવ નો ઓબ્જેક્શન ટુ સાઇન ધીસ લીગલ કોન્ટ્રેક્ટ)
15. તેણે તે કરારનામાની ઉપર પોતાની સહી કરવાની સાફ ના પાડી. He totally refused to put his signature on that document. (હી ટોટલી રીફ્યુઝડ ટુ પુટ હીઝ સીગ્નેચર ઓન ધૅટ ડોક્યુમેન્ટ)

---

## Lesson 45 : પાઠ ૪૫ મો

### Let-Permit-Allow-Grant

**Let** (લેટ) **દેવું :** એ મુખ્ય ક્રિયાપદ તરીકે કદાપી વપરાતું નથી. પરંતુ હમેશાં બીજા ક્રિયાપદની સાથે મદદ કરવા માટે સહાયકારક ક્રિયાપદ તરીકે વપરાય છે. જેમકે : તેને જવા દો Let him go. એ વર્તમાન, ભૂતકાળ કે ભૂતકૃદંત તરીકે **લેશમાત્ર ફેરફાર વિના વાપરી શકાય** છે. એનાં એ ત્રણે રૂપ એક સરખાજ કાયમ રહે છે. એની આગળ જો To be વપરાય તો To be let એટલે **ભાડે આપવું** એવો અર્થ થઈ જાય છે. એ મોટે ભાગે રજા આપવી Permitના અર્થમાં વપરાય છે. જેમકે તેને આવવા દો. Let him come. એટલે કે તેને આવવાની રજા આપો.

Permit ( પરમીટ ) રજા આપવી Allow ( એલાઉ ) છૂટ આપવી. આ બંને Letનોજ અર્થ બતાવનાર શબ્દો હોવા છતાં એમના વપરાશમાં Request નમ્રતા–અરજ–વિનંતિનો ભાગ વિશેષ છે. જેમકે : મહેરબાની કરીને મને ઘેર જવાની રજા આપો. Please allow me to go home (પ્લીઝ એલાવ મી ટુ ગો હોમ) અથવા Kindly permit me to go home. જ્યારે Let me go home.

સૂચના : Let પછી મુખ્ય ક્રિયાપદ સામાન્ય રૂપે (Infinitive) વપરાતો નથી એટલે to નો ઉપયોગ થતો નથી. પરંતુ allow અને permit પછી મુખ્ય ક્રિયાપદ infinitive રૂપે વપરાતો હોઈ એની પાછળ હંમેશાં to આવે છે. જેમકે : Let go, Permit to go, Allow to go.

આમ છતાં બધા વાક્યોમાં Let Allow અને Permit ગમે તેની જગ્યાએ ગમે તે વાપરી શકાતા નથી. જેમકે : Let him go. Permit him to go અને Allow him to go કહી શકાય પણ તેને મરવા દો. Let him die ને બદલે Allow him to die, Permit him to die બોલાતુ નથી.

(1) તેને એકલો જવા દો. Let him go alone. દયા ભાવ બતાવે છે. (2) મને મારી માને એકવાર મળવાની રજા આપો. Permit me to see my mother once. (પરમીટ મી ટુ સી માય મધર વન્સ) આજીજી બતાવે છે. (3) મને એનો છૂપો ભેદ ખુલ્લો કરવાની છૂટ આપો. Allow me to open his secrecy (એલાવ મી ટુ ઓપન હીઝ સીક્રેસી) (વિનંતી બતાવે છે)

આ ઉપરાંત ભલામણ કે અરજ કરવી, બક્ષવું એ અર્થમાં Grant ( ગ્રાન્ટ ) શબ્દનો ઉપયોગ અંગ્રેજીમાં ઘણો થાય છે. તેને તેની જીંદગી (જીવતદાન) બક્ષો. Grant him his life. આપવું

Give (ગીવ) હાથોહાથ આપવાનો અર્થ બતાવે છે. જ્યારે Grant કાગળ ઉપર લખીને કે મોઢેથી કોઈ વસ્તુ કે રજા આપવાનો અર્થ સૂચવે છે.

## Words (વર્ડ્ઝ) શબ્દો

ન્યાયાધીશ Judge (જજ)
રજા આપવી Permit (પરમીટ)
Allow (એલાઉ)
મંજુર કરવું Grant (ગ્રાન્ટ)
પાછા ખેંચવું Withdraw (વીથડ્રો)
સાચી બીના Fact (ફેક્ટ)
દવાખાનું Hospital (હોસ્પીટાલ)
અરજી Application (એપ્લીકેશન)
લગામ Bridle (બ્રાઇડલ)
ગાડી Car (કાર)
પૈડાં Wheels (વ્હીલ્સ)
સંકટ Difficulty (ડીફીકલ્ટી)
છોડી દેવું Give up (ગીવ અપ)
હિંમત Courage (કરેજ)
સાજોતાજો Fresh (ફ્રેશ)
છુટા Free (ફ્રી)
નોકરી Service (સર્વીસ)
કાઢી મુકવું Dismiss (ડીસમીસ)

1. ન્યાયાધીશે તેને તેનો કેસ પાછો ખેંચવાની રજા આપી છે. The Judge permitted him to withdraw his case. (ધી જજ પરમીટેડ હીમ ટુ વીથડ્રો હીઝ કેઈસ)
2. મને મહેરબાની કરીને સાચી બીના જણાવવાની રજા આપશો ? Will you please allow me to tell the fact ? (વીલ યુ પ્લીઝ એલાઉ મી ટુ ટેલ ધી ફેક્ટ ?)
3. તેને તેની માને મળવા દવાખાને જવા દો. Let him go to the hospital to see his mother. (લેટ હીમ ગો ટુ ધી હોસ્પીટલ ટુ સી હીઝ મધર)
4. તમારી અરજી મંજુર કરવામાં આવી છે. Your application is granted (યોર એપ્લીકેશન ઇઝ ગ્રાન્ટેડ)
5. ઘોડા લગામ વડે હંકારાય છે. A horse is driven with a bridle. (એ હોર્સ ઇઝ ડ્રીવન વીથ એ બ્રાઇડલ)

6. આ ગાડીના પૈડાં ઘણા જ જુનાં છે. The wheels of this car are very old. (ધી વ્હીલ્સ ઓફ ધીસ કાર આર વેરી ઓલ્ડ)
7. સંકટમાં પણ તેણે હિંમત છોડી નહિ. He did not give up courage in difficulty. (હી ડીડ નોટ ગીવ અપ કરેજ ઇન ડીફીકલ્ટી)
8. તે આજે સુરત છોડી જવાનો છે. He is to leave Surat to-day. (હી ઇઝ ટુ લીવ સુરત ટુ-ડે)
9. હવે હું સાજોતાજો થયો છું. I am fresh now. (આઇ એમ ફ્રેશ નાઉ)
10. આજથી તમે મારી નોકરીમાંથી છૂટા છો. You are free from my service from to-day. (યુ આર ફ્રી ફ્રોમ માઇ સર્વિસ ફ્રોમ ટુ-ડે)
11. તેણે તમને બેન્કમાથી શા માટે રજા આપી? (કાઢી મૂકયા) Why did he dismiss you from the bank? (વ્હાઇ ડીડ હી ડીસમીસ યુ ફ્રોમ ધી બેન્ક)

---

## Lesson 46 : પાઠ ૪૬ મો

### કરવું To Do (ડુ) ના ઉપયોગ

**To Do**: એના જુદા જુદા ૭ ઉપયોગ છે. ત્રણ મુખ્ય ક્રિયાપદ તરીકે અને ત્રણ સહાયકારક ક્રિયાપદ તરીકે; મુખ્ય ક્રિયાપદ તરીકે એ વાક્યમાં એકલું વપરાય છે. જેમકે: (૧) તે પોતાના પાઠ કરે છે. He does his lessons. (હી ડઝ હીઝ લેસન્સ) સકર્મક ક્રિયાપદ તરીકે: (૨) જ્યારે એ અકર્મક ક્રિયાપદ તરીકે વપરાય છે, ત્યારે એનો અર્થ ચાલવું થાય છે. જેમકે: આપણને પાણી વગર ન ચાલે. We cannot do without water. (વી કેનનોટ ડુ વીધાઉટ વોટર); (૩) એકનું એક ક્રિયાપદ વાકયોમાં ફરી ફરીને ન વાપરતાં તેને ઠેકાણે Do વપરાય છે. જેમકે: જેટલી

ઝડપથી તમે લખો છો તેટલી ઝડપથી મારાથી લખાતું નથી. I cannot write as fast as you do. (આઇ કૅનનોટ રાઇટ એઝ ફાસ્ટ એઝ યુ ડુ) આ વાક્યમાં છેલ્લું Do એટલે Write સમજવું.

સહાયક ક્રિયાપદ તરીકે વાક્યમાં એ બીજા ક્રિયાપદોની સાથે મદદમાં આવે છે. (૧) પ્રશ્નાર્થે તરીકે–શું તમે મને ઓળખો છો? Do you know me? (૨) નિષેધાર્થે–નકાર બતાવવામાં–હું તમને ઓળખતો નથી. I do not know you (૩) ભાર કે વિનંતિનો અર્થ બતાવવામાં–જરૂર યાદ રાખજો. Do remember. (ડુ રીમેમ્બર) (ભાર) મહેરબાની કરીને મને તે જરૂર આપજો. Please do give it to me. (પ્લીઝ ડુ ગીવ ઇટ ટુ મી) (વિનંતિ)

જો વાક્યમાં ક્રિયાપદ ભૂતકાળનું હોય તો પ્રશ્નાર્થમાં Did આવે છે, અને વર્તમાનકાળનું હોય તો Do તથા તેનાં રૂપો (Thouની પહેલાં) Dostને (He–sheની પહેલાં) Does આવે છે.

એ ખાસ યાદ રહે કે ક્રિયાપદ એકવડું હોય એ વાક્યમાં સવાલ બનાવતી વખતે Do તથા તેના રૂપ શરૂઆતમાં મૂકવાની જરૂર પડે છે. પરંતુ જ્યાં ક્રિયાપદ બેવડું (બે શબ્દનું બનેલું) હોય ત્યાં Doની જરૂર પડતી નથી. એ વાક્યનો સવાલ બનાવવો હોય તો કર્તાને એ બેવડા ક્રિયાપદની વચ્ચે મૂકી દેવો, અને નકાર બતાવવો હોય તો બેવડા ક્રિયાપદની વચ્ચે Not શબ્દ મૂકી દેવો. જેમકે: તે ચોપડી વાંચે છે. He is reading a book. શું તે ચોપડી વાંચે છે? Is he reading a book? તે ચોપડી વાંચતો નથી He is not reading a book. ક્રિયાપદ એકવડું હોય તો પ્રશ્નર્થ તથા નિષેધાર્થ આ પ્રમાણે થાય છે. જેમકે તે ઘેર જાય છે. He goes home. શું તે ઘેર જાય છે? Does he go home? તે ઘેર જતો નથી. he does not go home.

સૂચના : એક જ શબ્દનું ક્રિયાપદ (એકવડું) હોય એવા કોઈ પણ કાળનાં વાક્યમાં સવાલ બનાવતા શરૂઆતમાં Do અગર તેના રૂપોની જરૂર પડે છે, અને નકાર બતાવતી વખતે કર્તાની પછી Do અથવા તેના રૂપો મૂકીને Not લખ્યા પછી મૂળ ક્રિયાપદ લખવું પડે છે.

1. તે ખાય છે. He eats. (સાદું એકવડા ક્રિયાપદવાળું વાક્ય)
2. શું તે ખાય છે? Does he eat? (પ્રશ્નાર્થ વાક્ય)
3. તે ખાતો નથી. He does not eat. (નકાર વાચક–નિષેધાર્થ)
4. શું તે ખાતો નથી? Does he not eat? (પ્રશ્નાર્થ નકાર)

1. તે હમણાં રમે છે. He is playing. (સાદું બેવડા ક્રિયાપદવાળું વાક્ય)
2. શું તે રમે છે? Is he playing? (પ્રશ્નાર્થ વાક્ય)
3. તે રમતો નથી. He is not playing. (નકારવાચક–નિષેધાર્થ)
4. શું તે રમતો નથી? Is he not playing? (પ્રશ્નાર્થ–નકાર)

## Words (વર્ડઝ) શબ્દો

બોલવું Speak (સ્પીક)
કેરી Mango (મેન્ગો)
ગમવું Like (લાઇક)
બીલકુલ At all (એટ ઓલ)
ગાય Cow (કાઉ)
ઘાસ Grass (ગ્રાસ)
દેખવું Look (લુક)
હમેશાં Always (ઓલવેઝ)
એક જ વાર Once (વન્સ)
બે વાર Twice (ટવાઇસ)
ત્રણ વાર Thrice (થ્રાઇસ) અથવા Three Times
લેવા જવું Receive (રીસીવ) મળવું, મળવા આવવું
કાગળ Letter (લેટર)
કોઇ Any (એની)
એવો Such (સચ)
સ્ટેશન Station (સ્ટેશન)
તમારો Yours (યોર્સ)
પોતાના Own (ઓન)

1. તમે મારી સાથે આજે કેમ બોલતા નથી? Why do you not Speak with me to-day? (વ્હાય ડુ યુ નોટ સ્પીક વીથ મી ટુ–ડે?)

2. તેને કેરી બીલકુલ ગમતી નથી. He does not like mango at all. (હી ડઝ નૉટ લાઇક મૅન્ગો ઍટ ઓલ)
3. જુઓ, પેલી ગાય ઘાસ ખાય છે. Look, that cow is eating grass. (લુક, ધૅટ કાઉ ઇઝ ઇટીંગ ગ્રાસ)
4. ગાય હંમેશા ઘાસ ખાય છે. A cow always eats grass. (એ કાઉ ઓલવેઝ ઇટસ ગ્રાસ)
5. શું તમે દરરોજ એકવાર ખાઓ છો? Do you eat once in a day? (ડુ યુ ઇટ વન્સ ઇન એ ડે?)
6. ના, ભાઈ, મને ખાવાનું દહાડામાં બે વાર અને ચાહ ત્રણ વાર જોઈએ છે. No, brother, I want my food twice and tea thrice (three times) in a day. (નો, બ્રધર, આઇ વૉન્ટ માઈ ફુડ ટવાઇસ એન્ડ ટી થ્રાઇસ ઇન એ ડે)
7. તમે તેને આજે મળવા કેમ ગયા નહિ? Why did you not go to see him to-day? (વ્હાય ડીડ યુ નૉટ ગો ટુ સી હીમ ટુ-ડે?)
8. શું તમારો ભાઈ હમણાં ક્રિકેટ રમે છે? Is your brother playing cricket now? (ઇઝ યોર બ્રધર પ્લેઇંગ ક્રિકેટ નાઉ?)
9. તમને મારો કાગળ મળ્યો? Did you receive my letter? (ડીડ યુ રીસીવ માઈ લેટર?)
10. ના, મને એવો કોઈ કાગળ મળ્યો નથી. No, I did not receive any such letter. (નો, આઇ ડીડ નૉટ રીસીવ એની સચ લેટર)
11. તમે મને સ્ટેશને લેવા આવશોને? Will you come to the station to receive me? (વીલ યુ કમ ટુ ધી સ્ટેશન ટુ રીસીવ મી?)
12. જેમ તમે તમારા પાઠ વાંચો છો તેમ તે રોજ પોતાના પાઠ વાંચે છે. He reads his lessons daily as you do yours. (હી રીડઝ હીઝ લેસન્સ ડેલી એઝ યુ ડુ યોર્સ)

## Lesson 47 : પાઠ ૪૭ મો

## Either-or; Neither-Nor; Whether-or.

* **Either** શબ્દ **બેમાંથી ગમે તે એકનો** અર્થ બતાવે છે. એ વાક્યમાં એકલો પણ વપરાય છે. જે બે વસ્તુ કે વ્યક્તિને માટે કહેવાય તે બંને અનુક્રમે Either અને or ની પછી વાક્યમાં લખાય છે. જેમકે : તમારે કે મારે (ગમે તે એક) ત્યાં જવું જ જોઈએ. Either you or I must go there. તમારા બેમાંથી ગમે તે એકે ત્યાં જવું જોઈએ. Either of you should go there. આ વાક્યમાં either અનિશ્ચિત સર્વનામ છે. તમે બેમાંથી ગમે તે ચોપડી લઈ શકો છો. You may take either of the books. આ વાક્યમાં either અનિશ્ચિત વિશેષણ છે.

Neither એ શબ્દ not either એમ બે શબ્દો મળીને બનેલો છે. એનો અર્થ **બેમાંથી એકે નહિ** એવો થાય છે એની સાથે nor ખાસ કરીને જોડાયલો જ રહે છે જેમકે : રામ કે હરી બેમાંથી એકેએ પણ કાચ ભાગ્યો નથી. Neither Rama nor Hari has broken the glass. (નાઈધર રામ નોર હરી હેઝ બ્રોકન ધી ગ્લાસ)

આ કે પેલું આમ કે તેમ, કંઈજ નહિ નો અર્થ બતાવવા અંગ્રેજીમાં Whether (વેધર) અને or ની જોડી વપરાય છે. જેમકે: તે અહીઆ છે કે નહિ તે હું જાણતો નથી. I do not know whether he is here or not. (આઇ ડુ નોટ નો વેધર હી ઇઝ હીઅર ઓર નોટ)

સૂચના:-Whether (વેધર)ના ઉચ્ચાર જેવો બીજો શબ્દ અંગ્રેજીમાં Weather (વેધર) છે. ઘણા એની જોડણી તથા વાક્યમાં વપરાશમાં ભૂલો કરે છે. એ ખાસ ધ્યાન રહે કે Weather નો અર્થ આબોહવા-હવાપાણી-વાતાવરણ એવો થાય છે. વળી Whether વાક્યયોગી અવ્યય Conjunction (કૉન્જંક્શન) છે અને Weather નામ Noun છે.

---

*Either-or અને Neither-Norની જોડકાં એકવચનમાં વપરાય છે.

## Words (વર્ડ્ઝ) શબ્દો

Either–or (આઇધર–ઓર) બેમાંથી ગમે તે એક
Neither–nor (નાઇધર–નોર) બેમાંથી એક નહિ
Whether (વેધર) એમ [છે કે કેમ ?
શંકા Doubt (ડાઉટ)
ક્યાયે Anywhere (એનીવ્હેર)
વાડ Hedge (હેજ)
કહેવાય છે Is called (કૉલ્ડ)
ઉપર Above (એબવ) Over (ઓવર) Up (અપ)
નીચે Under (અન્ડર)
ખરચવું Spend (સ્પેન્ડ)
ખચવું Draw (ડ્રૉ) પાડવું ચીતરવું
કસરત Exercise (એક્સરસાઇઝ) [મનોયત્ન
સહેલાઇથી Easily (ઇઝીલી)
આકૃતિ Design (ડીઝાઇન)
કપડું Cloth (ક્લૉથ)
ગણીત Arithmetic (એરીથ- [મેટીક
નવું New (ન્યુ)
જોતુ Find (ફાઇન્ડ) દેખાવું
જાતે Personally (પર્સનલી)

1. હું કે મારો ભાઈ બેમાંથી ગમે તે એક આવશે. Either I or my brother will come (આઇધર આઇ ઓર માઇ બ્રધર વીલ કમ)

2. આ કે પેલી બેમાંથી એકે મને ગમતી નથી I like neither this nor that. (આઇ લાઇક નાઇધર ધીસ નોર ધૅટ)

3. મને શંકા છે કે તમે આવશો કે નહિ. I doubt whether you will come or not. (આઇ ડાઉટ વેધર યુ વીલ કમ ઓર નોટ)

4. પાઠ વાંચી રહ્યા પછી ક્યાંય જતા નહિ. Do not go any where after reading the lesson. (ડુ નૉટ ગો એની વ્હેર આફ્ટર રીડીંગ ધી લેસન)

5 હું મારા બગીચાની આસપાસ એક વાડ કરવા માંગુ છું. I want to make a hedge around my garden. (આઇ વોન્ટ ટુ મેઇક એ હેજ એરાઉન્ડ માઇ ગાર્ડન)

6. આનુ નામ એ મિત્રોની વચ્ચે મિત્રતા કહેવાય. **This is called friendship between two friends.** (ધીસ ઇઝ કૉલ્ડ ફ્રેન્ડશીપ બીટવીન ટુ ફ્રેન્ડસ)

7. આંખો નાકની ઉપર છે અને જીભ દાંતોની વચ્ચે છે. **Eyes are above the nose and the tongue is between the teeth.** (આઇઝ આર એબવ ધી નોઝ એન્ડ ધી ટંગ ઇઝ બીટવીન ધી ટીથ)

8. પેલી ચોપડીઓ ટેબલ નીચે કોણે મૂકી છે? **Who has put those books under the table?** (હુ હેઝ પુટ ધોઝ બુક્સ અંડર ધી ટેબલ?)

9. દસમાંથી ફક્ત પાંચ રૂપીઆ ખરચજો. Spend only five rupees out of ten. (સ્પેન્ડ ઓન્લી ફાઇવ રૂપીઝ આઉટ ઓફ ટેન)

10. કૂવામાંથી પાણી ખેંચવું એ એક સુંદર કસરત છે It is a nice exercise to draw water from a well. (ઇટ ઇઝ એ નાઇસ એક્ષરસાઇઝ ટુ ડ્રો વૉટર ફ્રોમ એ વેલ)

11. મારી બેન સહેલાઈથી કપડા ઉપર ગમે તે આકૃતિ દોરી શકે છે. My sister can easily draw any design on the cloth. (માઈ સીસ્ટર કેન ઇઝીલી ડ્રો એની ડીઝાઇન ઑન ધી ક્લોથ)

12. તમારા નવા ગણીતમાં કેટલા મનોયત્નો છે? How many exercises are there in your new Arithmetic? (હાઉ મેની એકસરસાઇઝીસ આર ધેર ઇન યૉર ન્યુ એરીથમેટીક)

13. તમે તેણીને છોકરાઓમાં રમતી જોશો. You will find her playing among the boys. (યુ વીલ ફાઇન્ડ હર પ્લેઇંગ એમંગ ધી બૉય્ઝ)

14. પેટી ટેબલ ઉપર છે, અને સુરજ ઝાડોની ઉપર છે. The box is on the table and the sun is over the trees. (ધી બોક્સ ઇઝ ઓન ધી ટેબલ એન્ડ ધી સન ઇઝ ઓવર ધી ટ્રીઝ)

15. ઉપર જાઓ અને તેને જાતે મળો. Go up and see him personally. (ગો અપ એન્ડ સી હીમ પર્સનલી)

---

## Lesson 48 : પાઠ ૪૮ મો

## Ever (એવર) Never (નેવર)

**Ever** ના ગુજરાતીમાં ઘણા અર્થ થાય છે. મોટે ભાગે **કદાપી-કદીના** અર્થમાં એ વાક્યમાં વપરાય છે. જેમકે : તમે કદી સિંહ જોયો છે? Have you ever seen a lion? (હેવ યુ એવર સીન એ લાયન ?)

વળી Ever **આખર સુધી-હંમેશને માટે** Always (ઑલવેઝ)ના અર્થમાં પણ કેટલીક વાર વપરાય છે. જેમકે : તેમનો પ્રેમ જીવનના અંત સુધીનો છે. Their love is everlasting. (ધેર લવ ઇઝ એવરલાસ્ટીગ) હુ હંમેશાં તૈયાર જ છુ. I am ever ready. (આઇ એમ એવર રેડી) તે હંમેશને માટે માંદો રહેવાનો. He will remain ill for ever. (હી વીલ રીમેઇન ઇલ ફોર એવર)

વળી Ever કોઈ કોઈ વાર **હમેશ મુજબનો** As Usual (એઝ યુઝવલ)ના અર્થમાં વપરાય છે. જેમકે : તે હંમેશ મુજબ હોંશિયાર છે. He is clever as ever. (હી ઇઝ ક્લેવર એઝ એવર)

Never નો અર્થ **કદી નહિ-કદાપી નહિ** થાય છે. જેમકે : હું તેના શબ્દો ઉપર કદાપી પણ વિશ્વાસ મૂકતો નથી. I never trust his words. (આઇ નેવર ટ્રસ્ટ હીઝ વર્ડ્ઝ) તમારે ત્યાં કદી જવું જોઈએ નહિ. You should never go there. (યુ શુડ નેવર ગો ધેર)

## Words (વર્ડઝ) શબ્દો

રાંધવું Cook (કુક)
કોશીષ કરવી Try (ટ્રાઇ)
કાંઈ Anything (એનીથીંગ)
કદી Ever (એવર)
કદી નહિ Never (નેવર)
રોટલો–રોટલી Bread (બ્રેડ)
તક Opportunity (ઓપોર-
ચ્યુનીટી Chance (ચાન્સ)
સેકવું Bake (બેઇક)
પણ Even (ઈવિન)
બાળવું Burn (બર્ન)
માછલી Fish (ફીશ)
પકડવું Catch (કેચ)
જાળ નાખવી To cast a net
(ટુ કાસ્ટ એ નેટ)
નદી River (રીવર)
સરોવર Lake (લેઇક)
સમુદ્ર Sea (સી)
તળાવ Pond (પૉન્ડ)
ભૂશિર Cape (કેઇપ)
અખાત Bay (બે)
હજુ સુધી Still (સ્ટીલ)
બદલવું Change (ચેઇન્જ)
મગજ Mind (માઇન્ડ)
ટેકરી Hill (હીલ)
ઉતરવું Descend (ડીસેન્ડ)
ચઢવું Ascend (એસેન્ડ)

ઘોડે બેસવું Mount (માઉન્ટ)
રજુ કરવું Present (પ્રેઝન્ટ)
હાજર થવું [ (સર્ટીફીકેટ)
પ્રમાણપત્ર Certificate
દાખલ કરવો Admit (એડમીટ)
સિવાય Without (વીધાઉટ) વગર
કારકુન Clerk (કલાર્ક)
તરીકે As (એઝ) [ (એપૉઇન્ટેડ)
નીમણુંક થઈ Was appointed
આવતી Next (નેકસ્ટ)
સભા Meeting (મીટીંગ)
ભાષણ Lecture (લેકચર)
ગોઠવવું Arrange (એરેન્જ)
મદદ કરવી Assist (એસીસ્ટ)
પર્વત Mountain (માઉન્ટન)
ગુફા Cave (કેઇવ)
મીજલસ Party (પાર્ટી)
માલ Goods (ગુડઝ)
બંદર Port (પોર્ટ)
ફરજો Duties (ડયુટીઝ)
લાવવું Bring (બ્રીંગ)
હાજરી આપવી Attend (એટેન્ડ)
ધ્યાન આપવું Attend to (એટેન્ડ ટુ)
માંદગી Sickness (સીકનેસ)
ને લીધે On account of
(ઑન એકાઉન્ટ ઑફ)
અશક્ત Unable (અનેબલ)

1. તમે કદી કાંઈ રાંધવાની કોશીષ કરી જોઈ છે? Have you ever tried to cook anything? (હેવ યુ એવર ટ્રાઈડ ટુ કુક એનીથીંગ?)

2. ના, મને કદી એક રોટલી પણ શેકવાની તક મળી નથી. No, I never got an opportunity to bake even a bread. (નો, આઇ નેવર ગૉટ એન ઑપોરચ્યુનીટી ટુ બેઈક ઈવન એ બ્રેડ)

3. જુઓ, એ બળી જાય છે. Look, it is burning. (લુક, ઇટ ઇઝ બર્નીંગ)

4. માછલી પકડવા માટે નદીમાં જાળ નાંખો, Cast a net into the river to catch the fish. (કાસ્ટ એ નેટ ઇન-ટુ ધી રીવર ટુ કેચ ધી ફીશ)

5. હજુ પણ તમને તમારા મગજના વિચારો બદલવાનો સમય (તક) છે. Still you have a chance (time) to change your mind. (ideas) [સ્ટીલ યુ હેવ એ ચાન્સ (ટાઇમ) ટુ ચેઇન્જ યૉર માઇન્ડ (આઈડીઆઝ)]

6. ટેકરી ઉપરથી નીચે ઉતરો અને ઘોડા ઉપર બેસો. Descend the hill and mount the horse. (ડીસેન્ડ ધી હીલ એન્ડ માઉન્ટ ધી હોર્સ)

7. પ્રમાણપત્ર રજુ કર્યા વગર હું તમારા છોકરાને મારી નિશાળમાં દાખલ કરી શકીશ નહિ. I cannot admit your son to my school without a certificate. (આઇ કેનનૉટ એડમીટ યૉર સન ટુ માઈ સ્કુલ વીધાઉટ એ સરટીફીકેટ)

8. નિશાળમાં કારકુન તરીકે મારી નિમણુંક થઈ. I was appointed as a clerk in the school. (આઇ વૉઝ એપોઇન્ટેડ એઝ એ કલાર્ક ઇન ધી સ્કુલ)

9. હું આવતી સભામાં તમારું ભાષણ ગોઠવું ? May I arrange for your lecture in the next meeting ? (મે આઈ એરેન્જ ફૉર યૉર લેક્ચર ઇન ધી નેક્સ્ટ મીટીંગ?)

10. મને ટેકરી ઉપર ચઢવાને મદદ કરો. Assist me to climb the hill. (ઍસીસ્ટ મી ટુ ક્લાઇમ્બ ધી હીલ)

11. પર્વત ઉપર ચઢો અને તમને નદીની પાસે એક ગુફા દેખાશે. Ascend the mountain and you will find a cave beside the river. ( એસેન્ડ ધી માઉન્ટન એન્ડ યુ વીલ ફાઇન્ડ એ કેવ્વ બીસાઇડ ધી રીવર )

12. ગઈ કાલે તમે મીજલસમાં હાજર હતા ? Were you present in the party yesterday ? ( વેર યુ પ્રેઝન્ટ ઇન ધી પાર્ટી યસ્ટરડે ? )

13. ના, હું તેમાં મારી માંદગીને લીધે હાજર રહી શકવા અશક્ત હતો. No, I was unable to attend it on account of my sickness. (નો, આઇ વોઝ અનેબલ ટુ એટેન્ડ ઇટ ઑન એકાઉન્ટ ઑફ માઈ સીકનેસ)

14. માલ બંદર પર લાવવાની તમારી ફરજ ઉપર હમેશા ધ્યાન આપો. Always attend to your duty to bring the goods to the port. (ઑલવેઝ એટેન્ડ ટુ યૉર ડ્યુટી ટુ બ્રીન્ગ ધી ગુડઝ ટુ ધી પોર્ટ)

15. યમુના નદી છે, માન સરોવર છે, મલાવ તળાવ છે, અને ભૂમધ્ય સમુદ્ર છે, Yamuna is a river, Man is a lake, Malao is a pond and the Mediterranean is a sea. (યમુના ઇઝ એ રીવર, માન ઇઝ એ લેઇક, મલાવ ઇઝ એ પૉન્ડ એન્ડ ધી મેડીટરેનીઅન ઇઝ એ સી)

16. આજે મે ભૂગોળમાં બંગાળાના અખાતથી માંડી કન્યાકુમારી ભૂશિર સુધી વાચ્યું છે. I have read to-day from the Bay

cf Bengal to the Cape of Comorin in geography (આઈ હેવ રેડ ફ્રન્ડે ફ્રોમ ધી બે ઑફ બેન્ગોલ ટુ ધી કેઇપ ઑફ કોમોરીન ઈન જ્યોગ્રફી)

---

## Lesson 49 : પાઠ ૪૯ મો

### So-Such

**So** (સો) **તેથી તેમ,** આમ–આ–પ્રમાણે–એટલે વગેરે એના જુદા જુદા વપરાશ પ્રમાણે જુદા જુદા અર્થ થાય છે. તેણે વાંચ્યુ નહિ તેથી તે પાસ થઈ શક્યો નહિ. He did not read so he could not pass. આ વાક્યમાં so ને બદલે Therefore પણ મૂકી શકાય છે. બંને શબ્દના ઉપયોગ અને અર્થ એકસરખા જ છે. આ વાક્યમાં so નો ઉપયોગ Conjunction ઉભયાન્વયી અવ્યય તરીકે છે.

તે એવું છે (એમ છે) It is so આ વાક્યમા So ક્રિયાપદનો વધારો બતાવી Adverb ક્રિયાવિશેષણ અવ્યય તરીકે વપરાયુ છે. તે એટલું બધુ ખરાબ છે, કે મને પસદ પડી શકતુ નથી. It is so bad that I cannot like it. આ વાક્યમા So વિશેષણ bad નો વધારો બતાવે છે. મેં આવો સારો છોકરો કદી જોયો નથી. I have never seen so good a boy.

**Such** (સચ) **એવું–એવો–એટલો :** વગેરે એનો અર્થ થાય છે એવો સારો છોકરો Such a good boy એને બદલે So good a boy પણ લખી શકાય છે. Such એ દર્શક વિશેષણ છે, અને તે નામની આગળ અથવા તો વીશેષણની આગળ પણ આવે છે. જેમકે: I have never seen **such a picture** અથવા તો I have never seen **such a beautiful picture.** (આઈ હેવ નેવર સીન સચ એ બ્યુટીફુલ પીક્ચર)

**સૂચના :** એ ધ્યાનમાં રાખવું કે A આર્ટિકલ હમેશાં Such ની પછી આવે છે. **A** such boy કદાપી બોલાતુ કે લખાતું નથી પરંતુ Such a boy લખાય કે બોલાય છે, અને So વાક્યમા વાપર્યું

તો A આર્ટીકલ નામની અગાઉ લાગે છે. જેમકે: આવો સારો છોકરો So good a boy. (સો ગુડ એ બૉય)

So ને બદલે too નો વપરાશ પણ આજકાલ અંગ્રેજીમાં વધી પડયો છે. જેમકે: તે એવો સારો માણસ છે, કે કદાપી જુઠું બોલે નહિ. He is so good a man that he will not tell a lie. અથવા He is too good a man to tell a lie. (હી ઇઝ ટુ ગુડ એ મેન ટુ ટેલ એ લાઇ)

Such કોઈ કોઈવાર સર્વનામ તરીકે પણ વાકયમાં વપરાય છે. જેમકે: તે પ્રમાણિક માણસ છે, અને એક પ્રમાણિક માણસ તરીકે અમે તેના વખાણ કરીએ છીએ. He is an honest (ઓનેસ્ટ) man and as such we praise (પ્રેઇઝ) him.

## Words (વર્ડઝ) શબ્દો

| | |
|---|---|
| અભિમાની Proud (પ્રાઉડ) | વિરૂદ્ધ Against (અગેઈન્સ્ટ) |
| જબરી Great (ગ્રેઇટ) | આશરે Nearly (નીઅરલી) |
| ખોટ Loss (લૉસ) | About (એબાઉટ) |
| ઢીલો Loose (લુઝ) | વારસો Fortune (ફૉરચ્યુન) |
| પસંદ કરવું Prefer (પ્રીફર) | મગજ ગુમાવવું To Lose head. (ટુ લુઝ હેડ) |
| ચોર Thief (થીફ) | દીલ-મન Mind (માઇન્ડ) |
| લૂંટવું Rob (રૉબ) | નજર Sight (સાઇટ) |
| વેર લેવું Avenge (એવેન્જ) | |
| હૃદય Heart (હાર્ટ) | |

1. તમે એટલા બધા મોડા થયા છો, કે ગાડી પકડી શકશો નહિ. You are so late that you cannot catch the train. (યુ આર સો લેઇટ ધેટ યુ કેન નૉટ કેચ ધી ટ્રેઇન) અથવા You are too late to catch the train.

2. તાપ એટલો બધો પડે છે કે આપણે બહાર જઇ શકીએ નહિ. It is so hot that we cannot go out. (ઇટ ઇઝ

સો હૉટ ધૅટ વી કેનનૉટ ગો આઉટ) અથવા It is too hot for us to go out.

3. આવો અભિમાની માણસ મેં મારી જીંદગીમાં જોયો નથી. I have never seen such a proud man in my life. (આઇ હેવ નેવર સીન સચ એ પ્રાઉડ મેન ઇન માઈ લાઇફ)

4. ખરેખર, આ વેળા મને જબરી ખોટ આવી ગઈ છે. Really, this time I am in a great loss. (રીઅલી, ધીસ ટાઇમ આઇ એમ ઇન એ ગ્રેઇટ લૉસ)

5. તમો આવો ઢીલો ડગલો પહેરવો કેમ પસંદ કરો છો? Why do you prefer to wear such a loose coat? (વ્હાય ડુ યુ પ્રીફર ટુ વેર સચ એ લુઝ કોટ?)

6. ચોરે મને રસ્તામાં લુંટી લીધો. A thief robbed me on the way. (એ થીફ રોબ્ડ મી ઑન ધી વે)

7. મને તેની ઉપર વેર વાળવાનો કોઈ રસ્તો જડતો નથી I cannot find any way to avenge him. (આઇ કેનનૉટ ફાઇન્ડ એની વે ટુ એવેન્જ હીમ)

8. તમારા હૃદયની (અતરાત્માના અવાજની) વિરૂદ્ધ તમે કંઇ પણ કબુલતા નહિ Do not agree to anything against your heart. (ડુ નૉટ એગ્રી ટુ એનીથીગ અગેઇન્સ્ટ યૉર હાર્ટ)

9. તેને આશરે દશેક હજારનો વારસો મળ્યો એટલે મગજ ગુમાવ્યું. He lost his head on account of receiving a fortune of nearly ten thousand. (હી લૉસ્ટ હીઝ હેડ ઑન એકાઉન્ટ ઑફ રીસીવીંગ એ ફોરચ્યુન ઑફ નીઅરલી ટેન થાઉઝન્ડ)

10. મને લાગે છે કે એનુ મગજ ખસી ગયુ છે. It seems to me that he has lost his head. (ઇટ સીમ્સ ટુ મી ધૅટ હી હેઝ લૉસ્ટ હીઝ હેડ)

11. જે નજરથી દૂર તે દીલથી દૂર. Out of sight is out of mind. (આઉટ ઑફ સાઇટ ઇઝ આઉટ ઑફ માઇન્ડ)

## Lesson 50 : પાઠ ૫૦ મો

### On-Upon-while-Within-Between-Amidst

**On** અને **Upon** : આ બન્નેના અર્થ લગભગ સરખા હોવા છતાં વપરાશ એકસરખો નથી. ચોપડી ટેબલ ઉપર છે. A book is on the table એમ કહેવાય પણ upon the table કહેવાય નહિ. એજ પ્રમાણે : તે દુધ ઉપર જીવે છે. He lives **on milk** એમ કહેવાય છે. એજ પ્રમાણે He lives upon milk કહેવાય નહિ. એજ પ્રમાણે Come on, Go on વગેરે બોલાય ત્યાં Come upon કે Go upon વપરાતું નથી.

**On** અને **while** (વ્હાઇલ) : એ બંનેનો અર્થ જ્યારે **દરમ્યાન**—**ની સાથે જ** એવો અર્થ થાય ત્યારે એ બંનેની સાથે (જીરન્ડ) વપરાય છે. જેમકે : ઘરમાં પ્રવેશતાં જ (પ્રવેશતાંની સાથે જ) તેણે ગાળ દેવી શરૂ કરી. On entering the house, he began to abuse (ઑન એન્ટરીંગ ધી હાઉસ, હી બીગેન ટુ એબ્યુઝ) સીનેમામાં જતાં તે અમને મળ્યો. While going to Cinema, he met us. (વ્હાઇલ ગોઇંગ ટુ સીનેમા, હી મેટ અસ) પહેલા વાકયમા on ની જગ્યાએ while વાપરી શકાય છે, પણ બીજા વાકયમા while ની જગ્યાએ on કદી વપરાતુ નથી. On entering માં ઘરમાં દાખલ થવાની ક્રિયા પૂરી થઇ ગઇ હોય એવો અર્થ રહેલો છે. જ્યારે While entering કે while going માં ક્રિયા ચાલુ હોય, થતી હોય એવો અર્થ રહેલો છે. ખૂબ મહાવરાથી આ ફેર માલમ પડે છે. વળી બે વિરોધી તત્વોની તુલના—સરખામણી કરવા માટે પણ While નો ઉપયોગ થાય છે. જેમકે : એ લાંબો છે, જ્યારે તેનો ભાઈ ઠુંઠો છે. He is tall while his brother is short. (હી ઇઝ ટોલ વ્હાઇલ હીઝ બ્રધર ઇઝ શોર્ટ)

**Within** (વીધીન) : અમુક ચોક્કસ **મુદત પહેલાં—મુદત દરમ્યાનમાં** એવો અર્થ બતાવે છે. તે આઠ દિવસમાં પૂરૂ થશે. It will be completed (કમ્પ્લીટેડ) within a week. અહી Within ની

જગાએ During (ડ્યુરીંગ) કદાપી વાપરી શકાતું નથી. પરંતુ રજાના દિવસોમાં હું મુંબઈ જવાનો છું. I am to go to Bombay during the holidays વાપરી શકાય છે. આ વાક્યમાં Within વાપરી શકાતુ નથી. ખાસ કરીને Within અમુક ચોક્કસ મુદતની અંદર બતાવે છે, જ્યારે during અમુક અચોક્કસ મુદતની અંદરનો અર્થ બતાવે છે.*

**Between (બીટવીન) :** વચ્ચેનો અર્થ બતાવે છે. તમારી અને મારી વચ્ચેની આ ખાનગી બાબત છે. This is a private affair (એફેર) between you and me.

**Amidst (અમીડસ્ટ) :** એનો પણ અર્થ વચ્ચે થાય છે. જેમકે : ભય અને મુશ્કેલીઓ વચ્ચે......Amidst danger and difficulties (અમીડસ્ટ ડેન્જર એન્ડ ડીફીકલ્ટીઝ)......વટાવીને-સામનો કરીને એવા સવિશેષ અર્થમા આવે છે.

## Words (વર્ડ્ઝ) શબ્દો

રજા Vacation (વેકેશન)
દરમ્યાન During (ડ્યુરીંગ)
વડ Banyan (બનીયન)
વચ્ચે Across (એક્રોસ) આડે
હાંકવું Drive (ડ્રાઇવ)
ખોટી Wrong (રૉન્ગ)
નુકસાનકારક Injurious (ઇન્જ્યુરીઅસ)
હદ Limit (લીમીટ)
પૈડું Wheel (વ્હીલ)
ઠેકાણા વગરનુ Out of order (આઉટ ઓફ ઓર્ડર)
છ માસિક Terminal (ટર્મિનલ)
પરીક્ષા Examination (એકઝામીનેશન)
પૂરી થઈ Is over (ઓવર)
માસીક Monthly (મન્થલી)
પગાર Pay (પે)
વર્તમાનપત્ર Newspaper [ન્યુઝપેપર]
અઠવાડીક Weekly (વીકલી)
પસાર થવું Pass (પાસ)
રસ્તો Way (વે)
નાસીપાસ Disappointed (ડીસએપોઇન્ટેડ)
ઓળખવુ Recognize (રેકગનાઇઝ)
મંજુર થવું To be recognized

*કોઈ કોઈ વાર આવી જગાએ meanwhile નો ઉપયોગ પણ થાય છે

૧. નિશાળે જતાં હું તેને મળીશ. I shall meet him while going to school. (આઇ શેલ મીટ હીમ વ્હાઇલ ગોઇંગ ટુ સ્કુલ)

૨. મે વેકેશનમાં તમે ક્યાં જવા ઇચ્છા ધરાવો છો? Where do you wish to go during the May vacation? (વ્હેર ડુ યુ વીશ ટુ ગો ડયુરીંગ ધી મે વેકેશન)

૩. હું બોલતો હતો એ દરમ્યાન તે આવી લાગ્યો. He came while I was speaking. (હી કેઇમ વ્હાઇલ આઇ વૉઝ સ્પીકીંગ)

૪. બે વડના ઝાડ અમારી શેરીની વચ્ચે છે. There are two Banyan trees across our street (ધેર આર ટુ બનીયન ટ્રીઝ એક્રોસ અવર સ્ટ્રીટ)

5. તે મારા હાથ નીચે નોકરી કરે છે. He is serving under me. (હી ઇઝ સર્વીંગ અન્ડર મી)

6 તમે તમારી ગાડી ખોટી બાજુએ હાંકો છો. You are driving your car on the wrong side. (યુ આર ડ્રાઇવીંગ યૉર કાર ઑન ધી રોન્ગ સાઇડ)

7. હદ બહાર ખાવું એ નુકસાનકારક છે. It is injurious to eat beyond limit. (ઇટ ઇઝ ઇનજ્યુરીઅસ ટુ ઇટ બીયોન્ડ લીમીટ)

૮. તમારી ગાડીનું એક પૈડું ઠેકાણા વગરનું હોવું જોઈએ. One of the wheels of your car must be out of order. (વન ઑફ ધી વ્હીલ્સ ઑફ યૉર કાર મસ્ટ બી આઉટ ઑફ ઓર્ડર)

૯. મારી ૭ માસીક પરીક્ષા ખલાસ થઈ ગઈ. My terminal examination is over. (માઈ ટર્મીનલ એકઝામીનેશન ઇઝ ઓવર)

10. મારો માસીક પગાર હવે મને જોઈએ. I must have my monthly pay now. (આઈ મસ્ટ હેવ માઇ મન્થલી પે નાઉ)
11. મુંબઈ સમાચાર અઠવાડીક વર્તમાનપત્ર છે. The Bombay Samachar is a weekly newspaper. (ધી બૉમ્બે સમાચાર ઇઝ એ વીકલી ન્યુઝપેપર)
12. આ રસ્તે થઈને પસાર થશો નહિ. Do not pass by this way. (ડુ નોટ પાસ બાઇ ધીસ વે)
13. આખરે હું નાસીપાસ (હતાશ) થયો. At last I am disappointed. (ઍટ લાસ્ટ આઇ એમ ડીસએપોઇન્ટેડ)
14. તમે મને ઓળખી શકો છો? Can you recognize me? (કેન યુ રેકગનાઈઝ મી?)
15. અમારી નિશાળ (સરકારમા) મંજુર થએલી છે. Our school is recognized. (અવર સ્કુલ ઇઝ રેકગનાઈઝડ)

---

## Lesson 51 : પાઠ ૫૧ મો

## Before-For-Since-Ago-Till Until-Unless-As long as

**Before** (બીફોર) અગાઉ-પહેલાં-પૂર્વે : અમુક સમય પહેલાંનો અર્થ બતાવે છે. એ અવ્યય તરીકે વાકયમા વપરાય છે. (૧) મેં તમને અગાઉ દીઠા છે. I have seen you before. (Adverb ક્રિયા-વિશેષણ અવ્યય તરીકે). (૨) તમે આવી પહોચ્યાં તે પહેલાં વરસાદ વરસ્યો હતો. It had rained before you arrived here. (ઉભયા-વયી Conjunction) તરીકે (૩) ભિખારી દરવાજા આગળ ઉભો હતો. The beggar stood before the gate. (અવ્યય Preposition તરીકે) કોઈ કોઈવાર beforeની જગાએ **During** વપરાય છે. જેમકે : હું તમને આવતા અઠવાડિયા પહેલા લખીશ. I shall write to you before the next week. (During this week)

For (ફૉર) માટે, સુધી-થયા-અમુક-ચોક્કસ ઠરાવેલી મુદત પુરી થાય તે પહેલાં નહિ એવો અર્થ બતાવે છે. જેમકે : હું હજી એક અઠવાડિયા સુધી સુરત છોડી જવાનો નથી. I am not leaving Surat for a week yet. એને બદલે આ વાક્યમાં untilનો ઉપયોગ પણ આમ થઈ શકે છે. I am not leaving Surat until a week has passed. For નો અર્થ માટે કે સારૂ થાય ત્યાં એ preposition થાય છે. જેમકે : For me મારે માટે. વળી કોઈ કોઈવાર બે વાક્યની વચ્ચે for ઉભયાન્વયી અવ્યય conjunction તરીકે પણ વપરાય છે. ત્યારે એનો અર્થ કારણ કે because થાય છે. જેમકે : તે ખીજવાઈ ગયો કારણ કે તે બહુ માંદો હતો. He became angry for he was very ill. (હી બીકેઇમ એન્ગ્રી ફૉર હી વૉઝ વેરી ઇલ)

Since : (સીન્સ)-થી ત્યારથી : અમુક અચોક્કસ વખત બતાવવો હોય ત્યાં વપરાય છે. જેમકે : ઘણાં લાંબા વખતથી આપનો એકે પત્ર મળ્યો નથી. Received no letter from you since a very long time has passed. પરંતુ જો અમુક માસ, દિવસ કે વરસ એક ચોક્કસ મુદત Duration of time વાક્યમાં બતાવવો હોય તો for વપરાય છે. જેમકે : છેલ્લા બે માસથી તમારો એકે કાગળ મળ્યો નથી Received no letter from you for the last two months past. (રીસીવ્ડ નો લેટર ફ્રોમ યુ ફૉર ધી લાસ્ટ ટુ મન્થ્સ પાસ્ટ)

તે ઘણા દિવસથી ગેરહાજર છે. આ અર્થ બતાવવા since વપરાતું નથી પણ for વપરાય છે. He has been absent for many days. પરંતુ...જ્યારથી તે માંદો હતો ત્યારથી ખોરાક લેતો નથી. આ વાક્યમાં since આવે. He has not been taking food since he has been ill. Since પછી point of time બતાવનાર શબ્દો આવે, તે ઉપરાંત આગળના ક્રિયાપદમાં is ને બદલે has been

વપરાય છે. since પછી ઉપવાક્ય આવે તો is કાયમ રાખવો. જેમકે: (1) He has been working in this firm since 1920 A. D. (2) It is five months since he went to Poona (Since he has gone લખાતું નથી. એમ લખવાથી Since નો અર્થ Because થાય છે.)

સૂચના : એટલું યાદ રાખો કે Sinceના ઉપયોગ પછી Point of time અમુક અચોક્કસ મુદત કે વખત બતાવનાર વાક્ય કે (ફ્રેઝ) Phrase આવે છે જ્યારે for ની પછી અમુક ચોક્કસ મુદત આવે છે. નિશાળ બંધ થઈ ત્યારથી .....Since the school closed. લડાઇ શરૂ થઈ ત્યારથી......Since the war began આ વાક્યોમાં અમુક ચોક્કસ કયા દિવસથી...તે જણાવ્યું નથી પણ મોઘમ-બાંધે ભારે વાત કરી છે; જ્યારે છેલ્લા બે વરસથી તે માંદો છે. He is ill for the last two years. એ વાક્યમાં બે વરસ એમ ચોક્કસ મુદત બતાવવામાં આવી છે.

Ago (એગો) અગાઉ, અમુક વખતની ઉપર : પાંચેક વરસની વાત ઉપર. About five years ago. બે દિવસ ઉપર Two days ago. જો આ વાક્યમાં Ago ની જગ્યાએ Since નો ઉપયોગ કરવો હોય તો વાક્યમાં ઉલટાવવું પડે છે. જેમકે : બે વરસ ઉપર (અગાઉ) મને તે મુંબઈમાં મળ્યો હતો Two years ago he met me in Bombay. એને ફેરવીને It is two years since he met me in Bombay.

સૂચના : Ago વાપરીએ ત્યારે વર્તમાનકાળથી ગણતા ભૂતકાળમાં જઇએ, અને Since વાપરીએ ત્યારે ભૂતકાળથી ગણતા ચાલુ વખત વર્તમાનકાળ સુધી આવીએ છીએ.

પહેલા-અગાઉના અર્થમાં Ago વપરાય ત્યારે તે શબ્દની પછી-છેડે આવે છે, જ્યારે Before શબ્દની અગાઉ-પહેલાં આવે છે. જ્યાં પહેલાં શબ્દ પછી વાક્યમાં ભવિષ્યકાળ આવે ત્યાં before

વપરાય ને ભૂતકાળ આવે ત્યાં Ago વપરાય. Before, since માફક point of time દર્શાવનારા શબ્દની પૂર્વે વપરાય છે. જેમકે : દશમી જુન પહેલાં. Before the tenth of June. દીવાળી પહેલાં. Before Diwali. પણ બે મહીના પહેલા—કે બે મહીનામાં એ વાક્યનો તરજુમો Before two months નહિ થાય પરંતુ In two months કે Within two months એમ થાય છે. હું પાંચ વરસ પહેલાં તમારી નિશાળમાં શિક્ષક હતો. આ વાકયમાં **પહેલાં** શબ્દ પછી હતો, ભૂતકાળ છે માટે Ago વપરાય. Five years ago, I was a teacher in your school.

**Till (ટીલ) જ્યાં સુધી** : એની પછી પણ અમુક ચોક્કસ વખત બતાવનાર Duration of time શબ્દ કે વાક્ય વપરાય છે. જેમકે : Till December, Till evening, Till he died, Till I return વગેરે.

**Until (અન્ટીલ) જ્યાં સુધી નહિ**: એ Till ના અર્થમાં ફક્ત નકારવાચકનો વધારો બતાવે છે. જેમકે : તમે જ્યાં સુધી સખત અભ્યાસ કરશો નહિ ત્યા સુધી પાસ થઈ શકશો નહિ. Until you study hard, you cannot pass. આજ વાકયમાં Unless (અનલેસ) પણ વાપરી શકાય છે જેમકે : You cannot pass unless you study hard.

**As long as (એઝ લોંગ એઝ)** : એની પછી Duration of time અમુક મુદત દરમ્યાનનો અર્થ બતાવનારા શબ્દો કે વાક્ય આવે છે. જેમકે : તમે જ્યાં સુધી જીવશો ત્યા સુધી મને યાદ કરશો. You will remember me as long as you live.

જ્યારે Principle અને Adverbial (વાક્ય ને ઉપવાક્ય) બંને Clauses મા નકાર આવે ત્યારે Adverbial clause માંથી not કાઢી નાંખી till કે as long as ન વાપરતાં until વાપરવો.

કારણ કે એનો અર્થ ત્યાં સુધી નહિ એવો થાય છે. એટલે કે : **જ્યાં સુધી આમ નહિ કરો ત્યાં સુધી આમ નહિ થાય.** એવો ભાવાર્થ હોય ત્યાં until વપરાય છે. જેમકે : You will not be happy, until you give up drinking. (યુ વીલ નૉટ બી હેપી, અન્ટીલ યુ ગીવ અપ ડ્રીન્કીંગ)

પરંતુ જ્યારે માત્ર Adverbial clause માં નકાર હોય ને Principal clauseમાં નકાર નહિ હોય ત્યારે તો as long as... not જ વાપરવો. એટલે કે : **જ્યાં સુધી આમ નહિ કરો ત્યાં સુધી આમ થશે-બનશે.** એવો ભાવાર્થ બતાવે તો until નો ઉપયોગ કરવો નહિ. જેમકે : You will remain happy as long as you do not spoil your character. (યુ વીલ રીમેઇન હેપી એઝ લૉન્ગ એઝ યુ ડુ નૉટ સ્પૉઇલ યૉર કેરેક્ટર)

ઘણો લાંબો વખત સુચવવા માટે as long as અને થોડા વખત માટે till વપરાય છે. જેમકે : as long as he lives, till he comes, up to the time ને માટે till, for the timeને માટે as long as; અને before the timeને માટે until વપરાય છે.

## Words (વર્ડ્ઝ) શબ્દો

છેલ્લા Last (લાસ્ટ)
ગેરહાજર Absent (એબસન્ટ)
સખત મહેનત કરવી To work hard (ટુ વર્ક હાર્ડ)
નિસાસા નાખવા Sigh (સાઇ)
ચોરો Thieves (થીવ્ઝ)
આવી પહોંચવું Arrive (એરાઇવ)
ઉતાવળ કરવી Hurry (હરી)
ધરતીકંપ Earthquake (અર્થક્વેક)
સંભારવું Remember (રીમેમ્બર)
માગણી કરવી Demand (ડીમાન્ડ)
વારંવાર So often (ઑફન)
છાપવું છપાવું Print (પ્રીન્ટ)
હાલ Now-a days (નાઉ એ ડેઇઝ)
વાર્ષિક Annual (એન્યુઅલ)
બેસવુ Appear (એપીઅર)
આગલા Previous (પ્રીવીઅસ)
Late (લેઇટ) ભૂતપૂર્વ -મરહુમ

ભલામણ Recommendation (રેકમેન્ડેશન)
માધ્યમીક Middle (મીડલ)
મંજુર કરવી Sanction(સેન્કશન)
ઇનામનો મેળાવડો Prize distribution (પ્રાઇઝ ડીસ્ટ્રીબ્યુશન)
આથી Hereby (હીઅરબાઇ)
ભલામણ કરવી Recommend

1. છેલ્લા છ મહિનાથી હું આ વર્તમાનપત્રોમા લખતો આવ્યો છું. **I have been writing in this newspaper for the last six months.** (આઇ હેવ બીન રાઇટીંગ ઇન ધીસ ન્યુઝપેપર ફૉર ધી લાસ્ટ સીક્સ મન્થ્સ)
2. તે પંદર દિવસથી ગેરહાજર રહે છે. **He has been absent for fifteen days.** (હી હેઝ બીન એબસન્ટ ફૉર ફીફ્ટીન ડેઇઝ)
3. તે પંદરમી જાન્યુઆરીથી ગેર હાજર રહે છે. **He has been absent since the 15th of January.** (હી હૅઝ બીન એબ્સન્ટ સીન્સ ધી ફીફ્ટીન્થ ઑફ જાન્યુઆરી)
4. મેં તેને ઘણા વર્ષ ઉપર આફ્રીકામાં જોયો હતો. **I saw him in Africa many years ago.** (આઇ સૉ હીમ ઇન આફ્રીકા મેની ઇઅર્સ એગો)
5. પરીક્ષા પાસ કરતાં સુધી તમારે સખત મહેનત કરવી જોઇએ. **You must work hard till you pass.** (યુ મસ્ટ વર્ક હાર્ડ ટીલ યુ પાસ)
6. તે મરશે ત્યાં સુધી નિસાસા નાખશે. **He will sigh till he dies.** (હી વીલ સાઇ ટીલ હી ડાઇઝ–અથવા– till his death ટીલ હીઝ ડેથ)
7. ચોરો નાસી ગયા પણ પોલીસ આવી નહિ. **The thieves ran away but the police did not arrrive.** (ધી થીવ્ઝ રેન અવે બટ ધી પોલીસ ડીડ નૉટ એરાઇવ)
8. તમે ઉતાવળ નહિ કરો તો મોડા થશો. **You will be late unless you hurry up.** (યુ વીલ બી લેઇટ અનલેસ યુ હરી અપ)

9. આ સવારથી તમારી રાહ જોઈએ છીએ. We have been waiting for you since morning. (વી હેવ બીન વેઇટીંગ ફૉર યુ સીન્સ મોર્નીંગ)

10. તે દસ દિવસથી માંદો છે. He has been ill for ten days. (હી હેઝ બીન ઇલ ફૉર ટેન ડેઇઝ)

11. બે વરસ ઉપર હિંદુસ્તાનમા ધરતીકંપ થયો હતો. There was an earthquake in India two years ago. (ધેર વૉઝ એન અર્થક્વેક ઇન ઇંડીયા ટુ ઇયર્સ એગો)

12. તમે જ્યાં સુધી જીવશો ત્યાં સુધી મને સભારશો. You will remember me as long as you live. (યુ વીલ રીમેમ્બર મી એઝ લોન્ગ એઝ યુ લીવ)

13. જે ચોપડીને માટે તમે વારવાર માગણી કર્યા કરો છો, તે હાલ છપાતી નથી. The book for which you demand so often is out of print at present. (ધી બુક ફૉર વ્હીચ યુ ડીમાન્ડ સો ઑફ્ન ઇઝ આઉટ ઑફ પ્રીન્ટ ઍટ પ્રેઝન્ટ)

14. તમે આ વરસની વાર્ષિક પરીક્ષામાં કેમ ન બેઠા, વારૂ? Why did you not appear in the annual examination of this year? (વ્હાય ડીડ યુ નૉટ એપીઅર ઇન ધી એન્યુઅલ એક્ઝામીનેશન ઑફ ધીસ ઇઅર)

15. તમારી પાસે આગલા શેઠની કોઈ ભલામણ છે? Have you any recommendation from your previous master? (હેવ યુ એની રેકમેન્ડેશન ફ્રોમ યૉર પ્રીવીઅસ માસ્ટર?)

16. તમારી ચોપડી માધ્યમીક શાળાઓ માટે મંજુર કરવામાં આવી છે, અને આથી ઈનામના મેળવડા માટે વધુ ભલામણ કરી છે. Your book is sanctioned for the middle schools

and hence recommended for prize distribution. (ફૉર બુક પ્રઇઝ સેન્કશન્ડ ફૉર ધી મીડલ સ્કુલ્સ ઍન્ડ હેન્સ રેકમેન્ડેડ ફૉર પ્રાઇઝ ડીસ્ટ્રીબ્યુશન)

---

## Lesson 52 : પાઠ ૫૨ મો

### Difficult Words (ડીફીકલ્ટ વર્ડ્ઝ) અઘરા શબ્દો

ખરેખરી Actual (ઍક્ચ્યુઅલ)
ખરી Real (રીઅલ)
કીંમત Price (પ્રાઇસ)
નસીબ Fate (ફેઇટ)
ચીઠ્ઠી નાખીને By Ballot (બૅલટ)
અજમાવવુ–નક્કી કરવું Decide (ડીસાઇડ)
ઓછામાં ઓછો At least (ઍટ લીસ્ટ)
લાચ આપવી Bribe (બ્રાઇબ)
હંમેશને માટે Forever (ફૉર એવર)
ભાષણ Speech (સ્પીચ) Lecture (લેક્ચર)
વિર્થ સીઇંગ જોવા લાયક Worth seeing
પ્રમુખ President (પ્રેસીડન્ટ)
પતાવવું Clear (ક્લીઅર)
દેવું Debt (ડેટ)
અદા કરવું Defray (ડીફ્રે)
નકામા Unnecessary (અનનેસેસરી)
ખર્ચ Expenses (એક્સપેન્સીસ)
આરોપી Accused (એક્યુસ્ડ)
અરજ કરવી Urge (અર્જ)
માફી આપવી Excuse (એક્સક્યુઝ)
આજીવીકા Living (લીવીંગ)
પેદા કરવું–કમાવું Earn (અર્ન)
જુના વીચારના Orthodox (ઑરથોડોક્સ)
મુર્ખ Idiot (ઇડીઅટ)
વેડફવું Waste (વેઇસ્ટ)
મગજશક્તિ Energy (એનરજી)
ભૂલવું Forget (ફરગેટ)
કીમતી Valuable (વેલ્યુએબલ)
સેવા Services (સર્વીસીસ)

(૧) તમારી મોટર ગાડીની ખરેખરી કીમત શી છે? What is the actual (real) price (પ્રાઇસ) of your motor car? (૨) ચીઠ્ઠી નાખીને આપણાં નસીબ અજમાવવા દો। Let us decide

our fate by ballot. (૩) આ બાબત નક્કી કરવા માટે મને ઓછામાં ઓછો એક કે બે કલાકનો સમય મળવો જોઈએ. I must have an hour or two at least to decide this matter. (૪) તેને લાંચ આપો એટલે તેનું મોઢું હંમેશને માટે બંધ થઈ જશે. Bribe him and his mouth will be closed forever. (૫) ખરેખર તે જોવા લાયક છે Really, it is worth seeing. (૬) હું પ્રમુખનું ભાષણ સાંભળી શક્યો નહિ I could not hear the President's speech. (૭) મારું એમ કહેવું છે. કે પહેલાં તમારું દેવું પતાવો. I say, first clear your debt. (૮) હું એના આવા વારંવાર નકામા ખર્ચ ભરા કરવા તૈયાર નથી. I am not often prepared to defray his such unnecessary expenses. (૯) આરોપીએ ન્યાયાધીશને ફરી એક વાર માફી આપવા અરજ કરી. The accused urged the magistrate to excuse him once again. (૧૦) તે સારી આજીવીકા પેદા કરે છે (કમાય છે) He earns a good living. (૧૧) એ જૂના વિચારના મૂર્ખ સાથે તમે શા માટે મગજશક્તિ વેડફો છો ? Why are you wasting your energy with that orthodox idiot ? (૧૨) હું તમારી કીમતી સેવાઓ કદાપી ભૂલીશ નહિ. I will never forget your valuable services

---

## Lesson 53 : પાઠ ૫૩ મો

### Difficult Words (ડીફીકલ્ટ વર્ડઝ) અઘરા શબ્દો

| | |
|---|---|
| સારી રીતે Already (ઓલરેડી) | સજા થવી To be Sentenced (સેન્ટન્સ્ડ) \| (ઇમપ્રીઝનમેન્ટ) |
| જાણતા હોવું Aware (અવેર) | સજા Imprisonment |
| જક્કી Obstinate (ઓબ્સ્ટીનેઇટ) | સખત સજા Rigorous (રીગોરસ) |
| પકડાવું Arrest (એરેસ્ટ) | |

શહેરીઓ Citizens (સીટીઝન્સ)
હુકમ કાઢવો Issue an order (ઇસ્યુ એન ઓર્ડર)
ખાસ Special (સ્પેશીઅલ)
એકઠા થવું Assemble (એસેમ્બલ)
બાયલો Coward (કાવર્ડ)
આશા રાખવી Expect (એક્સપેક્ટ)
જોઈ તપાસી લેવું Refer (રીફર)
અકાળે Untimely (અનટાઇમ્લી)
કરમાઈ જવું To be faded [ફેડેડ
આવતી Next (નેક્સ્ટ)
ચુંટણી Election (ઇલેક્શન)
તરફેણ Favour (ફેવર)
લલચાવવું Tempt (ટેમ્પ્ટ)
મત આપવો Vote (વોટ)
વોરંટ કાઢવો Issue a warrant (ઇસ્યુ એ વોરંટ)
અંક Issue (ઇસ્યુ)
માસીક Monthly (મન્થ્લી)
સન્જોગો Circumstances (સરકમસ્ટનસીઝ)
સલાહ આપવી Advise (એડવાઇઝ)
નોકરી છોડવી Resign (રીઝાઇન)
જગ્યા Post (પોસ્ટ)
હાજરી Attendance (એટેન્ડન્સ)
નિયમિત Regular (રેગ્યુલર)
ટેવ પાડવી Form a habit (ફોર્મ એ હેબીટ)
નિયમિત થવું To be punctual (ટુ બી પંક્ચ્યુઅલ)
શકયતા Possibility (પોસીબીલીટી) [ઇલેક્ટેડ
ચુંટવું To be elected
ધારાસભા Assembly (એસેમ્બ્લી)

(૧) હું સારી રીતે જાણું છે કે એ જક્કી છે, છતા પણ એને સમજાવવા મારાથી બનતું બધું કરીશ. I am already (well) aware that he is obstinate, yet I shall try my best to make him understand. (૨) આખરે તે પકડાયો ને તેને નવ મહીનાની સખત કેદની સજા થઈ. At last he was arrested and sentenced to nine months rigorous imprisonment. (૩) સીટી મેજીસ્ટ્રેટે શહેરીઓને બે માસ સુધી આઝાદ મેદાનમા એકઠા ન થવાનો ખાસ હુકમ કાઢયો. The city magistrate issued a special order to the citizens

not to assemble in the Azaad Maidan for two months. (૪) આવા બાયલા પાસેથી તમે આ સિવાય બીજી શી આશા રાખો છો? What else do you expect from a coward like this? (૫) આ અઘરા શબ્દોના અર્થ ઘેરથી તમારી ડીક્ષનરીમાં જોઈ લેજો. Refer the meaning of these hard words to your dictionary at home. (૬) અને આમ રોમનું સુંદર ફૂલ(સૌંદર્યરમણી) અકાળે કરમાઈ ગયું. And thus the lovely flower of Rome untimely faded. (૭) આવતી ચુંટણીમા એની તરફેણમાં મત આપવા માટે મને લલચાવવા એ હજુ પણ પ્રયત્ન કરે છે. He is still trying to tempt me to vote in his favour in the next election. (૮) તેણે મારી ઉપર ધરપકડનો વોરંટ કાઢ્યો છે. He has issued a warrant against me. (૯) તમે 'ચાંદ' માસિકનો છેલ્લો અંક જોયો? Did you see the last issue of the monthly magazine 'Chand'? (૧૦) આવા સંજોગોમાં હું તમને તમારી નોકરીનો ત્યાગ કરવાની સલાહ આપું છું. In such circum stances I advise you to resign your post. (૧૧) તે પોતાની હાજરીમાં નિયમિત છે. He is regular in his attendance. (૧૨) તમારે નિયમિત થવાની ટેવ પાડવી જોઈએ. You should form a habit to be punctual. (૧૩) આ વરસે ધારાસભામાં ચૂટાવાની તમારે માટે દરેક શકયતા છે. You have every possibility to be elected this year in the assembly. (૧૪) હું આ વખતે મ્યુનીસીપાલીટીની ચૂંટણીમાં ઉભો રહેવા માંગતો નથી. I am not going to stand in the Municipal election this time.

# Lesson 54 : પાઠ ૫૪ મો

## Difficult Words (ડીફીકલ્ટ વર્ડઝ) અઘરા શબ્દો

શરમાવું To be ashamed (એશેઈમ્ડ)
વર્તણુંક Behaviour (બીહેવીઅર)
ઇચ્છા હોવી Desire (ડીઝાયર)
સાથે આવવું Accompany (એકમ્પની)
છૂપાવવું Conceal (કન્સીલ)
સરકાર Government (ગવર્નમેન્ટ)
ઉપરથી બનવું To be derived (ડીરાઈવ્ડ) from
ઓળખવું Recognize (રેકગ્નાઈઝ)
ધંધો Occupation (ઓક્યુપેશન)
નરમ Humble (હમ્બલ)
ઝનૂની Fierce (ફીઅર્સ)
બનાવટી મોઢાવાળો Masked (માસ્કડ)
બુરખા Veils (વેઇલ્સ)
કુંવારો Bachelor (બેચેલર)
ચુંટી કાઢવું To be selected (સીલેકટેડ)
એક મતે Unanimously (યુનેનીમસલી)
ઓછી કરવી Omit (ઓમીટ)
રકમ Item (આઈટેમ)
હીસાબ Account (એકાઉન્ટ)
શણગારવુ Decorate (ડેકોરેટ)
જાતજાતના Various (વેરીઅસ)
રસ વિનાની Dull (ડલ)
પાક Crop (ક્રોપ)
નાશ પામવું To be destroyed (ટુ બી ડીસ્ટ્રોય્ડ)
હીમ Frost (ફ્રોસ્ટ)

(૧) તેની ખરાબ વર્તણુંક માટે મારે શા માટે શરમાવું જોઇએ? Why should I ashamed of his bad behaviour? (૨) જો તમારી ઇચ્છા હશે તો હું તમારી સાથે આવીશ. If you desire I shall accompany you. (૩) એમાં છૂપાવવા જેવું કંઇ જ નથી. There is nothing to conceal. (૪) રાજ્ય કરવું એ ક્રિયાપદ ઉપરથી રાજ્ય કરનાર સરકાર એ નામ બનેલું છે.

The noun Government is derived from the verb to govern. (૫) કેટલીક વાર માણસને તેના ધંધા ઉપરથી ઓળખી કાઢવો સહેલો થઈ પડે છે. It is easy sometimes to recognize a man from his occupation. (૬) એક નરમ બિલાડી પણ કેટલીકવાર ઝનુની બની જાય છે. Even a humble cat becomes fierce sometimes. (૭) બનાવટી મોઢું પહેરેલા એક માણસે ગામને લૂંટયું. The village was looted by a masked man. (૮) મુસલમાન ઓરત બુરખા (નકાબ) પહેરે છે. Mohamedan ladies wear veils. (૯) કુંવારો હોવાથી તેને એક મતે ચુંટી કાઢવામાં આવ્યો. As he was a bachelor, he was selected unanimously. (૧૦) મારા હીસાબમાંથી તે ખોટી રકમ ઓછી કરો. Omit that wrong item from my account. (૧૧) તેનો શો-રૂમ જાતજાતના ચિત્રોથી શણગારવામાં આવ્યો હતો. His show-room was decorated with various pictures. (૧૨) નાટકની શરૂઆત તદ્દન દમ વિનાની હતી. The beginning of the drama was totally dull. (૧૩) હીમને લીધે બધો પાક નાશ પામ્યો The whole crop was destroyed on account of frost.

---

## Lesson 55 : પાઠ ૫૫ મો

### Difficult Words (ડીફીકલ્ટ વર્ડઝ) અઘરા શબ્દો

| | |
|---|---|
| ફરજ પાડવી Force (ફોર્સ) | તાર Telegram (ટેલીગ્રામ) |
| તાબે થવું Yeild (ઇલ્ડ) | જરૂરી Urgent (અર્જન્ટ) |
| કડવી Bitter (બીટર) | બારીક Critical (ક્રીટીકલ) |
| કઠોર Harsh (હાર્શ) | તક Chance (ચાન્સ) |

આગળ વધવું Advance (એડવાન્સ)
[ (એકોમોડેટ) સમાવવું To accommodate
બદમાશ Rascal (રાસ્કલ)
હેરાન કરી Harassed (હેરેસ્ડ)
ચાલાક Intelligent (ઇનટેલીજન્ટ)
જ્યારે જ્યારે Whenever (વ્હેનેવર)
વચન પાળવું Fulfil (ફુલફીલ)
પ્રવેશ Admission (ઍડમીશન)
રજા Permission (પરમીશન)
કોઈને દેવું હોવું Owe (ઓ)
બાકી નીકળતું Due (ડયુ)

(૧) મને તાબે થવાની ફરજ પાડવામાં આવી. I was forced to yeild. (૨) કડવી જીભ અને કઠોર શબ્દ કોને ગમે? Who would like a bitter tongue and harsh words? (૩) એક જરૂરી કામ માટે મને તારથી બોલાવે છે. I am called by telegram for an urgent work. (૪) વખત એવો બારીક (કટોકટીનો) છે કે મને આગળ વધવાની જરા પણ તક નથી. The time is so critical that there is no chance at all for me to advance. (૫) ઓરડો એટલો બધો નાનો હતો કે પચાસથી વધારે માણસોનો સમાવેશ થઇ શક્યો નહી. The room was so small, that it could not accommodate more than fifty persons. (૬) જે સ્ત્રીને બદમાશોએ હેરાન કરી તે બહુ ચાલાક હતી. The woman, harassed by the rascals, was very intelligent. (૭) જ્યારે જ્યારે મારી મદદની જરૂર પડે ત્યારે મને લખજો. Write to me whenever you need me. (૮) તમે તમારૂં વચન પાળ્યું? Did you fulfil your promise? (૯) રજા વગર અંદર દાખલ થવું નહિ. No admission without permission. (૧૦) તમારી પાસે મારૂં શું લેણું (નીકળતું) બાકી છે? How much do you owe me? (૧૧) તમારૂં છેલ્લુ બીલ બાકી છે. Your last bill is due.

## Lesson 56 : પાઠ ૫૬ મો

### Difficult Words (ડીફીકલ્ટ વર્ડસ) અઘરા શબ્દો

સુધારેલી Revised (રીવાઇઝ્ડ)
આવૃતિ Edition (એડીશન)
ભુલ સુધારવી Correct (કરેક્ટ)
(મોટી) ભુલ Fault (ફૉલ્ટ)
સુધારાઓ Corrections (કરેક્શન્સ)
હસ્તાક્ષરો Hand-writing (હેન્ડ-રાઇટીંગ)
અક્ષર સુધારવા Improve (ઇમ્પ્રુવ)
સુધારો Improvement (ઇમ્પ્રુવમેન્ટ)
અભ્યાસ Study (સ્ટડી)
સુધારો વધારો Progress (પ્રોગ્રેસ)
મારફત Through (થ્રુ)
ખુશીથી Gladly (ગ્લેડલી)
આમંત્રણ Invitation (ઇન્વીટેશન)
સ્વીકારવું Accept (એકસેપ્ટ)
અપવાદ Exception (એક્સેપ્શન)
લેખક Man of pen; writer
કલ્પના Imagination (ઇમેજીનેશન)
સર્વશકિતમાન Almighty ઓલમાઇટી
સંપૂર્ણ Perfect (પરફેક્ટ)

(૧) આ મારી ચોપડીની સુધારેલી આવૃતિ છે. This is the revised edition of my book. (૨) મને તમારી ભૂલો એકવાર સુધારવા દ્યો. Let me correct your mistakes once. (૩) એમા એની ભુલ નથી. He is not at fault. (૪) હું બીજી વારે તમારા સુધારાઓ તરફ કાળજી રાખીશ I will take care for your corrections next time. (૫) તમારા હસ્તાક્ષરો સુધારવા કોશિષ કરો. Try to improve your hand-writing. (૬) તમે કંઈ સુધારો કરવા માગો છો ? Do you wish to make any improvement ? હું તમારા અભ્યાસમાં કંઈજ સુધારોવધારો જોઈ શકતો નથી. I cannot find any progress in your study..

(૮) અત્યારે આસરે બપોર થવા આવી છે. It is about noon now. (૯) હુ તમારી મારફત ત્યાં જવાની આશા રાખું છું. I expect to go there through you. (૧૦) હું પાછો ન ફરૂં ત્યાં સુધી અહી મારી રાહ જોજો. Wait for me here until I come back. (૧૧) હું તમારા આમંત્રણનો ખુશીથી સ્વીકાર કરૂં છું. I gladly accept your invitation. (૧૨) હું પાણીને દુધ સિવાય કંઇ જ પીણુ લેતો નથી. I don't take any other drink except water and milk. (૧૩) લેખકોમાં તમે એક ફકત અપવાદ છો. You are the only exception in the 'men of pen.' (૧૪) એ મારી કલ્પનાની બહાર છે It is beyond my imagination. (૧૫) ફકત ઇશ્વર જ સંપુર્ણ ને સર્વશકિતમાન છે. Only God is perfect and Almighty.

---

## Lesson 57 : પાઠ ૫૭ મો

### Difficult Words (ડીફીકલ્ટ વર્ડસ) અઘરા શબ્દો

જલદી Quick (કવીક)
જરા ખસતા A little further (લીટલ ફરધર)
(ટોન)
રીતસર Proper tone (પ્રોપર
સૂર્યોદય Sunrise (સનરાઇઝ)
સમજવું Mean (મીન)
Understand (અન્ડરસ્ટેન્ડ)
મન Mind (માઇન્ડ)
વિશ્વાસ Faith (ફેઇથ)
ભરોસો રાખવો Trust (ટ્રસ્ટ)
માનવું Believe (બીલીવ)

ઠીક છે Alright (ઓલરાઇટ)
Well (વેલ)
ગઇ પરમ દિવસે Day before yesterday (યસ્ટરડે)
રામ રામ Good heavens (ગુડ હેવન્સ)
અફસોસ Alas (એલાસ)
કમનસીબ હોવું Woe (વો)
અજાયબી Wonder (વન્ડર)
ગુજરી જવું Expire (એક્સપાયર)
સ્વર્ગ Heaven (હેવન)

(૧) હવે એ ટુંકે પતાવો. Now cut it short. (૨) ત્યારે તો આપણે જલદી કરો. Then let us be quick. (૩) મારાથી બેસાય એમ નથી. I unable to sit down. (૪) જરા ખસતા જાઓ. (Go) Move a little further. (૫) એ ભૂલથી ભરેલું છે. It is full of faults. (૬) મારાથી અંગ્રેજી બોલાય તો સારૂં. I wish I could speak English. (૭) ક્યાંથી વાંચવા માંડું, સાહેબ? From where shall I begin, sir? (૮) જરા રીતસર વાંચો. Read it in a proper tone. (૯) રાત્રે વહેલા સુઓ ને સૂર્યોદય પહેલાં ઊઠો. Go to bed early at night and rise (get up) before sunrise. (૧૦) શું એમ નથી? It is not so? (૧૧) તમે તદ્દન ખરૂં કહો છો. You are quite right. (૧૨) તમે તમારા મનમાં શું સમજો છો? What do you mean in your mind? (૧૩) છટ......મને પરવા નથી. Oh, I don't care. (૧૪) મારા પર ભરોસો રાખો. Trust me, અથવા મારામાં વિશ્વાસ રાખો. Have faith in me; અથવા મારૂં કહેવું માનો, believe me. (૧૫) મારા વહાલામા વહાલાના સોગંદ ખાઈને હું કહું છું I say (so) by all that is dear to me. (૧૬) તમારાથી થાય તે કરી લેજો. Do what you can. (૧૭) ઠીક છે, ફરીવાર તેને જોઈ લઈશ. Alright, (well) I shall see him next time. (૧૮) આપનો ઉપકાર થયો. Thank you. (૧૯) માફ કરજો. Sorry, please. (૨૦) હું સુરતથી પરમ દિવસે નીકળ્યો. I left Surat the day before yesterday. (૨૧) અને હું સુરત છોડી મુબઈ ગયો. And I left Surat for Bombay. (૨૨) હરી, હરી–યા ખુદા–રામ, રામ; શીવ, શીવ. Oh, God અથવા Good heavens. (૨૩) અફસોસ...ભોગ મારા...Alas, woe to me. (૨૪) કેવી અજાયબી! What a wonder! (૨૫) તે મરી ગયો. He

expired; He died; He is off; He is dead; He left this world; He went to heaven.

---

## Lesson 58 : પાઠ ૫૮ મો

### Difficult Words (ડીફીકલ્ટ વર્ડ્ઝ) અઘરા શબ્દો

મિજાજ Temper (ટેમ્પર)
માફી માંગવી Beg pardon
હોલવવું Put out (પુટ આઉટ)
પહેરવું Put on (પુટ ઓન)
ઉતરવું Put up (પુટ અપ)
ભસવું, ભસવું Bark (બાર્ક)
પાળવું Keep word (વર્ડ)
વળગી રહેવું Stick (સ્ટીક)
ટેકો આપવો Second (સેકન્ડ)
ઠરાવ Proposal (પ્રપોઝલ)
ઉત્તેજન આપવું Back (બેક) up
Support (સપોર્ટ)
Encourage (એન્કરેજ)

પ્રયત્નો Efforts (એફર્ટસ)
દાગીના Packages (પેકેજીસ)
નોંધવું To book (બુક)
નાશ કરવો Get rid (રીડ) of
દુર રહેવું Avoid (એવોઈડ)
ત્યાગ કરવો Give up
લાભ Benefit (બેનીફીટ)
અક્કલ Sense (સેન્સ)
સાધારણ Common (કોમન)
અક્કલ વગરનો Senseless
(સેન્સલેશ) બેહોશ
રજા લેવી To take leave (લીવ)
બાકી (લેણી રકમ) Due (ડયુ)

(૧) એનો મિજાજ ઠેકાણે નથી. He is out of temper. અથવા He has lost his temper. (૨) હું તમારી માફી માંગુ છું. I beg your pardon. (જવાબમાં) કંઈ નહિ. Don't (no) mention please. (૩) દીવો હોલવી નાખો. Put out the lamp. (૪) જલદી કોટ પહેરી લ્યો. Put on your coat quickly. (૫) તમે સુરતમાં ક્યાં ઉતરશો? Where will you put up in Surat? (૧૬) જો તમારે બદલે હું હોત......If I were you

અથવા If I were in your place. (૭) ભલે, તે મારી પુઠે ફાવે તેમ બકે. Let him bark behind my back. (૮) હું મારૂં વચન પાળીશ. I will keep my word અથવા I will stick to my promise. (૯) તમે મારા ઠરાવને ટેકો આપશો? Will you second my proposal? (૧૦) તમે મારા પ્રયત્નને ઉત્તેજન આપશો? Will you back up my efforts? અથવા Will you support me? Will you encourage me? (૧૧) હજુ આ ત્રણ ડાગીના નોંધવાના છે. These three packages are to be booked yet. (૧૨) શું કરવું તે મને સુજતું નથી. I am at a loss what to do. (૧૩) તમારે તેનાથી દૂર રહેવું જોઈએ. You should avoid it anyhow. (૧૪) તમે બીઓ છો? Are you frightened? (૧૫) મારે લાયક કોઈ કામ. Any work for me. (૧૬) તમારે તેનો ત્યાગ કરવો જોઈએ. You must give it up. (૧૭) આ તમારા લાભને માટે છે. This is for your benefit. (૧૮) મગજને ઠેકાણે રાખો. Don't be a fool. Be sensible. (૧૯) તમારામાં આવડતનો (અક્કલનો) છાંટો નથી. You have no sense at all. અથવા You have no common sense. (૨૦) તે અક્કલ વગરનો છે. He is senseless. (૨૧) તે બેવકુફ જેવો છે. He is just like an idiot. (૨૨) હું હવે (આપની) રજા લઉં છું. I am taking my leave. (૨૩) મારી રજા બાકી (ચડેલી) છે. My leave is due. (૨૪) મારો માસીક પગાર પચાસનો છે. My monthly pay is fifty.

## Lesson 59 : પાઠ ૫૯ મો

### Difficult Words (ડીફીકલ્ટ વર્ડઝ) અઘરા શબ્દો

મુબારકબાદી આપવી Congratulate (કોંગ્રેચ્યુલેઇટ)
ગેરહાજર Non-attendance (નોન-એટેન્ડન્સ)
ઉત્સવ Ceremony (સેરીમની)
રજા આપવી Dismiss (ડીસમીસ)
અશક્ય Impossible (ઇમ્પોસીબલ)
જગ્યા કરવી Make accommodation (એકોમોડેશન) for
સ્પષ્ટતાથી Distinctly (ડીસ્ટીન્કટલી)
ચુપ Quiet (ક્વાએટ)
પૂરતું Sufficient (સફીશીઅન્ટ) enough (ઇનફ)
જગ્યા Seats (સીટસ)
બનવું Agree (એગ્રી) with
મહેરબાની Favour (ફેવર)
ની તરફથી On behalf of
પૂરવું Mark (માર્ક)
રજીસ્ટર Roll (રોલ)
પરચુરણ Change (ચેઇન્જ)
ભૂલ કરવી To err (અર)
મનુષ્ય Human (હ્યુમન)

(૧) હું તમને મુબારકબાદી (અભિનંદન) આપું છું. I congratulate you. (૨) હું તમારા લગ્નોત્સવમાં ગેરહાજર રહેવા માટે દીલગીર છું. I am sorry for my non-attendance in your marriage ceremony. (૩) તમને ઉપલા વર્ગમાં ચઢાવવામા આવશે. You will be promoted to the higher class. (૪) વર્ગની બહાર નીકળો. Get out of the class. (૫) તમને નોકરીમાંથી રજા આપવામાં આવે છે. You are dismissed from service. (૬) તમે સારી રીતે જાણો છો કે મારાથી તે બને તેમ નથી. (અશક્ય). You are well aware that it is impossible for me. (૭) જરા ખસતા જાવ અને આ બાઈ માટે જગા કરો Move (on) a little and make room for this lady. (૮) ધીમેથી ને સ્પષ્ટ રીતે વાંચો. Read slowly and distinctly. (૯) ચુપ રહો.

વચ્ચે બોલો નહિ. Be quiet (keep quiet); don't speak in the middle. (૧૦) મને એટલું ચાલશે. It will do for me. (૧૧) મને એટલું પૂરતું છે. It is sufficient for me (enough for me). (૧૨) તમારા નંબર પ્રમાણે તમારી જગ્યા લો. Take your seats according to your numbers. (૧૩) તમને બંનેને એક બીજા જોડે બનતું નથી. Both of you do not agree with each other. (૧૪) માર્ચમાં હું નિશાળે બેઠો. I was admitted to the school in the month of March. (૧૫) આ શુક્રવારથી નિશાળ બંધ થશે. The school will be closed from this Friday. (૧૬) પરમ દિવસે તમે ગેરહાજર હતા. You were absent the day befcre yesterday. (૧૭) મારે ખાતર આટલી મહેરબાની કરશો? Will you do this favour for me? (for my sake) (૧૮) તમે મારી તરફથી એને થોડા શબ્દો કહેશો? Will you tell him a few words on behalf of me? (૧૯) તમે મુંબઈ ક્યારે ઉપડવા માગો છો? When do you want to start for Bombay? (૨૦) રજીસ્ટરમાં મારી ગેરહાજરી પૂરશો નહિ. Do not mark me absent on the roll. (૨૧) એક રૂપીઆનું છૂટું (પરચૂરણ) આપશો? Will you give me change fcr a rupee? (૨૨) સાહેબ, મેં ભૂલ કીધી નથી. Sir, I have committed no fault. (૨૩) એ મારી ભૂલ નથી. It is not my mistake. (૨૪) ભૂલ કરવી એ મનુષ્યમાત્રનો સ્વભાવ છે. To err is human. (૨૫) આવતે સોમવારે હિંદુઓનો તહેવાર છે. Monday next is a holiday with the Hindoes.

## Lesson 60 : પાઠ ૬૦ મો

### Difficult Words (ડીફીકલ્ટ વર્ડ્ઝ) અઘરા શબ્દો

લાગતું વળગતું Concern (કન્સર્ન)
તાવ Fever (ફીવર)
તાવ આવવો To get fever
કંટાળવું To be sick of; to be tired of
ચપળ Sharp (શાર્પ)
ચંચળ Active (એકટીવ)
તાળો મેળવવો Prove (પ્રુવ)
શરમાવું To be ashamed
મહાવરો રાખવો Practise (પ્રેકટીસ)
વાત કરવી Converse (કોન્વર્સ)
બદલવું Alter (ઓલ્ટર)
અર્થ Sense (સેન્સ)
Meaning (મીનીંગ)
જુદો Contrary (કોન્ટ્રરી)
ખરેખર Indeed (ઇન્ડીડ)
વક્તા Fluent speaker (ફ્લ્યુઅન્ટ સ્પીકર)
દીલગીરી Regret (રીગ્રેટ)
જણાવવું Express (એક્સપ્રેસ)

### Sentences (સેન્ટન્સીઝ) વાક્યો

(૧) ત્યારે વાંક કોનો છે? Then, Who is in the wrong (at fault)? (૨) તમારે શું જાય છે? What is it to you? (૩) તેની સાથે તમને શું લાગે-વળગે છે? What does it concern you? (૪) તે તમારો કોણ થાય? Who is he to you? (૫) તમે પરીક્ષામાં કેમ ન બેઠા? Why did you not appear in the examination? (૬) તમને ઘડીઆળ જોતાં આવડે છે? Can you tell a watch? (૭) તેને તાવ આવે છે. He is sick with fever, અથવા he is suffering from fever. (૮) તેને તાવ આવ્યો છે. He has got fever. અથવા he is caught by fever. (૯) હું તેનાથી કંટાળી ગયો છું. I am sick of him. અથવા I am tired of him. (૧૦) એમાં શું થયું? What of

that! (૧૧) અમને અહીં ઠીક પડતું નથી. We cannot get on well here. (૧૨) તેનો ભાઈ ઘણો ચપળ છે. His brother is very sharp or active. (૧૩) તમારી પોતાની અક્કલથી લખો. Write from your own head. (with your own self) (૧૪) દાખલાઓ ગણી ને તાળો મેળવો. Work up the sum and prove it. (૧૫) બહાર જવાની રજા માગશો નહિ. Do not ask for leave to go out. (૧૬) સુવાનો વખત થયો છે. It is time to go to bed. (૧૭) કાલે ક્યારે મળું? When shall I see you to morrow? (૧૮) હું તમને વારંવાર કહેતાં શરમાઉં છું. I am ashamed to tell you often and often. (૧૯) વાત કરવાનો મહાવરો રાખ્યા સિવાય તમે કદી અંગ્રેજી શીખી શકશો નહિ. Unless you practise to converse, you will never be able to speak in English. (૨૦) તમે અર્થ બદલી નાંખ્યો છે. You have altered the sense. (૨૧) એનો અર્થ છેક જુદો થઈ જશે. The meaning will be quite contrary. (૨૨) ખરેખર એ ચાલાક વક્તા છે. He is indeed a very fluent speaker. (૨૩) તેણે માફી માગી; (દીલગીરી બતાવી) He expressed his regret. (૨૪) ચાર ક્યારે વાગશે? When will it be four? (૨૫) ઘડીઆળને ચાવી આપો. Wind up the watch. (૨૬) હું અત્યારે લખવાના કામમાં રોકાયલો છું. I am busy with writing now.

## Lesson 61 : પાઠ ૬૧

## Useful & Important Words

### અગત્યના ઉપયોગી શબ્દો

રણશીંગુ Bugle (બ્યુગલ). સભાપતિ Chairman (ચેરમેન). મંત્રી Secretary (સેક્રેટરી). પ્રમુખ President (પ્રેસીડન્ટ). માનદ Honorary (ઓનરરી). કામચલાઉ Temporary (ટેમ્પરરી). હંમેશની Permanent (પરમેનન્ટ). પઇસા લઇને Paid (પેઇડ). ગુન્હેગાર Culprit (કલ્પ્રીટ). દત્તક Adopted (એડોપ્ટેડ). કેદ કરવું Arrest (એરેસ્ટ). સજા કરવી Sentence (સેન્ટન્સ). સખત સજા Rigorous imprisonment (રીગોરસ ઇમ્પ્રીઝન્મેન્ટ). અદેખાઇ Jealousy (જેલસી). ટ્રસ્ટી Trustee, Executor (ટ્રસ્ટી, એક્ઝીક્યુટર) તીરંદાજ Archer (આર્ચર). નક્કર Solid (સોલીડ). કઠોર Harsh (હાર્શ). ધ્યેય Aim (એઇમ). ભાડુત Tenant (ટેનન્ટ). મસો Mole (મોલ). પ્રખ્યાત Renowned (રીનાઉન્ડ). સ્વર્ગ Heaven (હેવન), Paradise (પેરેડાઇઝ). દોજખ Hell (હેલ). વિચિત્ર સંજોગો Awkward circumstances (ઓકવર્ડ સરકમસ્ટન્સીઝ). અસંખ્ય Innumerable (ઇન્યુમરેબલ). લેણદાર Creditor (ક્રેડીટર). દેવાળીયો Insolvent (ઇનસોલવન્ટ). દેવાળુ Insolvency (ઇનસોલવન્સી). દેવાદાર Debtor (ડેટર). ગ્રહણ Eclipse (ઇકલીપ્સ). નાગો Naked (નેકેડ). ઘરાક Customer (કસ્ટમર). કડવા Bitter (બીટર). વંશ Race(રેસ).ગમે તે ભોગે By all means ઓછામાં ઓછી Minimum (મીનીમમ). વધુમાં વધુ Maximum (મેક્સીમમ) ખગોળ શાસ્ત્રી Astronomer (એસ્ટ્રોનોમર). જ્યોતિષી Astrologer (એસ્ટ્રોલોજર) મહેમાન Guest (ગેસ્ટ).યજમાન Host(હોસ્ટ).બ્યાનુ Advance (એડવાન્સ). બ્રહ્મચર્ય Celibacy (સેલીબસી). પુરતો Ample. (એમ્પલ), Enough (ઇનફ), Sufficient (સફીશીઅન્ટ) સ્વતંત્રતા–મુક્તિ Liberty (લીબરટી). Freedom (ફ્રીડમ) આઝાદી Independence (ઇન્ડીપેન્ડન્સ) ભોગ-બલીદાન

Sacrifice (સેક્રીફાઈસ). માતૃભૂમિ Mother-land (મધરલેન્ડ). દેશ Country, Nation. (કન્ટ્રી, નેશન). આપઘાત Suicide (સ્યુસાઇડ). અનામત Deposit(ડીપોઝીટ). ઉદાર Generous (જનરસ). ઉદારતા Generosity (જનરોસીટી; લોભી Greedy (ગ્રીડી). પગાર (આપવો) Pay (પે). પતિત Fallen. અધુરી (બેમાંથી એક પાર્ટી જીતી નહિ હોય એવી રમત) Draw (ડ્રો). અગર એમ ન કરે તો In default (ડીફોલ્ટ). In case of failure. ચીસ પાડવી Scream (સ્ક્રીમ). કીકીઆરી કરવી Squeak (સ્કવીક). કાર્કીર્દી Career (કેરીઅર) ચેતવણી Caution (કોશન). ચારિત્ર્ય Character (કેરેક્ટર). વર્તણુક Conduct (કોન્ડક્ટ). દયા Compassion (કમ્પેશન). નુકસાનીનો બદલો Compensation (કોમ્પેન્સેશન). સંબંધ Concern (કનસર્ન). ગણત્રી Calculation (કેલ્કયુલેશન). ગોટાળો Confusion (કન્ફ્યુઝન). છેડો Conclusion (કન્કલ્યુઝન). વિરોધી Contrast (કોન્ટ્રેસ્ટ). જિજ્ઞાસા Curiosity (ક્યુરીઓસીટી). જોડાણ Connection (કનેક્શન). અંતઃકરણ Conscience (કોન્શન્સ). ધ્યાનમા લેવું To consider. તિરસ્કાર Contempt (કન્ટેમ્પ્ટ). વિપત્તિ Disaster (ડીઝેસ્ટર). ધંધો-વેપાર Dealing (ડીલીંગ). નબળાઇ Debility (ડેબીલીટી). ટકાઇ Durability (ડ્યુરેબીલીટી) વિગતવાર In details (ડીટેલ્સ) બીના Contents (કન્ટેન્ટસ). પ્રસન્નતા Delight (ડીલાઇટ). દુશ્મનાવટ Enmity (એન્મીટી). પ્રવેશમાર્ગ Entrance (એન્ટ્રન્સ). પ્રવેશ Admission (એડમીશન) અંદાજ Estimate (એસ્ટીમેટ). સભ્યતા Etiquette (એટીકેટ). ખર્ચ Expenditure (એક્સપેન્ડીચર). ઉદ્ગાર Expression (એક્ષપ્રેસન). ઉતાવળ Haste (હેસ્ટ). લાગવગ Influence (ઇન્ફ્લ્યુઅન્સ). બચપણ Infancy (ઇનફન્સી). ઉદ્યોગ Industry (ઇન્ડસ્ટ્રી). આંખને આંજી નાખે એવું રોમાંચક દ્રશ્ય Illusion (ઇલ્યુઝન). ઇરાદો Intention (ઇન્ટેન્શન). મુલાકાત Interview (ઇન્ટરવ્યુ). સાહિત્ય Literature (લીટરેચર). પાગલતા Lunacy (લ્યુનસી.) યાદગીરી Memory (મેમરી). Remembrance (રીમેમ્બ્રન્સ). અવસર Occasion (ઓકેઝન). વેશ્યા Prostitute (પ્રોસ્ટીટ્યુટ).

શુકન Omen (ઓમેન) અપશુકન Ill-omen કુમારી Virgin(વર્જીન). સુગંધ Perfume (પર્ફ્યુમ) Odour (ઓડર), Fragrance (ફ્રેગ્રન્સ). ધીરજ Patience (પેશન્સ). પ્રમાણ Proportion (પ્રપોરશન). દરજ્જો Position (પોઝીશન). ઢોંગ Pretence (પ્રીટેન્સ). મીલકત Property (પ્રોપર્ટી) ભક્તિ Piety (પાએટી). ગુણ Quality (ક્વોલીટી) રાજ્ય Realm (રેલ્મ). પ્રતિષ્ઠા Reputation (રેપ્યુટેશન). અફવા Rumour (રૂમર). ભથ્થુ Ration (રેશન). ઝભ્ભો Cloak (ક્લોક). સુધારો Reform (રીફોર્મ). યોજના Scheme (સ્કીમ). જામીનગીરી Surety (સ્યોરીટી). આત્મા Soul (સોલ). સંદેહ Suspense (સસપેન્સ). મહેણું Taunt (ટોન્ટ). કરકસર Economy (ઈકોનોમી). સંધી Treaty (ટ્રીટી). વિજય Triumph (ટ્રાયમ્ફ). ધમકી Threat (થ્રેટ). વેદના Torture (ટોર્ચર). તુચ્છ Trifle (ટ્રાઇફલ). કોર Lace (લેઇસ). નિર્દયતા Tyranny (ટાઇરની). સુલેહ Truce (ટ્રુસ). વેર Vengeance (વેન્જીઅન્સ). નીચતા Villainy (વીલની). સદાચાર Virtue (વર્ચ્યુ). દુરાચરણ Vice (વાઇસ). ચણીઓ Apron (એપ્રન). પરાક્રમ Valour (વેલર). વેગ Velocity (વેલોસીટી). સાહસ Venture (વેન્ચર). દ્રષ્ટિ Vision (વીઝન). ચોળી Jacket (જેકેટ). કુશળ Welfare (વેલફેર). વિપત્તિ Woe (વો). સાડી Saree (સારી). અક્કલ Wit (વીટ). આશ્ચર્યજનક Wonder (વન્ડર). પોલકું Blouse (બ્લાઉસ). ઉત્સાહ Zeal (ઝીલ). આનંદી Merry (મેરી). લહેજત Test (ટેસ્ટ). મરી જવું Decease (ડીસીઝ). બચાવ કરવો Defend (ડીફેન્ડ). તીરસ્કારવું Defy (ડીફાઇ). ઉત્તેજન Encourage (એનકરેજ). ઉશ્કેરાવું Excite (એકસાઇટ) ઉશ્કેરવું Instigate (ઇન્સ્ટીગેટ). વચમાં પડવું–ખલેલ કરવું Interfere (ઇન્ટરફીઅર). ઢાંકણું Cover (કવર). ઇન્સાફ કરવો Judge (જજ) હરકત કરવી Object (ઓબ્જેક્ટ). અપરાધ કરવો Offend (ઓફેન્ડ). ઘટાડવું Reduce, Lessen (રીડયુસ, લેસન). મુલતવી રાખવું Postpone (પોસ્ટપોન). છીનવવું Snatch (સ્નેચ).

સોગંદ ખાવા Swear (સ્વેર). નકામુ ગુમાવવું Waste (વેઇસ્ટ). વાદી Complainant (કમ્પ્લેઇનન્ટ). પ્રતિવાદી Defendant (ડીફેન્ડન્ટ). ફરીયાદી Plaintiff (પ્લેનટીફ). આરોપી Accused (એકયુઝડ). સાક્ષી Witness (વીટનેસ). પુરાવો Evidence (એવીડન્સ). વળતર Commission (કમીશન). દલાલી Brokerage (બ્રોકરેજ). આવક Income. (ઇન્કમ). ખર્ચ Expense (એક્સપેન્સ). જવાબદારી Liability (લાયેબીલીટી) આયાત Imports (ઇમ્પોર્ટસ). નિકાસ Exports (એક્ષપોર્ટસ). દેવું Debt (ડેટ). કબાલો-ઇજારો Contract (કોન્ટ્રેકટ). એકહથ્થુ ઇજારો Monopoly (મોનોપોલી). કરારનામુ Agreement (એગ્રીમેન્ટ). જંગમ મિલ્કત Movable property (મુવેબલ પ્રોપર્ટી). વહાણનું નુર Freight charges (ફ્રેઇટ ચાર્જીસ). ભરતીયું Invoice (ઇન્વોઇસ). જાગીર Estate (એસ્ટેટ). પરવાનો License (લાઇસન્સ). વટાવ Discount (ડીસ્કાઉન્ટ) વારસ Heir (એર). વારસો Legacy (લેગસી). વારસનામું Will (વીલ). વેચાણખત Sale deed (સેઇલ ડીડ). ગીરો Mortgage (મોરગેજ). જામીન Bail (બેઇલ). જામીનગીરી Security (સીકયુરીટી). હફતો Instalment (ઇન્સ્ટોલમેન્ટ). ભરણું Remittance (રેમીટન્સ). સોગંદ Oath (ઓથ). સોગંદ પર જુબાની Affidavit (એફીડેવીટ). દસ્તાવેજ Document (ડોક્યુમેન્ટ). યાદી Memorandum (મેમોરેન્ડમ). મુખત્યારનામું Power of attorney (પાવર ઓફ એટર્ની). ચઢાવેલો માલ Consignment (કન્સાઇનમેન્ટ). માલ જેને મોકલાય તે Consignee (કન્સાઇની). માલ મોકલનાર Consignor (કનસાઇનર). માલની માગણી Indent (ઇન્ડેન્ટ). બારદાન Tare (ટેર). ભરણપોષણ Maintenance (મેઇન્ટેનન્સ). બદનક્ષી Defamation (ડીફેમેશન). દાવો Suit (સ્યુટ). દીવાની Civil (સીવીલ). ફોજદારી Criminal (ક્રીમીનલ). ચૂકાદો Judgement (જજમેન્ટ). લીલામ Auction (ઓકશન). ફડચો Liquidation (લીકવીડેશન). દેવાળીઓ Bankrupt (બેંક્રુપ્ટ). હક Claim. દલીલ Argument. અસીલ Client (કલાયન્ટ). અરજદાર Petitioner (પીટીશનર). અરજી Petition (પીટીશન). ખોટી સહી Forgery (ફોરજરી). બક્ષીસનામું Deed of gift.

## Lesson 62 : પાઠ ૬૨ મો

## Genders ( જેન્ડર્સ ) જાતીઓ

દરેક નામને ગુજરાતી ભાષામાં વ્યાકરણની માફક અંગ્રેજી ભાષામાં પણ જાતી, વચન અને વિભક્તિ એ ત્રણ વસ્તુ હોય છે. એમાં સહુથી પ્રથમ આપણે જાતી લઈએ.

જાતીને અંગ્રેજીમા **Gender** (જેન્ડર) કહે છે. ગુજરાતીમાં નર જાતી, નારી જાતી ને નાન્યતર જાતી એમ ત્રણ જાતી છે. જે શબ્દને કેવો લાગે (પછી તે જીવવાળી હોય કે જીવ વગરની) તે નરજાતી, કેવી લાગે તે નારીજાતી, ને કેવું લાગે તે નાન્યતરજાતી. પણ અંગ્રેજીમાં આમ નથી. એમાં જાતી ચાર છે. અને તેને ઓળખવાની રીતો પણ ગુજરાતીથી બહુ જ જુદી પડે છે.

સમગ્ર પુરૂષ જાતીને અંગ્રેજીમાં નર જાતી લાગે છે. આખી સ્ત્રી જાતીને નારી જાતી લાગે છે. અને તે સિવાયની તમામ જીવવાળી કે જીવ વગરની ચીજોને ( સામાન્ય-ખાસ નહિ એવી ) જેવી કે પશુ, પક્ષી, શહેર, નદી, પર્વત, ધાતુ, અનાજ, ખનીજ, ફળ, ફૂલ વગેરેને નાન્યતર જાતી લગાડાય છે.

— અંગ્રેજીની ચાર જાતીઓ —

(૧) **Masculine gender** (મેસ્કયુલાઈન જેન્ડર) નરજાતી
(૨) **Feminine gender** (ફેમીનાઈન જેન્ડર) નારીજાતી
(૩) **Neture gender** (ન્યુટર જેન્ડર) નાન્યતર જાતી
(૪) **Common gender** ( કોમન જેન્ડર ) સામાન્ય જાતી

— નર અને નારીજાતીમાં જુદાં જુદાં રૂપો —

| MASCULINE | | FEMININE |
|---|---|---|
| Bachelor (બેચલર) કુંવારો | ... | **Maid** (મેઈડ) કુંવારી |
| Boar (બોર) ડુક્કર | ... | Sow (સાઉ) ડુક્કરની સ્ત્રી |
| Beau (બો) ફાંકડો | ... | Belle (બેલી) ફાંકડી સ્ત્રી |

| | | |
|---|---|---|
| Bull (બુલ) બળદ | ... | Cow (કાઉ) ગાય |
| Cock (કૉક) મરઘો | ... | Hen (હેન) મરઘી |
| Dog (ડૉગ) કુતરો | ... | Bitch (બીચ) કુતરી |
| Drone (ડ્રોન) નર સ્વામી | ... | Bee (બી) મધમાખી-માદા |
| Lord (લૉર્ડ) સ્વામી | ... | Lady (લેડી) સ્વામીની |
| Male (મેલ) નર | ... | Female (ફીમેલ) માદા સ્ત્રી |

— પ્રત્યય લગાડવાથી બદલાતી જાતીઓ —

| Masculine | Feminine |
|---|---|
| Male-servant (મેલ સર્વન્ટ) ચાકર, નોકર | Female-servant (ફીમેલ સર્વન્ટ) ચાકરડી, નોકરડી |
| Man-singer (મેન સીંગર) ગવૈયો | Woman-singer (વુમન સીંગર) ગવૈયણ |
| Man-kind (મેન કાઈન્ડ) માણસ જાત | Woman-kind (વુમન કાઈન્ડ) સ્ત્રી જાત |
| Foster-father (ફોસ્ટર ફાધર) ધર્મનો બાપ | Foster-mother (ફોસ્ટર મધર) ધર્મની માતા |
| Grand-father (ગ્રાન્ડ ફાધર) દાદો | Grand-mother (ગ્રાન્ડ મધર) દાદી |
| Milk-Man (મીલ્ક મેન) ગોવાળ | Milk-Maid (મીલ્ક મેઈડ) ગોવાલણી |
| Pea-cock (પીકોક) મોર | Pea-Hen (પી હેન) ઢેલ |
| Washer-man (વોશર મેન) ધોબી | Washer-woman (વોશર વુમન) ધોબણ |

આ ઉપરાંત નરજાતીના નામને ster તથા en પ્રત્યય લગાડવાથી નારી જાતી બને છે. વળી કોઈ કોઈ વાર ess, ix, ing કે ine પ્રત્યય લગાડવાથી પણ નારી જાતી થાય છે.

## — Examples (એક્ઝામ્પલ્સ) દાખલાઓ —

| Masculine | Feminine |
|---|---|
| Spinner (સ્પીનર) વણકર | ...Spinster (સ્પીનસ્ટર) વણકરની સ્ત્રી |
| Adulterer (એડલટરેર) વ્યભીચારી... | ...Adulteress (એડલટરેસ) વ્યભીચારીણી |
| Ambassador (એમ્બેસેડોર) રાજદૂત... | ...Ambassadress (એમ્બેસેડ્રેસ) રાજદૂતીણી |
| Count (કાઉન્ટ) ઉમરાવ | ...Countess (કાઉન્ટેસ) ઉમરાવ પત્ની |
| Duke (ડ્યુક) અમીર | ...Duchess (ડચેસ) અમીરની સ્ત્રી |
| Emperor (એમ્પરર) મહારાજા... | ...Empress (એમ્પ્રેસ) મહારાણી |
| Enchanter (એન્ચેન્ટર) જાદુગર... | ...Enchantress (એન્ચેન્ટ્રેસ) જાદુગરણી |
| Heir (એર) વારસ | ...Heiress (એરેસ) વારસણ |
| Jew (જ્યુ) યહુદી | ...Jewess (જ્યુએસ) યહુદણ |
| Protector (પ્રોટેકટર) રક્ષક... | ...Protectress (પ્રોટેકટ્રેસ) રક્ષીકા |
| Shepherd (શેફર્ડ) ભરવાડ | ...Shepherdess (શેફર્ડેસ) ભરવાડણ |
| Victor (વીકટર) વિજેતા | ...Victress (વીકટ્રેસ) વીજયી સ્ત્રી |
| Administrator (એડમીનીસ્ટ્રેટર) શાસક | ...Administratrix (એડમીનીસ્ટ્રેટ્રીક્સ) શાસીકા |
| Director (ડાયરેકટર) સચાલક... | ...Directrix (ડાયરેકટ્રીસ) સંચાલીકા |
| Executor (એકઝીક્યુટર) વસીઅતનામા માટે નીમેલો પુરુષ | ...Executrix (એકઝીક્યુટ્રીક્સ) વસીઅતનામા માટે નીમેલી સ્ત્રી |
| Hero (હીરો) વીર–નાયક | ...Heroine (હીરોઇન) વીરાંગના–નાયકી |
| Zar (ઝાર) રશીયાનો રાજા | ...Zarina (ઝરીના) રશીયાની રાણી |

નીચે આપેલા શબ્દો નારી જાતીના છે, જેની નર જાતી થઇ શકતી નથી.

Amazon (એમેઝોન) કર્કશા સ્ત્રી
Brunette (બ્રુનેટી) શ્યામવર્ણી સ્ત્રી
Blonde (બ્લોન્ડ) ગોરી સ્ત્રી
Coquette (કોકેટ) લટકા–નખરાવાળી સ્ત્રી
Dowager (ડાઉજર) માજીરાજાની રાણી
Flirt (ફ્લર્ટ) નખરાખોર છોકરી
Shrew (શ્રુ) વઢકારી વહુ–કજીયાખોર
Siren (સાઇરિન) મોહીની–ઠગારી
Virgin (વર્જીન) કુમારી કન્યા
Virago (વર્ગો) બહાદુર સ્ત્રી

— Neuter gender (ન્યુટર જેન્ડર) નાન્યતર જાતી —

book (બુક) ચોપડી. Table (ટેબલ) મેજ. Chair (ચેર) ખુરશી. House (હાઉસ) ઘર. Rat (રેટ) ઉંદર. River (રીવર) નદી. આવા શબ્દોની નાન્યતર જાતી થાય છે.

— Common gender (કોમન જેન્ડર) સામાન્ય જાતી —

Baby (બેબી) બાળક. Bird (બર્ડ) પક્ષી. Deer (ડીઅર) હરણ કે હરણી. Cousin (કઝીન) ભત્રીજો. Friend (ફ્રેન્ડ) મિત્ર. Parent (પેરન્ટ) માબાપ. People (પીપલ) લોકો. Person (પરસન) વ્યક્તિ. વગેરે શબ્દો કે જેમાં સ્ત્રી=પુરૂષ ભેગાં યા ગમે તે હોવાનો શક રહે છે, તેની સામાન્ય જાતી થાય છે.

## Lesson 63 : પાઠ ૬૩ મો

— Number (નંબર) વચન —

ગુજરાતી તેમજ અંગ્રેજીમાં વચન બે છે. જેને Number (નંબર) કહે છે. (૧) એકવચન Singular number (સીન્ગ્યુલર નંબર) અને (૨) બહુવચન અથવા અનેકવચન Plural Number (પ્લુરલ નંબર)

ગુજરાતીમાં એકવચનનું બહુવચન બનાવવા માટે ઓ લગાડાય છે. અંગ્રેજીમાં S લગાડાય છે. જેમકે છોકરો A boy (એ બૉય) છોકરાઓ (બહુવચન) Boys (બૉય્ઝ).

જો નામને છેડે CH આવે, તો નિયમ પ્રમાણે એનું બહુવચન બનાવતા એને ES પ્રત્યય લગાડવો જોઈએ, પરંતુ જો કોઈ જગ્યાએ એ CH નો ઉચ્ચાર ક જેવો થતો હોય તો બહુવચનમા ES ને બદલે ફક્ત S લાગે છે. જેમકે: રાજા A monarch (મોનાર્ક), રાજાઓ Monarchs (મોનાર્કસ); પેટ A stomach (સ્ટમક), પેટો Stomachs (સ્ટમકસ).

વળી નિયમ પ્રમાણે નામને છેડે f કે fe હોય તો બહુવચનમાં તેની જગ્યાએ ves મુકાય છે, પરંતુ કેટલીક જગ્યાએ એ નિયમ પણ અપવાદ રૂપે છે, ને એકલો S લગાડવાથી પણ બહુવચન થાય છે. જેમકે:—ટેકરી Cliff (કલીફ) એનું બહુવચન ટેકરીઓ Cliffs (કલીફ્સ) બટુક Dwarf (ડવાર્ફ) એનું બહુવચન Dwarfs (ડવાર્ફ્સ), તીજોરી Safe (સેઇફ) એનું બહુવચન તીજોરીઓ Safes (સેઇફ્સ) વગેરે.

Compound (કમ્પાઉન્ડ) જોડાયલા શબ્દોમાં જ્યાં Man (મેન) નો અર્થ મનુષ્ય થાય છે, ત્યાં તેનું બહુવચન A ની જગાએ નીયમ પ્રમાણે E મુકવાથી થાય છે, પરંતુ જ્યાં Man નો અર્થ મનુષ્ય નથી પરતુ અમુક જાત કે કોમ (ખાસ) થાય છે, ત્યારે ત્યાં બહુવચન s લગાડવાથીજ બને છે. જેમકે:-

**Singular (a નો e થાય છે) Plural**

Coachman (કોચમેન) કોચવાન ... Coachmen (કોચમેન)
Dutchman (ડચમેન) હોલેન્ડ નિવાસી ... Dutchmen (ડચમેન)
Englishman (ઇંગ્લીશમેન) અંગ્રેજ ... Englishmen (ઇંગ્લીશમેન)

(S લાગે છે)

German (જર્મન) ... Germans (જર્મન્સ)
Brahman (બ્રામન) ... Brahmans (બ્રામન્સ)
Musalman (મુસલમાન) ... Musalmans (મુસલમાન્સ)

કેટલાંક નામોને છેડે S હોય છે. તે દેખાવમાં બહુવચન હોવા છતાં તેનો અર્થ એકવચનમાં જ થાય છે. ને તે એકવચનમાંજ વપરાય છે. જેમકે:—

News (ન્યુઝ) સમાચાર—ખબર, Gallows (ગેલોઝ) ફાસી, Summons (સમન્સ) સમંસ, Amends (એમેન્ડઝ) બદલો, Annals (એનેલ્સ) ઇતિહાસ, Arms (આર્મ્સ) હથીઆર, Ashes (એશીસ) રાખોડી, Bellows (બેલોઝ) ધમણ, Breeches (બ્રીચીસ) સુરવાળ, Chattels (ચેટ્લ્સ) સરસામન, Commons (કોમન્સ) સર્વસામાન્ય, Customs (કસ્ટમ્સ) જગાત, Embers (એમ્બર્સ) અંગારા, Goods (ગુડઝ) સામાન, Fetters (ફ્રીટર્સ) બેડી, Auspices (ઓસ્પીસીઝ) શુકન, Assets (એસેટસ) જમા, Dregs (ડ્રેગ્સ) કચરો, Entrails (એન્ટ્રેલ્સ) આંતરડા, Filings (ફાઇલીંગ્સ) રજકણ, Means (મીન્સ) ઉપાય, Morals (મોરલ્સ) આચાર, Nippers (નીપર્સ) કતરણુ Oats (ઓટસ) જવ, Matins (મેટીન્સ) પ્રાતઃપ્રાર્થના, Measles (મીઝલ્સ) અછબડા—ગોબરૂં, Nuptials (નપ્શ્યેલ્સ) લગ્ન સંબંધી, Premises (પ્રીમાઇસીઝ) મકાન, Scissors (શીઝર્સ) કાતર, Sessions (સેસન્સ) સેસન્સ કોર્ટ, Spectacles (સ્પેક્ટેકલ્સ) ચશ્મા, Tidings (ટાઇડીંગ્સ) ખબર, Trousers (ટ્રાઉઝર્સ) પાટલુન, Vespers (વેસ્પર્સ) સંધ્યાપ્રાર્થના, Victuals (વીક્ચ્યુઅલ્ઝ) ખાણુ, Obsequies (ઓબ્સીકવીઝ) મરણક્રિયા, Odds (ઓડઝ) વિચિત્ર, Proceeds (પ્રોસીડસ) આમદાની, Riches (રીચીઝ) ધન, Shambles (શેમ્બલ્સ) ખાટકીબજાર, Thanks (થેન્કસ) ધન્યવાદ આભાર, Tongs (ટાન્ગ્સ) ચીપીઓ, Tweezers (ટવીઝર્સ) વાળ ચુંટવાનો ચીપીઓ, Vitals (વીટલ્સ) મર્મસ્થાન, Wages (વેઇજીસ) મજુરીના પૈસા.

ઘણાં શાસ્ત્રોનાં નામને છેડે s હોય છે. પણ હંમેશા તેમનો અર્થ એકવચનમાં જ થાય છે. જેમકે: Ethics (એથીક્સ) ચરિત્રશાસ્ત્ર, Mathematics (મેથેમેટીક્સ) ગણિતશાસ્ત્ર, Politics (પોલીટીક્સ) રાજનીતિ વગેરે.

કેટલાંક નામોનાં બહુવચન બે રીતે થાય છે, ને તે દરેકનો અર્થ જુદો જુદો થાય છે. જેમકે: Shot (શાટ) ગોળી અને બહુવચનમાં Shot (શાટ) ગોળીઓ, Shots (શાટસ) ગોળીબારની (ફાયરની) સખ્યા, Staff (સ્ટાફ) લાકડી અને બહુવચનમાં Staffs (સ્ટાફસ) અમલદારો અને Staves (સ્ટાવ્ઝ) દંડાઓ.

કેટલાક નામ એવાં છે કે જેનું બહુવચનમાં એક રૂપ થવા છતાં તેના અર્થ બે થાય છે. જેમકે:

| Singular | Plural |
|---|---|
| Arm (આર્મ) કાંડું, બાહુ | ...Arms (આર્મ્સ) કાંડાઓ, હથીઆર |
| Custom (કસ્ટમ) રીવાજ | ...Customs (કસ્ટમ્સ) રીવાજ, મહેસૂલ |
| Colour (કલર) રંગ | ...Colours (કલર્સ) રંગ, ઝંડા |
| Letter (લેટર) અક્ષર | ...Letters (લેટર્સ) કાગળો, અક્ષર |
| Number (નંબર) સંખ્યા | ... Numbers (નંબર્સ) સખ્યા, છંદ |
| Quarter (ક્વૉર્ટર) ચતુર્થાંશ... | Quarters (ક્વોર્ટર્સ) ચતુર્થભાગ, ઘર |
| Spectacle (સ્પેક્ટેકલ) દ્રશ્ય... | Spectacles (સ્પેક્ટેકલ્સ) ચશ્મા |

કેટલાંક નામોમાં એકવચન અને બહુવચનનાં અર્થો જુદા જુદા થાય છે. જેમકે:-

| Singular | Plural |
|---|---|
| Advice (એડવાઇસ) સલાહ | ...Advices (એડવાઇસીસ) સમાચાર |
| Copper (કોપર) તાંબુ | ...Coppers (કોપર્સ) તાંબાનો તાર |
| Content (કન્ટેન્ટ) સંતોષ | ...Contents (કન્ટેન્ટસ) વિષયાનુક્રમ |
| Draught (ડ્રાટ) ઘુંટડો | ...Draughts (ડ્રાટસ) ખેલ |
| Physic (ફીઝીક) વૈદું | ...Physics (ફીઝીકસ) પદાર્થશાસ્ત્ર |
| Salt (સોલ્ટ) મીઠું | ...Salts (સોલ્ટસ) સુંઘવાની દવા |
| Scale (સ્કેલ) માપ | ...Scales (સ્કેલ્સ) ત્રાજવાનાં પલ્લાં |
| Vesper (વેસ્પર) સાંજ | ...Vespers (વેસ્પર્સ) સંધ્યા પ્રાર્થના |

Compound જોડાયલા-બેવડા શબ્દોનું બહુવચન બનાવવા માટે તેમાંના મુખ્ય શબ્દને પ્રત્યય લગાડવામાં આવે છે. જેમકે :—

| Singular | Plural |
| --- | --- |
| Commander-in-chief (કમાન્ડર ઇન ચીફ) અધિકારી ... | Commanders-in-chief (કમાન્ડર્સ ઇન ચીફ) |
| Court-martial (કોર્ટ માર્શલ) લશ્કરી અદાલત ... | Court-martials (કોર્ટ આર્શલ્સ) |
| Governer-general (ગવર્નર જનરલ) વૉઇસરોય ... | Governors-general (ગવર્નર્સ જનરલ) |
| Knight-errant (નાઇટ એરન્ટ) બહાદુર સ્વાર ... | Knights-errant (નાઇટસ એરન્ટ) |
| Looker-on (લુકર ઓન) જોનાર... | Lookers-on (લુકર્સ ઓન) |
| Man of War (મેન ઓફ વોર) જંગી જહાજ ... | Men of War (મેન ઓફ વોર) |
| Mother-in-law (મધર ઇન લૉ) સાસુ ... | Mothers-in-law (મધર્સ ઇન લૉ) |
| Passer-by (પાસર બાઇ) રસ્તે જનાર ... | Passers-by (પાસર્સ બાઇ) |
| Step-brother (સ્ટેપ બ્રધર) સાવકો ભાઈ ... | Step-brothers (સ્ટેપ બ્રધર્સ) |
| Washer-man (વોશર મેન) ધોબી ... | Washer-men (વોશર મેન) ધોબીઓ |

જો Compound noun ને છેડે ful હોય તો તેનું બહુવચન s લગાડવાથી થાય છે. જેમકે :—

ખોબો-મુઠ્ઠીભર Handful (હેન્ડફુલ)...બહુવચન Hadfuls

મોંભર-કોળીઓ Mouthful (માઉથફુલ)...બહુવચન Mouthfuls. ચમચાભર Spoonful (સ્પુનફુલ)...બહુવચન Spoonfuls.

જે શબ્દો સંખ્યાવાચક હોય છે, તેમના બહુવચનમાં કોઈપણ પ્રત્યય લાગતો નથી. જેમકે :—

પાંચ પાઉન્ડ Five pound (ફાઇવ પાઉન્ડ), બે ડઝન Two dozen ( ટુ ડઝન ), સાત રાત Seven night ( સેવન નાઇટ ), પખવાડીયું Fort night ( ફોર્ટ નાઇટ ) વગેરે.

ક્રીયાપદના ભુતકાળ અને ભુતકૃદંતના રૂપો નિયમ પ્રમાણે ed લાગીને થાય છે. અથવા છેલ્લા Dનો t થઇને થાય છે, તેમને Weak Conjugation (ગુણ) કહે છે અને જે ક્રિયાપદનાં રૂપો અનિશ્ચિત રીતે થાય છે તેમને Strong conjugation કહે છે.

જેમકે:—He wrote એ Strong Conjugation અને He sent અથવા walked એ Weak conjugation.

— ક્રિયાપદનું આખું પદચ્છેદ —

He has gone. તે ગયો છે. ( હી હેઝ ગોન)

Has gone=An intransitive verb, active voice, indicative mood, present perfect tense, strong conjugation, third person, singular, subject He (no object)

એમાં Person અને Number કર્તાના લાગે છે.

કેટલાક વિશેષણ તેમજ નામોને પ્રત્યયો લાગવાથી અંગ્રેજીમાં ક્રિયાપદ બની જાય છે. જેમકે:—કેદી Captive (કેપટીવ) ઉપરથી ate લાગીને કેદ કરવું To captivate (કેપ્ટીવેટ); બાતલ Invaild (ઇનવેલીડ) ઉપરથી To invalidate (ઇનવેલીડેઇટ) રદ કરવું; પહોળું Broad ઉપરથી en લાગીને To broaden (બ્રોડન) પહોળું કરવું. હલકું Light ઉપરથી To lighten (લાઇટન) હલકું કરવું. જાડું Fat

ઉપરથી જાડું કરવું To fatten (ફેટન); Terror (ટેરર) ઉપરથી fy લાગીને ડરાવવું To terrify (ટેરીફાઇ); સાદું Simple (સીમ્પલ) ઉપરથી સરળ કરવું To simplify (સીમ્પલીફાઇ); પ્રચલિત Popular (પોપ્યુલર) ઉપરથી ise લાગીને પ્રચલિત કરવું To popularise (પોપ્યુલરાઇઝ); રક્ષક Patron (પેટ્રન) ઉપરથી રક્ષણ કરવું To patronise (પેટ્રનાઇઝ); અધિકાર Monopoly (મોનોપોલી) ઉપરથી ize લાગીને અધિકાર કરવો To monopolize (મોનોપોલાઇઝ) વગેરે.

---

## Lesson 64 : પાઠ ૬૪ મો

### Preposition (પ્રેપોઝીશન) અવ્યય.

જે શબ્દ નામ અથવા સર્વનામની સાથે વપરાઈ તેનો સબંધ બતાવે છે, તેને અવ્યય કહે છે. એને ગુજરાતીમાં નામયોગી અવ્યય કહેવામાં આવે છે.

જેમકે:—I do not believe in them. (આઇ ડુ નોટ બીલીવ ઇન ધેમ) હું તેમનામાં માનતો નથી. (૨) There is a wall round it. (ધેર ઇઝ એ વોલ રાઉન્ડ ઇટ) તેની ફરતે દીવાલ છે.

ઉપરના બંને વાક્યોમાં વપરાયલા In અને Round શબ્દો Preposition છે.

—Examples (એકઝામ્પલ્સ) નમુના—

At (ઍટ) તરફ
After (આફ્ટર) પાછળ
Against (અગેઇન્સ્ટ) વિરૂદ્ધ
Above (એબવ) ઉપર
Over (ઓવર) ઉપર
On (ઑન) ઉપર

...Round (રાઉન્ડ) ગોળ–ફરતે
...Until (અનટીલ) ત્યા સુધી નહિ
...Along (એલોંગ) આગળ
...Behind (બીહાઈન્ડ) પાછળ
...Between (બીટવીન) વચ્ચે
...Beyond (બીયોન્ડ) પેલી તરફ

Upon (અપોન) ઉપર ...Towards (ટોવર્ડઝ) તરફ
Around (એરાઉન્ડ) આસપાસ ...Within (વીધીન) અંદર
Across (એક્રોસ) આ પારથી પેલે પાર...With (વીથ) સાથે
Amid (અમીડ) વચમાં ...Without (વીધાઉટ) વગર
Among (એમંગ) માં ...Through (થ્રુ)માંથી
Amongst (એમંગસ્ટ) વચ્ચે ...off (ઓફ) દૂર
About (એબાઉટ) આશરે ...To (ટુ) ને
Before (બીફોર) અગાઉ-પહેલાં...Forth (ફોર્થ) આગળ
Below (બીલો) નીચે ...Underneath (અંડરનીથ) છેક તળીએ
Beneath (બીનીથ) નીચે ...Inside (ઇનસાઇડ) અંદરની બાજુએ
Under (અંડર) નીચે ...Throughout (થ્રુઆઉટ) બધી જગાએ
By (બાઇ) વડે ...Beside (બીસાઇડ) પાસે
From (ફ્રોમ)માંથી ...For (ફોર) માટે
In (ઇન) માં ...Into (ઇનટુ) અંદર
Of (ઓફ) નો-ની-નું ...During(ડયુરીંગ) દરમ્યાન
Since (સીન્સ) જ્યારથી ...Till (ટીલ) ત્યાં સુધી
Up (અપ) ઉંચે ...Down (ડાઉન) નીચે

—Prepositional phrase—

In case of (ઇન કેઇસ ઓફ)ની બાબતમાં-અગર જો.
In spite of (ઇન સ્પાઇટ ઓફ) ને બદલે.
In front of (ઇન ફ્રન્ટ ઓફ)ની સામે.
In search of (ઇન સર્ચ ઓફ)ની શોધમાં.
On behalf of (ઓન બીહાફ ઓફ)ની તરફથી.
On the eve of (ઓન ધી ઇવ ઓફ)...સંધ્યા સમયે.
In the name of (ઇન ધી નેઇમ ઓફ)...ને નામે.
In connection with (ઇન કનેકશન વીથ)...ના સંબંધમાં.
In accordance with (ઇન એકોરડન્સ વીથ)...ની અનુસાર.
Of course (ઓફ કોર્સ)...અલબત્ત.

ઉપર આવી ગયા એ અવ્યયોમાં In, Into, to અને at ચારે નામયોગી માં અને એ પ્રત્યયોનો અર્થ બતાવવા માટે વપરાય છે પરંતુ તમામના ઉપયોગ ને વપરાશ જુદા છે

In સ્થિતિ બતાવે છે. જેમકે:—The boys are in the garden. (ધી બોય્ઝ આર ઇન ધી ગાર્ડન) છોકરાઓ બગીચામાં છે. જ્યારે Into એક સ્થળેથી બીજે સ્થળે જવાની ગતી દેખાડે છે જેમકે: My brother fell into the river. (માઈ બ્રધર ફેલ ઇનટુ ધી રીવર) મારો ભાઈ નદીમાં પડી ગયો. પરંતુ માછલી પાણીમા તરે છે, અને પક્ષીઓ હવામાં ઉડે છે, એ વાક્યોનું અંગ્રેજી The fish swim in water. (ધી ફીશ સ્વીમ ઇન વોટર) અને Birds fly in the air. (બર્ડઝ ફ્લાઇ ઇન ધી એર) એ પ્રમાણે થાય છે.

યાદ રાખો કે એક સ્થિતિમાથી બીજી સ્થિતિમાં કે ગતીમા જવાનું હોય ત્યારે Into નો ઉપયોગ કરવો. May I come into the class, sir? (મે આઇ કમ ઇનટુ ધી ક્લાસ, સર?) સાહેબ, હું વર્ગમાં આવું?

---

## Lesson 65 : પાઠ ૬૫ મો

## The sequence of tenses (સીક્વન્સ ઓફ ટેન્સીસ) કાળાન્વય

ગુજરાતી વાક્યમાં જે કાળ હોય તે કેટલીક વાર અંગ્રેજીમાં ફરી જાય છે. ખેડુત બોલ્યો, ઓણ વરસાદ સારો પડ્યો છે. જો વરસાદ ન પડે તો અનાજ પાકે નહિ. આ બે વાક્યો જોડાઇને બનેલા છે. જે વાક્યમા ક્રિયાપદને સવાલ પૂછવાથી બીજુ વાક્ય સમાઈ જાય તેને મુખ્ય વાક્ય ને બીજાને ઉપવાક્ય કહે છે. ખેડુત બોલ્યો,—એ મુખ્ય વાક્ય છે. ઓણ વરસાદ સારો પડ્યો છે. એ પેટાવાક્ય કે ઉપવાક્ય છે. એ જ પ્રમાણે અનાજ પાકે નહિ—એ મુખ્ય વાક્ય છે. અને જો વરસાદ ન પડે તો એ પેટા વાક્ય છે. પહેલાં વાક્યમાં બોલ્યો ક્રિયાપદને શું સવાલ

પૂછવાથી, બીજા વાક્યમાં ક્યારે પાકે નહિ એમ સવાલ પૂછવાથી બીજા વાક્યો એમાં=જવાબમાં સમાઈ જાય છે. આવા મુખ્ય ને પેટા વાક્ય મળીને થએલા મિશ્ર વાક્યને અંગ્રેજીમાં Complex (કોમ્પ્લેક્સ) Sentence કહે છે.

અંગ્રેજીમાં એવો નિયમ છે, કે જો મુખ્ય વાક્યમાં ક્રિયાપદ વર્તમાન કે ભવિષ્યકાળનું હોય તો ઉપવાક્યમાં ક્રિયાપદ ગમે તે કાળમાં વાપરી શકાય. જેમકે:—

મુખ્યવાક્ય ... ઉપવાક્ય

I know ...that you are displeased (ડીસપ્લીઝડ)
હુ જાણું છું ...કે તમે નાખુશ થયા છો.
He will know...that you are displeased.
તે જાણશે ...કે તમે નાખુશ થયા છો.
He knows ...that you will be displeased.
તે જાણે છે ...કે તમે નાખુશ થશો.
We shall inquire...whether the train was late yesterday.
આપણે તપાસ કરશું...કે ગઈ કાલે આગગાડી મોડી હતી કે કેમ?

પરંતુ જો મુખ્ય વાક્યમાં ક્રિયાપદ ભુતકાળનું હોય તો ઉપવાક્યમાં ભુતકાળનું જ હોવું જોઈએ. જેમકે:—

મેં જોયું કે તમે મારા પર ગુસ્સે છો. I saw that you were angry with me. (આઇ સૉ ધૅટ યુ વેર એન્ગ્રી વીથ મી) અમે ધારતા હતા કે તમે આવશો. We thought you would come. (વી થોટ યુ વુડ કમ) આવશે= will come એનો ભુતકાળ would come વપરાયો છે. કારણ આગળના વાક્યમા ભુતકાળ thought આવેલો છે.

છતાં જો કોઈ વાક્યમાં કોઈ વાત સત્ય કે સિદ્ધ હોય અને તે ઉપવાક્યમાં આવે તો ત્યાં મુખ્ય વાક્યમાં ભુતકાળ આવેલો હોવા છતાં

અપવાદ તરીકે (exception) વર્તમાન કાળ વાપરવો. જેમકે:— શિક્ષકે કહ્યું કે પૃથ્વી ગોળ છે. (એમાં પૃથ્વી ગોળ છે એ વાત સત્ય છે માટે) The teacher said that the earth is round. (ધી ટીચર સેઇડ ધેટ ધી અર્થ ઇઝ રાઉન્ડ). તેને ખબર નહોતી કે તાવ તરસ ઉત્પન્ન કરે છે? Did he not know that fever produces thirst? (ડીડ હી નોટ નો ધૅટ ફીવર પ્રોડયુસીઝ થર્સ્ટ?)

જો વાકયમા if વપરાયો હોય તો પણ વાકયના બે ભાગ થાય છે. જો વાળો પક્ષ–તો વાળો પક્ષ, જો વાળા પક્ષને અંગ્રેજીમાં The conditional clause. (કન્ડીશનલ ક્લોઝ) અને તો વાળા પક્ષને The consequent clause (કોન્સીક્વન્ટ ક્લોઝ) પાછલું ઉપવાકય કહે છે. એ માટે નીચે મુજબ નીયમ છે.

**Conditional clause ... Consequent clause**

If he is guilty (વર્તમાન) he will be punished.
જો તે ગુનેહગાર હશે ... તો તેને શિક્ષા થશે.
If he were guilty (ભુત) he would be punished.
જો તે ગુનેહગાર હોત ... તો તેને શિક્ષા થાત.
If he had been guilty (પુ [ભુત.) he would have been punished.
જો તે ગુનેહગાર હતો ... તો તેને શિક્ષા થઈ હશે.
If you will start at once (ભવિષ્ય) you will catch the train.
જો તમે એકદમ ઉપડશો ... તો તમે ગાડી પકડી શકશો.

હેતુ કે ઉદ્દેશ બતાવનારાં ઉપવાક્યમાં may અને might આવે છે. જો મુખ્ય વાકયમાં ક્રિયાપદ વર્તમાન કે ભવિષ્ય કાળનું હોય તો may અને જો ભુતકાળનું હોય તો might વપરાય છે. જેમકે:— This prize is given to you that you may study hard again. (ધીસ પ્રાઇઝ ઇઝ ગીવન ટુ યુ ધૅટ યુ મે

સ્ટડી હાર્ડ અગેઇન) તમે ફરીથી સખત અભ્યાસ કરો એટલા માટે તમને આ ઇનામ આપવામાં આવે છે. That prize was given to you that you might study hard again. (ધેટ પ્રાઇઝ વોઝ ગીવન ટુ યુ ધેટ યુ માઈટ સ્ટડી હાર્ડ અગેઇન) તમે ફરીને સખત અભ્યાસ કરો (ભવિષ્યમાં) એટલા માટે તમને તે ઇનામ આપવામાં આવ્યુ હતું.

---

## Lesson 66 : પાઠ ૬૬ મો

## Mood (મુડ) અર્થ

ક્રિયાપદનું પદચ્છેદ કરતી વખતે તેના જાત, કાળ, ભેદ, અર્થ. વગેરે લખવું પડે છે. તેમાં આપણે જાત, કાળ, ભેદ એ ત્રણે શીખી ગયા. હવે અર્થ લઈએ.

અંગ્રેજીમા Mood એટલે ગુજરાતીમાં રીત અથવા અર્થ એ ચાર જાતના છે. (1) Indicative mood (ઇન્ડીકેટીવ મુડ) નિશ્ચયાર્થ. કોઇ સત્ય વાત કહેવામાં અગર સાદો પ્રશ્ન (સામાન્ય) પૂછવામા આવે ત્યારે તેમજ નિશ્ચય બતાવવામાં એ વપરાય છે. જેમકેઃ--રામે કેટલા રોટલા ખાધા ? How many breads did Rama eat ? (હાઉ મેની બ્રેડસ ડીડ રામ ઇટ ?) અથવા તો રામે બે રોટલા ખાધા Rama ate two breads. (રામ એઇટ ટુ બ્રેડસ) આમાં પહેલાં વાક્યમાં did eat સવાલ તરીકે અને બીજા વાકયમાં ate નિશ્ચય બતાવવાના અર્થમા Indicative Mood કહેવાય છે.

(2) Imperative mood (ઇમપરેટીવ મુડ) આજ્ઞાર્થ કોઈ કામ માટે કોઈ ને આજ્ઞા આપવી, હુકમ કરવો, ઉપદેશ કરવો, પ્રાર્થના કરવી કે વિનંતી કરવાના અર્થમાં વપરાય છે. જેમકેઃ—(1) મોતી, બારણું બંધ કર. Moti, shut the door. (મોતી, શટ ધી ડોર) આજ્ઞા કે હુકમ બતાવે છે. (2) કૃપા કરીને મને અંદર આવવા દયો. Please let me

come in. ( પ્લીઝ લેટ મી કમ ઇન ) વિનંતી બતાવે છે (3) ઓહ પ્રભુ, અમારા પાપની માફી આપ. Oh God, forgive us our sins. ( ઓાહ ગૉડ ફરગીવ અમ્ અવર સીન્સ ) પ્રાર્થનાનો અર્થ બતાવે છે. (4) હંમેશાં તમારા શિક્ષકને માન આપો. Always honour your teacher. ( ઑલવેઝ ઓનર યૉર ટીચર ) ઉપદેશ કે બોધનો અર્થ બતાવે છે. (5) મને માફ કરો. Excuse me. ( એક્સ્ક્યુઝ મી ) અરજ કરે છે.

(3) Infinitive mood ( ઇનફીનીટીવ મુડ ) સામાન્ય કૃદંત, અંગ્રેજીમાં જ્યારે સામાન્ય કૃદંત કોઈ ક્રિયાપદની પાછળ આવે છે, ત્યારે તેનો to અધ્યહાર હોતો નથી. જેમકેઃ—I came to learn ( આઇ કેઈમ ટુ લર્ન ) હું શીખવા આવ્યો. He went to see them (હી વેન્ટ ટુ સી ધેમ) તે તેમને જોવા ગયો. આમાં to learn અને to see ઇનફીનીટીવ છે. પણ જ્યારે સામાન્ય કૃદંત સહાયકારક ક્રિયાપદની પાછળ આવે છે, ત્યારે તેનો to અધ્યાહાર રહે છે જેમકેઃ— I shall go, I do write. એમાં shall અને do સહાયકારક ક્રિયાપદો છે, એટલે to go કે to do નહિ આવે.

Ought સિવાયના તમામ સહાયકારક ક્રિયાપદની પછી સામાન્ય કૃદંતનો to અધ્યહાર રહે છે. જેમકેઃ—I should go, I might take, They can write. પરંતુ એ ઉપરાંત પણ બીજા થોડાક ક્રિયાપદો એવા છે, કે જેની પાછળ સમાન્ય કૃદંતનો to અધ્યહાર રહે છે. (આવતો નથી.) તે ક્રિયાપદો Let (લેટ) દેવું. Bid (બીડ) ફરમાવવું. Dare ( ડેર ) હિંમત કરવી. Hear (હીઅર) સાંભળવું. See ( સી ) જોવું. Feed (ફીડ) ખવડાવવું. Make (મેઇક) બનાવવું Need (નીડ) જરૂર પડવી–હોવી. જેમકેઃ—He let them go. ( હી લેટ ધેમ ગો ) તેણે તેમને જવા દીધા. I heard him speak. ( આઇ હર્ડ હીમ સ્પીક ) મે તેને બોલતો સાભળ્યો. You need not go. (યુ નીડ નોટ ગો) તમારે જવાની જરૂર નથી.

ઇનફીનીટીવ મુડમાં ક્રિયાપદ હોય ત્યારે તે હુકમ કે નિશ્ચય બતાવતો નથી તેમ કોઈ વિચાર પણ રજુ કરતો નથી. તેથી તે મુખ્ય ક્રિયાપદ તરીકે ગણી શકાતો નથી, એટલે તેને **Infinitive mood** કહેવામાં આવે છે. એ કોઈ વાક્યમાં કર્મ object ની જગ્યા લે છે.

જ્યારે કોઈ કોઈ જગ્યાએ એ વાક્યની શરૂઆતમા વપરાઈને નામની જગ્યા પણ લે છે. જેમકેઃ—**To drive a horse is easy.** (ટુ ડ્રાઇવ એ હોર્સ ઇઝ ઇઝી) ઘોડો હાંકવો સહેલો છે. એમાં **To drive is in infinitive, used as a noun** (પાર્સીંગમાં) થાય છે. **To walk is pleasant.** (ટુ વોક ઇઝ પ્લેઝન્ટ) ચાલવું આનંદદાયક છે. એમાં **To walk** કર્તા છે, જ્યારે **I like to walk** (આઇ લાઇક ટુ વોક) મને ચાલવું ગમે છે. એમાં **To walk** એ કર્મ છે.

અંગ્રેજીમાં **Infinitive** ના બે રૂપ છે. **to walk** અને **walking.** આપણે **To walk is pleasant** ને બદલે **walking is pleasant** પણ કહીએ છીએ. યાદ રાખો કે **Walking** એ વર્તમાનકાળ કૃદંત **Present participle** છે, તેમજ **infinitive** પણ છે. જેમકેઃ—**He went home running.** તે દોડતો દોડતો ઘેર ગયો. એમાં **Running** વર્તમાન કૃદંત છે, જ્યારે **Walking is pleasent,** ચાલવું આનંદદાયક છે, એમાં **walking** એ **infinitive** છે.

જો **ing** વાળું રૂપ વિશેષણ તરીકે વપરાયું હોય (નામ તરીકે નહિ) તો એને વર્તમાન કૃદંત કહેવું. પણ જો નામ તરીકે વપરાયું હોય તો તેને **infinitive** કહેવું, એવા **ing** વાળાં **infinitive** ને **gerund** (જીરન્ડ) પણ કહે છે.

**To walk is pleasent,** એવા વાક્યમાં કોઈ વખતે **it** સર્વનામ વાક્યને આરંભે વપરાય છે, અને ખરો કર્તા જે **infinitive**

હોય છે, તે ક્રિયાપદની પાછળ મુકાય છે. તેવે ઠેકાણે પદચ્છેદ કરતી વેળા **it** ને **Provisional** (પ્રોવીઝનલ) subject of **is** કહેવે।.

આ પ્રમાણે આવી જગાએ એક જ વાકયનો તરજુમો અંગ્રેજીમાં ત્રણ જુદી જુદી રીતે થઈ શકે છે, જેમકે:–ભણવું જરૂરનું છે.

(1) **To study is important.** (ટુ સ્ટડી ઇઝ ઇમ્પોર્ટન્ટ)
(2) **It is important to study.** (ઇટ ઇઝ ઇમ્પોર્ટન્ટ ટુ સ્ટડી)
(3) **Studying is important.** (સ્ટડીંગ ઇઝ ઇમ્પોર્ટન્ટ)

ક્રિયાપદના તમામ સામાન્ય રૂપો જેવા કેઃ—જવું To go, રમવું **To play,** બોલવું To speak ને માટે Infinitive mood વપરાય છે.

(4) **Subjunctive mood** (સબજંકટીવ મુડ) સંશયાર્થ. એ સંશય, શંકા, વહેમ, શરત, ઇચ્છા કે હેતુ બતાવે છે. વાકયની શરૂઆતમાં if (ઇફ) જો, **Though** (ધો) જો કે, Although (ઓલધો) અગર જો, Till (ટીલ) ત્યાં સુધી, **Until** (અનટીલ) ત્યાં સુધી નહિ, **Ere** (એર) પહેલાં, **Lest** (લેસ્ટ) રખેને, **Unless** (અનલેસ) જ્યાં સુધી નહિ, **Perhaps** (પરહેપ્સ) કદાચીત્...વગેરે શબ્દો વપરાય એટલે ક્રિયાપદ સંશયાર્થમાં જ આવે છે. જેમકે :—(૧) **He may change his mind** (હી મે ચેઈન્જ હીઝ માઇન્ડ) કદાચ (perhaps) તે પોતાનો વિચાર ફેરવે–એમાં સંશય–શંકા–વહેમ બતાવે છે. (૨) **if I meet him, I will speak to him.** (ઇફ આઇ મીટ હીમ આઇ વીલ સ્પીક ટુ હીમ) જો હું તેને મળીશ તો તેને કહીશ–એમાં શરત બતાવે છે. (૩) **Long live the King.** (લોંગ લીવ ધી કીંગ) રાજા ઘણું જીવો–એમા ઇચ્છા બતાવે છે. (૪) **We eat that we may live.** (વી ઇટ ધેટ વી મે લીવ) આપણે જીવતા રહીએ એટલા માટે ખાઈએ છીએ. એમાં હેતુ બતાવે છે.

આ ઉપરાંત **If I be there** (ઇફ આઇ બી ધેર) જો હું ત્યાં હોઉં તો. **Although he is wise...**(ઓલધો હી ઇઝ વાઇઝ)

અગર જો તે બુદ્ધિમાન છે...Unless you tell me the truth... (અનલેસ યુ ટેલ મી ધી ટ્રુથ) જ્યાં સુધી તમે મને સાચું ન કહો...વગેરે.

સંશયાર્થ અને નિશ્ચયાર્થના રૂપોમાં ઘણો ફેર નથી, માત્ર to be નાં રૂપ જુદા જુદા થાય છે.

— To love (લવ) ચાહવું સંશયાર્થના રૂપો —

[ Present tense વર્તમાન કાળ ]

| Singular | Plural |
|---|---|
| If I love (જો હું ચાહું) | ...If we love |
| If thou love (કે lovest) | ...If you love |
| If he love (કે loves) | ...If they love |

[ Past tense–ભુતકાળ ]

| | |
|---|---|
| If I loved (જો હું ચાહત) | ...If we loved |
| If thou lovest | ...If you loved |
| If he loved | ...If they loved |

[ Future tense–ભવિષ્યકાળ ]

| | |
|---|---|
| If I should love (જો હું ચાહીશ) | ...If we should love |
| If thou shouldst love | ...If you should love |
| If he should love | ...If they should love |

— To be (બી) હોવું–થવું ના સંશયાર્થના રૂપો —

[ Present tense વર્તમાનકાળ ]

| | |
|---|---|
| If I be જો હું હોઉં | ...If we be જો અમે હોઇએ. |
| If thou be જો તું હોય | ...If you be જો તમે હો. |
| If he be જો તે હોય | ...If they be જો તેઓ હોય. |

[ Past tense–ભુતકાળ ]

| | |
|---|---|
| If I were જો હું હોત | ...If we were જો અમે હોત. |
| If thou were જો તું હોત | ...If you were જો તમે હોત. |
| If he were જો તે હોત | ...If they were જો તેઓ હોત. |

[ Future tense–ભવિષ્યકાળ ]

If I should be (જો હું હોઇશ) ...If we should be
If thou shouldst be ...If you should be
If he should be ...If they should be

## *To love=ચાહવુંના સંશયાર્થના નવે કાળના રૂપ

સાદો વર્તમાન...જો હું ચાહું. If I love.
ચાલુ વર્તમાન...જો હું (હમણાં) ચાહું If I be loving.
પુર્ણ વર્તમાન...જો મેં ચાહ્યું હોય. If I have loved.
સાદો ભુત ...જો હું ચાહત. If I loved.
ચાલુ ભુત ...જો હું ચાહતો હોત. If I were loving.
પુર્ણ ભુત ...જો મેં ચાહ્યું હોત. If I had loved.
સાદો ભવિષ્ય ...જો હું ચાહીશ. If I should love.
ચાલુ ભવિષ્ય ...જો હું ચાહતો હોઇશ. If I should be loving.
પુર્ણ ભવિષ્ય ...જો મેં ચાહ્યુ હશે. If I should have loved.

— સહ ભેદ Passive Voice ના સંશયાર્થ રૂપ —

સાદો વર્તમાન...જો હું ચહવાઉ If I be loved.
સાદો ભુત ...જો હું ચહાવત. If I were loved
સાદો ભવિષ્ય...જો હું ચહવાઇશ. If I should be loved.
પુર્ણ વર્તમાન ...જો હું ચહવાયો હોઉ. If I have been loved.
પુર્ણ ભુત ...જો હું ચહવાયો હોત. If I had been loved
પુર્ણ ભવિષ્ય ...જો હું ચહવાયો હોઇશ. If I should have been loved.

— સહ ભેદમાં કોઇપણ કાળના ચાલુ રૂપ થતા નથી —

---

*દરેક કાળનું એક એક પહેલા પુરૂષનું રૂપ નમૂના તરીકે આપ્યુ છે એની ઉપરથી બીજા ૭ એની માફક જ બનાવી લેવા.

— અગત્યની સુચના —

હાલમાં અંગ્રેજી ભાષામાં બનતા સુધી ઘણેખરે સ્થળે સંશયાર્થને બદલે નિશ્ચયાર્થ રૂપ વપરાય છે. જેમકે: If he be ને બદલે If he is, Although he was વગેરે.

સંશયાર્થ વાક્યોમાં ઘણું કરીને સંશયસુચક વાક્યયોગી આવે છે. Unless (if not) whether (વેધર) અથવા–કિવા, that (ધેટ) કે, વગેરે. (આપણે ઉપર જોઈ ગયા.)

કોઈ વેળા સંશયાર્થ વાક્યમાં If કાઢી નાખીને કર્તાની આગળ સહાયકારક ક્રિયાપદ મૂકાય છે. જેમકે: જો હું તમારી જગ્યાએ હોત, તો આમ બોલત. If I were in your place, I should say so. (ઇફ આઇ વેર ઇન યોર પ્લેઇસ, આઇ શુડ સે સો) એને બદલે Were I in your place...એમ પણ બોલી શકાય. If he had been there=had he been there. If I should have seen him=should I have seen him.

—Clause (કલોઝ) પ્રયોગ—

વાક્ય જ્યારે Complex (મિશ્ર–બેવડું) હોય ત્યારે એક મુખ્ય વાક્યમાં બીજું ઉપવાક્ય સવાલ પૂછવાથી સમજાઈ જાય છે. એ વખતે એ સવાલ નામ તરીકે પૂછાયો હોય તો noun clause, ક્રિયાવિશેષણ તરીકે હોય તો Adverbial (એડવર્બીઅલ) કલોઝ, વિશેષણ તરીકે હોય તો Adjectival (એડજેકટીવલ) clause વગેરે વપરાય છે. જેમકે: જો તમે પાસ થશો તો તમને ઇનામ મળશે. If you pass, you will get a prize. (ઇફ યુ પાસ યુ વીલ ગેટ એ પ્રાઇઝ) એમાં મળશે મુખ્ય ક્રિયાપદ છે, અને કયારે સવાલ પૂછવાથી પાસ થશો તો જવાબ નીકળે છે, એટલે એ Adverbial Clause થાય. He is a man who killed the tiger (હી ઇઝ એ મેન હુ કીલ્ડ ધી ટાઇગર) એ તે જ માણસ છે કે જેણે વાઘને માર્યો. એમાં man એ

નામ છે, એનો બીજું વાક્ય વધારો બતાવે છે, માટે એ Adjectival clause થાય છે.

આટલી સામાન્ય સમજ Clause માટે બસ છે, કારણ પદચ્છેદમાં એનો ઉપયોગ થતો નથી, પણ analysis (અનાલીસીસ) પૃથક્કરણમાંજ એની જરૂર પડે છે.

---

## Lesson 67 : પાઠ ૬૭ મો

## નામયોગી અવ્યય (Prepositions)

કોઈ ગામ કે શહેર જવું હોય તો ગુજરાતીમાં તેને પ્રત્યય લાગતો નથી. જેમકે:—તે મુંબઈ ગયો. પણ અંગ્રેજીમાં He went to Bombay (હી વેન્ટ ટુ બોમ્બે) મુંબઈની પહેલાં to વપરાય છે.

At નો અર્થ પણ એ જ પ્રમાણે છે. વળી; કને, પાસે, ભણી વગેરે થાય છે. એને માટે ચોક્કસ નીયમ નથી. રૂઢી પ્રમાણે વાક્યની રચના જોઈને એ વાપરવો. જો કોઈ જગ્યાએ વધુ વાર થોભવું કે રોકાવું હોય તો In વાપરવો અને થોડો વખત રોકાવું હોય તો at વાપરવો, એવો સામાન્ય નીયમ છે. જેમકે:—They lived in Poona for four months. (ધી લીવ્ડ ઇન પુના ફોર ફોર મન્ટ્સ) તેઓ પુનામા ચાર મહીના રહ્યા. Our train stopped at Surat only for fifteen minutes. (અવર ટ્રેઇન સ્ટોપ્ડ એટ સુરત ઓનલી ફોર ફીફ્ટીન મીનીટસ) અમારી ગાડી સુરત પંદર મીનીટ થોભી.

From=થી–થકી–માંથી. કોઈ ઠેકાણેથી અમુક સમયથી નીકળવું બતાવે છે. જેમકે:—The light comes from the sun. (ધી લાઇટ કમ્સ ફ્રોમ ધી સન) અજવાળું સુરજમાંથી આવે છે.

By=થી, વડે. ક્રિયાનો કરનાર બતાવે છે. The lion was killed by the soldier. (ધી લાયન વોઝ કીલ્ડ બાઇ ધી સોલ્જર). સૈનિક વડે સિંહ મરાયો.

With=સાથે, થી, વડે. જે વડે ક્રિયા થાય છે તે બતાવે છે. He writes his lesson with a fountain pen. (હી રાઇટસ હીઝ લેસન વીથ એ ફાઉન્ટનપેન) તે પોતાનો પાઠ ફાઉન્ટનપેનથી લખે છે.

On=ઉપર. એક વસ્તુ બીજી વસ્તુની ઉપર બરાબર લગોલગ હોય ત્યાં વપરાય છે. જેમકેઃ—The book is on the table. (ધી બુક ઇઝ ઓન ધી ટેબલ) ચોપડી ટેબલ ઉપર છે.

Above=ઉપર. એક વસ્તુ બીજી વસ્તુની ઉપર બરાબર લગોલગ ન હોય ત્યાં વપરાય છે. There is a sword above my head. (ધેર ઇઝ એ સ્વોર્ડ એબવ માઈ હેડ) મારા માથા ઉપર તલવાર છે.

Over=ઉપર, ઉપર થઈને (પસાર થવાના અર્થમાં) The birds flew over our heads. (ધી બર્ડઝ ફલ્યુ ઓવર અવર હેડસ) પક્ષીઓ અમારા માથા ઉપરથી ઉડીને ગયા.

Among=માં. છૂટી ગણી શકાય એવી વસ્તુમાં વપરાય છે. Among the trees. (એમંગ ધી ટ્રીઝ) ઝાડોમાં.

Amid=વચ્ચે. જથ્થાવાળી વસ્તુમાં વપરાય છે. Amid water=પાણીની વચ્ચે. Amid danger=ભયમાં.

સૂચનાઃ—ગુજરાતીમાં આપણે કલમ લઈને, ટોપી પહેરીને એમ બોલીએ છીએ, પણ અંગ્રેજીમાં એને માટે With વપરાય છે. With a pen (in his hand) With a cap (on his head.)

બીજાં Prepositions માટે નિયમો નથી. એ મહાવરાથી વાક્ય-રચના ને સબંધ જોઈને વાપરી લેવા પડે છે. ફક્ત since અને for માં ઘણી વાર ભૂલો થાય છે. જેમકેઃ—It has been raining since early morning. (ઇટ હેઝ બીન રેઇનીંગ સીન્સ અર્લી મોર્નીંગ) વહેલી સવારથી વરસાદ વરસે છે. એમાં લાંબા પણ અમુક નિશ્ચિત સમયથી ક્રિયા હજુ ચાલે છે એમ બતાવે છે. I have not written a single letter for the last few

days. (આઇ હેવ નોટ રીટન એ સીંગલ લેટર ફોર ધી લાસ્ટ ફ્યુ ડેઇઝ) મેં છેલ્લા થોડા દિવસથી એક પણ કાગળ લખ્યો નથી. આ વાક્યમાં કેટલો સમય તે નક્કી નથી માટે for વપરાય છે. Parsing:—તે નિશાળે ગયો. He went to school. To=a preposition, governing the noun school.

## Conjunction (કંજંક્શન) ઉભયાન્વયી અવ્યય

ગુજરાતીમાં ઉભયાન્વયી, શબ્દયોગી કે વાક્યયોગી અવ્યયને નામે ઓળખાય છે. આ અવ્યય બે વાક્યો કે બે શબ્દોને જોડે છે. જેમકેઃ—

Night came on and the room grew dark. (નાઇટ કેઇમ ઓન એન્ડ ધી રૂમ ગ્રયુ ડાર્ક) રાત પડી અને ઓરડામાં અંધારૂ ફેલાઈ ગયું, એમાં And એક જ જાતના અને અર્થના બે વાક્યોને (same rank and order) જોડે છે, આવા જોડાક્ષર શબ્દને Co-ordinative (કો-ઓરડીનેટીવ) conjunction કહે છે.

(1) Two and two make four. (ટુ એન્ડ ટુ મેઇક ફોર) બે ને બે ચાર થાય છે. (2) Rama and Sita went to play. (રામ એન્ડ સીતા વેન્ટ ટુ પ્લે) રામ અને સીતા રમવા ગયા. આ બંને વાક્યોમા and શબ્દ એ વાક્યોને નહિ પણ બે શબ્દોને જોડે છે. એ શબ્દયોગી અવ્યયને પણ Co-ordinative conjunction કહે છે.

પરંતુ બધા વાક્યો કંઈ એક જ પ્રકારના ને અર્થના હોતા નથી. કોઈ કોઈ મિશ્ર વાક્યો એક-બીજામાં સમાતા કે એક બીજા પર આધાર રાખનારા હોય છે અને તે એકલા છૂટા લખી કે બોલી શકાતા નથી. કેટલાક વાક્ય નામ તરીકે બીજા વાક્યનાં કર્મ-રૂપે આવે છે (Noun clause) તો કેટલાક વિશેષણ તરીકે (Adjectival clause) અને કેટલાક ક્રિયાવિશેષણ તરીકે (Adverbial clause) પણ વપરાય છે. અને એ બધા મુખ્ય ક્રિયાપદમાં સમાઈ જાય છે. જેમકેઃ—

(1) I shall be surprised if you fail. (આઇ શેલ બી સરપ્રાઇઝ્ડ ઇફ યુ ફેઇલ) જો તમે નાપાસ થાવ તો મને નવાઈ લાગશે.

(2) I eat because I am hungry. (આઇ ઇટ બીકૉઝ આઇ એમ હન્ગ્રી) હું ખાઉં છું કારણકે મને ભુખ લાગી છે. એમાં I shall be surprised અને I eat એ બંને મુખ્ય વાકયોમાં પાછળનાં વાકયો સમાઇ જાય છે. તેમ જ એમાં વપરાયલા બંને વાકયો એક જ પ્રકારના (same rank and order)નાં નથી. એટલે If અને because એ બંને અહી Subordinate conjunction (સબોર્ડીનેટ કંજંકશન) થાય છે.

આવા વાક્યયોગી અવ્યયો સિવાય પણ બીજા શબ્દો વાકયો તથા શબ્દોને જોડવા માટે અંગ્રેજીમાં વપરાય છે, એ ધ્યાન રાખવું. જેમકે:—

(1) Yesterday I met Rama who has grown quite well. (યસ્ટરડે આઇ મેટ રામ હુ હેઝ ગ્રોન કવાઇટ વેલ) ગઇ કાલે હું રામને મળ્યો, જે ઉમરલાયક થયો છે. (2) The book was lost which I gave him as a prize. (ધી બુક વૉઝ લોસ્ટ વીચ આઇ ગેવ હીમ એઝ એ પ્રાઇઝ) ચોપડી ખોવાઇ ગઇ, જે મેં તેને ઇનામ તરીકે આપી હતી. (3) That is the house where my uncle lives. (ધેટ ઇઝ ધી હાઉસ વેર માઇ અંકલ લીવ્ઝ) એ તેજ ધર છે, જ્યાં મારા કાકા રહે છે. (4) I slapped him when I saw him. (આઇ સ્લેપ્ડ હીમ વેન આઇ સો હીમ) જ્યારે મેં તેને જોયો ત્યારે તમાચો માર્યો. ઉપરના ચાર વાકયોમાં પહેલા બેમાં who અને which વાકયોને જોડનાર શબ્દો Relative pronouns છે. જ્યારે છેલ્લા બે વાકયોમાં where અને when બંને adverbs છે.

But, however, Nevertheless, still, and, otherwise, yet, for, hence, so, so that, therefore, whence, because, besides, likewise, Notwithstanding, If, As, Although, Though, Since, Till, Until Unless વગેરે શબ્દો conjunction કહેવાય છે.

આ સિવાય કંજંકશનની એક ત્રીજી જાત છે, જેને Correlative (કોરેલેટીવ) કહે છે. જે હંમેશાં જોડમાં આવે છે. જેમકે :—

(1) **We both love and** honour him. (Both...and)

(2) **Either** you or **I** must go. (Either...or)

(3) **Neither Rama nor Hari** broke the window. (Neither...nor)

(4) I don't know **whther** he is **here or not** (Whether...or)

(5) **Not only he is foolish** but also obstinate. (Not only...but)

(6) **Although** he is rich yet he never pays me anything. (Although...yet)

એટલું યાદ રાખો કે Adverb, Conjunction અને Preposition ત્રણ જુદી જુદી જાતના અવ્યયનાજ પ્રકાર છે. છતાં એકજ શબ્દ ત્રણ રીતે પણ વાકયમાં ખુશીથી આવી શકે છે. એટલે લાંબા મહાવરાથી ને અક્કલ ચલાવ્યાથી એ તારવી શકાશે. જેમકે :—

(1) I have seen you **before.** ( આઇ હેવ સીન યુ બીફોર) મેં તમને આગળ જોયા છે. એમા before adverb છે.

(2) It **rained before** you arrived **here.** (ઇટ રેઈન્ડ બીફોર યુ એરાઇવ્ડ હીઅર ) તમે અહીં આવી પહોંચ્યા તે પહેલાં વરસાદ વરસ્યો. એમાં before conjunction છે. (3) The beggar stood before the gate. ( ધી બેગર સ્ટુડ બીફોર ધી ગેઈટ ) એમાં before preposition છે.

Parsing–You will be late unless you hurry. ( યુ વીલ બી લેઇટ અનલેસ યુ હરી ) તમે ઉતાવળ નહિ કરો તો મોડા થશો.

Unless-Subordinate conjunction, joining the sentence you will be late, to the subordinate sentence you hurry.

You or I must do it. (યુ ઓર આઇ મસ્ટ ડુ ઇટ) તમારે કે મારે તે કરવું જોઇએ.

Or = Co - ordinative conjunction joining two words you and I.

The thieves ran away but the police did not arrive. (ધી થીવ્ઝ રેન અવે બટ ધી પોલીસ ડીડ નોટ એરાઇવ) ચોરો નાસી ગયા પણ પોલીસ આવી નહિ.

But=Co - ordinative conjunction, joining two sentences (1) The thieves ran away (2) the police did not arrive.

Correlative conjunction ના પદચ્છેદમાં પહેલી જોડ (first pair in introductory (ઇન્ટ્રોડકટરી) conjunction correlative of the other... એમ કહેવાય છે.

---

## Lesson 68 : પાઠ ૬૮ મો

### —Interjection ( ઇન્ટરજેક્શન ) કેવળપ્રયોગી અવ્યય—

હર્ષ, શોક, આશ્ચર્ય, વગેરે જાત જાતની અંતરની લાગણીઓ બતાવવા માટે જે શબ્દ વાકયની શરૂઆતમાં વાપરવો પડે છે, તેને કેવળ પ્રયોગી અવ્યય કહે છે.

Adieu (એડયુ) સલામ, પ્રણામ ... Hail (હેઇલ) વાહ.
Ah (આહ) અરે ... Pooh (પુહ) ધિક્કાર
Alas (એલાસ) અફસોસ ... Hurrah (હુરરા) વાહવાહ
Fie (ફાઇ) ધિક્કાર ... Hush (હુશ) ચુપ

Oh (ઓહ) અફસોસ ! ... Hark (હાર્ક) સાંભળો.
Fush (ફશ) ધિક્કાર .. Away (અવે) જાવ.
Ha (હા) અરે ... Hullo (હલ્લો) કેમ...
Lo (લો) જુઓ ... Bravo (બ્રાવો) શાબાશ

It is a word thrown into the sentences and does not really form part of it. It is merely in fact a noise, or exclamation. વાક્યમા નકામો ફેંકવામાં આવતો એ એક શબ્દ છે, અને ખરૂં જોતાં એ વાક્યનો કોઈ પણ ભાગ નથી. (Part of speech) એટલે કે ખરી રીતે કોઈ ઘોંઘાટ અથવા વિસ્મયસૂચક ઉચ્ચાર માટે વપરાય છે. નીચે થોડા વાક્યોમાં એનો વપરાશ બતાવવામાં આવ્યો છે.

(1) **Hurrah !** our side has won. (હુર્રા અવર સાઇડ હેઝ વન) વાહવાહ...આપણા પક્ષની જીત થઈ છે.

(2) (**Alas !** our side has lost. (એલાસ અવર સાઇડ હેઝ લોસ્ટ) અફસોસ ! આપણી પાર્ટી હારી ગઈ. (3) **Bravo** Rama well hit. (બ્રાવો, રામ વેલ હીટ) શાબાશ, રામે જબ્બરો ફટકો લગાવ્યો. (4) **Hullo** Govind how are you? (હલ્લો, ગોવિંદ હાઉ આર યુ ?) કેમ...ગોવિંદ, કેમ છે ? (5) **Hush,** I hear some one coming. (હુશ, આઇ હીઅર સમ વન કમીંગ) ચૂપ, મને કોઈના આવવાના પગલાંનો અવાજ સંભળાય છે. (6) **Ah,** let me go for God's sake. (આહ, લેટ મી ગો ફૉર ગોડઝ સેઇક) અરે, ઇશ્વરને ખાતર મને જવા દયો. (7) Oh what a beautiful rose ! (ઓહ, વૉટ એ બ્યુટીફુલ રોઝ !) વાહ...કેવું સુંદર ગુલાબ !

આમાં Hurrah ખુશી બતાવે છે. **Alas** દીલગીરી બતાવે છે. **Oh** આશ્ચર્ય બતાવે છે...વગેરે. પદચ્છેદ Parsing મા એને ફક્ત

Interjection કહેવામાં આવે છે, ત્યાર પછી બીજું કંઇજ લાગતું નથી.

## Articles (આર્ટીકલ્સ) આર્ટીકલો

ગુજરાતીમાં જે શબ્દ નામ હોય તે એકલો બોલી કે લખી શકાય છે. પણ અંગ્રેજીમાં તેમ નથી. દરેક નામની આગળ આર્ટીકલ વપરાય છે. એને માટેની સામાન્ય સૂચના આગળ આપવામાં આવેલી છે.

આર્ટીકલ ત્રણ છે. A, An, the. એમાં A અથવા An નો અર્થ એક થાય છે. એ Indefinite; (ઇનડેફીનેટ) આર્ટીકલ કહેવાય છે. જ્યારે the definite (ડેફીનેટ) આર્ટીકલ કહેવાય છે.

એ. બી. સી. ડી ના ૨૬ અક્ષરો ( letters ) માં A. E. I. O. U. એ પાંચ સ્વર vowels ( વૉવેલ્સ ) છે. બાકીના બીજા બધા વ્યંજન એટલે Consonants (કૉનસોનન્ટસ) છે. જો નામનો પહેલો અક્ષર સ્વર હોય તો An અને વ્યંજન હોય તો A આર્ટીકલ એકવચનમાં વપરાય છે. જેમકે : A boy-એક છોકરો. An ass-એક ગધેડો.

The આર્ટીકલના ઉપયોગ શીખવા જેવા છે. એ that શબ્દનુ ટૂંકુ રૂપ છે. એના પુષ્કળ ઉપયોગ છે. પહેલો ઉપયોગ-એ બહુવચનના નામને લાગે છે. જેમકેઃ A boy પણ The boys.

બીજો ઉપયોગ-એકનું એક નામ ફરી ફરીને વાક્યમાં વપરાય ત્યારે આવે છે. જેમકેઃ મારી પાસે કુતરો છે. I have a dog. તે કુતરો કોઇને કરડતો નથી. The dog does not bite anybody. (ધી ડૉગ ડઝ નૉટ બાઇટ એનીબડી)

ત્રીજો ઉપયોગ-એ એકવચનનાં નામની આગળ પણ આવે છે. જ્યારે કોઇ અમુક ખાસ જાણીતી Particular વસ્તુ બતાવવાની કે ઓળખવાની હોય છે. જેમકે : તમારી ચોપડી ટેબલ પર છે. Your

book is on the table. અહીં અમે તે ટેબલ નહિ પણ મારા ખરેખરું—અમુકજ—બીજું નહિ.

ચોથો ઉપયોગ—પ્રાણી કે પદાર્થનાં નામ આગળ એકવચને The વપરાય છે, ત્યારે તે આખો વર્ગ બતાવે છે. The dog=કુતરાની આખી જાત. એની પછી ક્રિયાપદ એકવચનનું આવે છે.

પાંચમો ઉપયોગ—કોઈ વાર વિશેષણ આગળ The આવે છે, ત્યારે તે વિશેષણ વર્ગસુચક નામ જેવું થઈ જાય છે. અને તેની પછી ક્રિયાપદ બહુવચનનું વપરાય છે. જેમકેઃ—પૈસાદારે ગરીબને મદદ કરવી જોઈએ. The rich should help the poor. (ધી રીચ શુડ હેલ્પ ધી પુઅર) અહીં rich એટલે rich people અને poor એટલે poor people.

છઠ્ઠો ઉપયોગ—વિશેષ, સમુચ્ચયવાચક કે ભાવવાચક નામોની આગળ કોઈ પણ આર્ટીકલ આવતો નથી. છતાં The મુકરરપણાના અર્થમાં ત્યાં પણ અપવાદ તરીકે કોઈવાર વપરાય છે. જેમકે :—The tea of China= ચીનની ચા.

## The uses of THE in different sentences.

**(1) The water of this well is not sweet.** (ધી વૉટર ઑફ ધીસ વેલ ઇઝ નૉટ સ્વીટ) આ કૂવાનું પાણી મીઠું નથી—આજ કૂવાનું પાણી—મુકરરપણાનો અર્થ બતાવે છે. (a definite or particular thing is meant).

**(2) The dog is a faithful animal.** (ધી ડૉગ ઇઝ એ ફેઇથફુલ એનીમલ) કુતરો વફાદાર પ્રાણી છે.—કુતરાની આખી જાત બતાવે છે. (Shows a whole class of beings)

**(3) We should pity the blind and the lame.** (વી શુડ પીટી ધી બ્લાઇન્ડ એન્ડ ધી લેઇમ) આપણે આંધળા અને લંગડાની દયા ખાવી જોઇએ. અહી The વિશેષણ આગળ વપરાઇને

વર્ગસુચક નામ થાય છે. ( Shows a whole class of beings possessing the quality. )

(4) The Tapti meets the Arabian sea near Surat (ધી ટાપ્ટી મીટસ ધી અરેબીયન સી નીઅર સુરત) સુરતની પાસેના અરબી સમુદ્રને તાપી નદી મળે છે. એમાં The નદીના તથા સમુદ્રના વિશેષ નામને લાગ્યો છે.

(5) Do you read the Free Press Journal? ( ડુ યુ રીડ ધી ફ્રી પ્રેસ જર્નલ ? ) તમે ફ્રી પ્રેસ જર્નલ વાંચો છો ? Mahatma Ghandhi sailed for England in the S. S. Rajputana. ( મહાત્મા ગાંધી સેઇલ્ડ ફૉર ઇંગ્લેંડ ઇન ધી એસ. એસ રાજપુતાના) મહાત્મા ગાંધી એસ. એસ. રાજપુતાના સ્ટીમરમાં ઇંગ્લાંડ ગયા–એમાં The ન્યુસપેપર, માણસના અને વહાણના નામની આગળ વપરાયો છે.

(6) Rama is the cleverest boy in the class. (રામ ઇઝ ધી ક્લેવરેસ્ટ બોય ઇન ધી ક્લાસ) આખા વર્ગમા રામ સૌથી હોંશિયાર છોકરો છે. January is the first month of the year. ( જાન્યુઆરી ઇઝ ધી ફર્સ્ટ મન્થ ઑફ ધી ઇયર ) વર્ષનો પહેલો મહીનો જાન્યુઆરી છે. એમાં Superlative degree ના વિશેષણની આગળ The વપરાયો છે.

નીચે આપેલાં નામો ઉપરાંત વિદ્યા, કળા, તેમજ ઉપાધિ વગેરેનાં નામોની આગળ આર્ટીકલનો ઉપયોગ થતો નથી. જેમકે:—

(1) Man is mortal. ( મેન ઇઝ મોરટલ ) માણસ માત્ર નાશવત છે. (2) Falsehood is a vice. (ફોલ્સહુડ ઇઝ એ વાઇસ ) જુઠાણું એ પાપ છે. (3) Read astrology. ( રીડ એસ્ટ્રોલોજી ) જ્યોતિષ વાંચો.

Parsing.-He is a man = A Indefinite article limiting (લીમીટીંગ) the noun man.

## Lesson 69 : પાઠ ૬૯ મો

## Kinds of Sentences (કાઇન્ડઝ ઓફ સેન્ટન્સીઝ)

### વાકયોના પ્રકાર

વાક્યના ત્રણ ભાગ પડે છે. (૧) સાદું વાક્ય A simple sentence. (સીમ્પલ સેન્ટન્સ). (૨) સંયુક્ત વાક્ય A compound (કમ્પાઉન્ડ) sentence. (૩) મિશ્ર વાક્ય A complex (કોમ્પ્લેક્સ) sentence.

Rama is here. (રામ ઇઝ હીઅર) રામ અહીં છે. આ એકવડું અને એકજ ક્રિયાપદથી બનેલું વાક્ય સાદું વાક્ય કહેવાય છે.

Rama is here and he wishes to see you. (રામ ઇઝ હીઅર એન્ડ હી વીશીઝ ટુ સી યુ) રામ અહીં છે અને તે તમને મળવા માગે છે. આ પ્રમાણે ઉભયાન્વયી અવ્યય એટલે કે conjunction થી આ બે વાકયો જોડાયલા છે. તેથી એને compound sentence સંયુક્ત વાક્ય કહે છે. એ ધ્યાનમાં રાખો કે સંયુક્ત વાકય માંહેના દરેકે દરેક વાકય પોતે છુટા છુટા એકલા પણ વપરાઈને પુરો અર્થ બતાવી શકતા હોવા જોઇએ. (Note : that each part of a compound sentence can stand alone and makes complete sense by itself.)

I think that I shall buy a bicycle, (આઇ થીન્ક ધૅટ આઇ શેલ બાઈ એ બાઇસીકલ) હું ધારૂં છું કે હુ સાઇકલ ખરીદીશ. એમાં બે વાક્યો છે. પરંતુ I think વાકય અધુરૂં incomplete છે, કારણ કે હું શું ધારૂં છું? તે પાછલા વાક્યમાં જણાવાયું છે. અર્થાત્ I think a principal part (મુખ્ય ભાગ) છે. જ્યારે I shall buy a bicycle એ subordinate part (પેટા ભાગ) છે.

એમાં બે clauses (કલોઝીઝ) છે, કારણ કે બે ક્રિયાપદો છે અને બીજો વિભાગ પહેલા પર આધાર રાખે છે. (second clause

depends upon the first one and cannot stand alone)

ટુંકાણમાં એક મુખ્ય વાક્યમાં ક્રિયાપદને સવાલ પુછવાથી બીજું આખું વાક્ય જવાબમાં સમાઈ જતું હોય તો તેવા વાક્યને મિશ્ર વાક્ય એટલે complex sentence કહે છે.

He fears that he will die. ( હી ફીઅર્સ ધૅટ હી વીલ ડાઇ ) તેને ભય છે કે તે મરી જશે. He fears મુખ્ય વાક્યને 'શું બીએ છે' એ કર્મ objectનો સવાલ પુછવાથી પાછલું વાક્ય નીકળે છે.

એટલે કે That he will die–subordinate part ને બીજા પર આધાર રાખવો પડતો હોવાથી એને Noun clause ગણવામાં આવે છે. ( object of the principal verb ) અને He fears એ principal part ને principal clause કહેવામાં આવે છે.

The soldier who is wounded lives here. ( ધી સોલ્જર હુ ઇઝ વુન્ડેડ લીવ્ઝ હીઅર ) ઘવાયલો સૈનીક અહીં રહે છે. એમાં who is wounded વિશેષણનું કામ કરે છે. કારણ કે કયો સૈનિક અહી રહે છે? સવાલ પુછવાથી જે ઘવાયો છે એમ જવાબ નીકળે છે. એટલે (It qualifies a noun in the principal clause) એને Adjectival clause (એડજેક્ટીવલ ક્લોઝ કહેવામાં આવે છે.)

Write to me when you reach Bombay. (રાઇટ ટુ મી વેન યુ રીચ બૉમ્બે.) જ્યારે તમે મુંબઈ પહોંચો ત્યારે મને કાગળ લખજો. એમાં ક્યારે કાગળ લખજો–સવાલ પુછવાથી–જ્યારે તમે મુંબઈ પહોંચો ત્યારે–જવાબ નીકળે છે. એ સુવાલ Time વખત બતાવે છે. એટલે adverb નું કામ કરે છે. તેથી એને adverbial clause (એડવર્બીઅલ ક્લોઝ) કહેવામાં આવે છે.

કોઈ વાક્યમાં બે કર્તા આવે છે. જેમકે :—**William the Conqueror** (વીલીયમ ધી કોનકરર) **Kali the Goddess** (કાલી ધી ગોડેસ) **Abdul the Police-man** (અબ્દુલ ધી પોલીસ મેન) વગેરે દરેક વાક્યમાં બીજું ઓળખાણ બતાવતું નામ પદચ્છેદ કરતી વખતે In apposition to the first ( ઇન એપોઝીશન ટુ ધી ફર્સ્ટ ) કહેવાય છે.

## The use of capital letters ( ધી યુઝ ઓફ કેપીટલ લેટર્સ ) મોટા અક્ષરોનો ઉપયોગ

(1) અંગ્રેજીમાં કોઈપણ વાક્ય શરૂ થાય તેના પહેલા શબ્દનો પહેલો અક્ષર Capital લખાય છે. જેમકે :—Rama goes. (રામ ગોઝ) ... **Used to begin a sentence.**

(૨) વાક્ય વચ્ચે જેટલા વિશેષ નામ Proper nouns આવે તે દરેકનો પ્રથમ અક્ષર Capital આવે છે. જેમકે :—My friend Jayantilal went to Bombay. ( માઈ ફ્રેન્ડ જયંતીલાલ વેન્ટ ટુ બૉમ્બે) મારા મિત્ર જયંતીલાલ મુંબઈ ગયા......**Used to begin a proper noun.**

(૩) Rao Saheb ( રાવ સાહેબ ) Khan Saheb ( ખાન સાહેબ) Sir (સર) Justice (જસ્ટીસ) Mayer (મેયર) Honourable (ઓનરેબલ) વીગેરે titles–ખીતાબોમાં પહેલો અક્ષર Capital વપરાય છે...**Used to begin a title.**

(૪) ઇશ્વર અને તેને માટે વપરાતા સર્વનામો જેવાકે :—God (ગોડ), His grace ( હીઝ ગ્રેઈસ ), તેની (ઇશ્વરની) કૃપા...**Used to begin the name of God and pronouns standing for his name.**

(૫) કવિતાની દરેક પહેલી પંકિતના પહેલા શબ્દનો પહેલો અક્ષર

જેમકે :—Once there was a little boy, With curly hair and pleasant eye ... ... Used to begin a line in poetry.

**The use of stops** ( યુઝ ઓફ સ્ટોપ્સ ) ચિન્હોનો ઉપયોગ

(1) પુરેપુરું અટકવું હોય ત્યાં પૂર્ણવીરામ . Full stop ( ફુલ સ્ટોપ ). (2) સવાલ–પ્રશ્ન પુછવો હોય ત્યાં ? સવાલ ચિન્હ – The question mark. (કવેશ્ચન માર્ક). (3) આશ્ચર્ય બતાવવું હોય ત્યારે આશ્ચર્ય ચિન્હ ! A mark of exclamation (માર્ક ઓફ એક્સક્લેમેશન). (4) અડધે ભાગે નહિ જેવો આરામ લેવો હોય ત્યારે અલ્પવિરામ Comma ( કોમા ). અર્ધવિરામ; Semi-colon ( સેમી કોલન ) ...વગેરે *

**Affirmative and Negative** ( એફરમેટીવ એન્ડ નેગેટીવ )

**હકાર અને નકાર**

હું કેરી ખાઉં છું. I eat mangoes. ( આઇ ઇટ મેન્ગોઝ ) એનો નકાર I do not eat mangoes. (આઇ ડુ નોટ ઇટ મેન્ગોઝ) હું કેરી ખાતો નથી.

હકારના વાક્યને નકાર બનાવવા માટે મોટે ભાગે ક્રિયાપદ સાથે Not adverb અને Do સહાયકારક આવે છે. પરંતુ જ્યારે મુખ્ય વાકયમાં (હકારમાં) To have મુખ્ય ક્રિયાપદ તરીકે હોય ત્યારે નકાર બનાવતા ફકત not જ આવે છે. જેમકે :—I have gone. હું ગયો છું. I have not gone. હું ગયો નથી. પરંતુ I have a book નો નકાર I have no book પ્રમાણે થાય છે.

એટલે કોઈ કોઈ જગ્યાએ Not ને બદલે No આવે છે. આગળ આ બાબતમાં સમજણ આપવામાં આવી છે. છતાં ફરી ધ્યાનમાં રાખવું

* આ ચિન્હોને વ્યાકરણમાં Punctuation marks ( પંકચ્યુએશન માર્કસ ) પણ કહેવામાં આવે છે.

કે No એ વિશેષણ છે. Not એ ક્રિયાવિશેષણ છે. No કોઇને ના-જવાબ આપવામાં આવે તેમ જ Negative બનાવવામાં-એ અર્થમાં વપરાય છે. No નામની પુર્વે અને Not ક્રિયાપદની પછી વપરાય છે.

આ ઉપરાંત વાક્યના વિભાગો પાડી તેને જુદા જુદા ખાનાઓમાં લખીને તેનું પૃથક્કરણ કરવામાં આવે છે. તેને Analysis (એનેલીસીસ) કહે છે. એમાં મુખ્ય કર્તા Subject, કર્તાનો વધારો enlargement (એન્લાર્જમેન્ટ) of the subject, predicate, ( પ્રેડીકેઇટ ) એટલે verb complement ( કોમ્પ્લીમેન્ટ ) ક્રિયાપદનો વધારો, object (ઓબ્જેક્ટ) કર્મ enlargement of object એટલે કર્મનો વધારો અથવા વિધેય વગેરે વિભાગો આપવામાં આવે છે. પરતુ. એ વિભાગ શાળામાં ભણતા વિદ્યાર્થીઓને ઉપયોગી હોઈ ખાનગી ઘેર ભણતા માણસોને એનો ઝાઝો ઉપયોગ જરૂરનો ન હોવાથી એ વિષયને આ પુસ્તકમાં ચર્ચવામાં આવતો નથી.

જે વાક્યમાં પૂર્ણ ક્રિયા થતી નથી તેમાં Finite verb (ફાઇનાઇટ વર્બ) હોતો નથી તેને Phrase કહે છે, તેના આઠ પ્રકાર છે.

(1) Noun phrase જેમકે :—"To do or not to do" is the question. ( ટુ ડુ ઓર નોટ ટુ ડુ ઇઝ ધી ક્વેશ્ચન ) કરવું કે ન કરવું તેજ એક સવાલ છે.

(2) Adjectival phrase – જેમકે :– The city "of Bombay" is very large. ( ધી સીટી ઓફ બોમ્બે ઇઝ વેરી લાર્જ ) મુંબઈ શહેર ઘણું મોટું છે.

(3) Adverbial phrase – જેમકે :— He cannot run within a week ( હી કેનનોટ રન વીધીન એ વીક ) તે અઠવાડી-યામા દોડી શકતો નથી.

(4) Prepositional phrase—જેમકે :— "According to your advice" I will do. ( એકોર્ડીંગ ટુ યોર એડવાઇસ આઇ વીલ ડુ ) તમારી સલાહ મુજબ હું કરીશ.

(5) Conjunctional phrase–જેમકે:–**Rama "as well as" Govind is lazy.** ( રામ એઝ વેલ એઝ ગોવિંદ ઈઝ લેઝી) રામ તેમજ ગોવિંદ આળસુ છે.

(6) Interjectional phrase–જેમકે :—**Ah me! I am completely ruined.** ( આહ મી...આઇ એમ કમ્પ્લીટલી રૂઈન્ડ ) અરે હું...મારો તો સર્વનાશ થઈ ગયો છે.

(7) Participle phrase–જેમકે :—"**Being tired**" he slept. ( બીઈંગ ટાયર્ડ હી સ્લેપ્ટ ) થાકેલો હોવાથી તે સુઈ ગયો.

(8) Infinitive phrase–જેમકે :—"**To win a name**" is difficult. ( ટુ વીન એ નેઈમ ઇઝ ડીફીકલ્ટ ) નામના મેળવવી કપરી છે.

---

## Lesson 70 : પાઠ ૭૦ મો

### The direct and Indirect Constructions

અંગ્રેજીમાં વાક્યની રચના બે રીતે થાય છે. સીધી રીતે અને પરોક્ષ રીતે. કોઈને મોઢેથી નીકળેલા શબ્દો તેને તેજ સ્થિતિમાં લખાય છે. તેને સીધી રચના Direct construction ( ડાયરેક્ટ કન્સ્ટ્રકશન ) અથવા Direct speech ( સ્પીચ ) અથવા Direct form of narration (નેરેશન) કહે છે. અને તેના બોલેલા બોલ " " આવી × inverted commas (ઇનવર્ટેડ કોમાઝ) મા લખાય છે. ઇનવર્ટેડ કોમાઝથી શરૂ થતા પહેલા શબ્દનો પહેલો અક્ષર Capital લખાય છે. જેમકે :—

હરીએ કહ્યું કે, " હું નિશાળે જાઉ છું". **Hari said, " I am going to school. "** ( હરી સેઇડ, આઇ એમ ગોઈંગ ટુ સ્કૂલ) એમાં

× કોઈ એને Quotation marks ( કવોટેશન માર્ક્સ ) પણ કહે છે.

હરી બોલનાર છે. એ જેમ બોલ્યો તેમજ એના બોલેલા બોલનો અંગ્રેજીમાં તરજુમો થયો છે. Direct construction સીધી રચના કહેવાય છે.

પરોક્ષ રચનામાં બોલનારના બોલ નથી આવતા, પણ તેણે જે કહેલું હોય, તેની હકીકત આવે છે. એમાં Inverted commas આવતી નથી. ઉપલા જ વાક્યને પરોક્ષ રચનામાં ફેરવીને બોલવું હોય તો આ પ્રમાણે બોલાય છે. હરીએ કહ્યું કે તે નિશાળે જતો હતો. Hari said that he was going to school. ( હરી સેઇડ ધૅટ હી વોઝ ગોઇંગ ટુ સ્કુલ ). આ Indirect construction થઈ કહેવાય.

Rama said to Hari, " I am ill. " ( રામ સેઇડ ટુ હરી, આઇ એમ ઇલ ) રામે હરીને કહ્યું, કે હું માંદો છું, આ વાક્યમાં બે વિભાગ ખુલ્લે ખુલ્લા માલમ પડે છે, જે Inverted commas થી જુદા પડેલા છે. said એ અંગ્રેજીમાં Reporting verb ( રીપોર્ટિંગ વર્બ ) કહેવાય છે અને I am ill ઉપવાક્યને Reported speech ( રીપોર્ટેડ સ્પીચ ) કહેવામાં આવે છે.

સીધીમાંથી પરોક્ષ રચના એટલે કે Direct માંથી Indirect speech કરતી વખતે ઘણી બાબતો પર ધ્યાન આપવું પડે છે. જેમાં Sequence of tenses ( સીક્વન્સ ઑફ ટેન્સીસ ) ક્રમાન્વય ખાસ મહત્વના છે.

નિયમ ૧—જો Reporting verb વર્તમાન કે ભવિષ્યકાળનુ હોય તો Reported speech માંના ક્રિયાપદના કાળમાં કંઇ જ ફેરફાર થતો નથી, પરંતુ જો ભુતકાળનુ હોય તો Indirect કરતી વખતે Reported Speech માં ભુતકાળનો જ પ્રયોગ કરવો પડે છે. જેમકે :—

Direct—Hari says, " I am ill.
Indirect—Hari says that he is ill.
Direct—Hari will say, " I am ill. "
Indirect—Hari will say that he is ill.

Direct—Hari said, " I am ill. "

Indirect—Hari said that he was ill.

Direct માંથી Indirect કરતી વખતે Inverted commas નીકળી જાય છે, અને તેની જગ્યાએ બંને વાકયની વચ્ચે that આવે છે.

જો Reporting verb ભુતકાળમાં હોય તો Indirect કરતી વખતે Simple past tense નો Perfect past tense અને continuous past tense હોય તો તેનો Past perfect continuous કરવામાં આવે છે. જો ક્રિયાપદ Past perfect કે Past perfect continuous માં હોય તો તેનું તેજ કાયમ રહે છે. જેમકે :

| Direct | ... | Indirect |
|---|---|---|
| Hari said, " I went to school. " | ... | Hari said that he had gone to school. |
| Hari said, " I was going to school." | ... | Hari said that he had been going to school. |
| Hari said, " I had gone to school." | ... | Hari said that he had gone to school. |
| Hari said " I had been going to school." | ... | Hari said that he had been going to school. |

પરંતુ જો Reported speech માં કોઈ સત્ય કે સનાતન સિદ્ધાંત સુચવાય છે તો ક્રિયાપદનો કાળ Indirectમાં કાયમ રહે છે. જેમકે :—

Direct–He said, " Fever produces thirst. "

Indirect–He said that fever produces thirst.

એમાં તાવ તરસ ઉત્પન્ન કરે છે, એ વાત પૃથ્વી ગોળ છે એ વાકય જેટલી જ ચોક્કસ ને સત્ય છે. માટે પરોક્ષ રચનામાં સાદો વર્તમાન કાળ કાયમ રહ્યો છે.

The speaker અને The reporter એ બંનેનો સંબંધ ખાસ ધ્યાનમાં રાખવો. વળી યાદ રાખવું કે બોલનાર પોતાને માટે હું, જેને તે કહી સંભળાવે છે તેને માટે તું કે તમે અને જેની વાત કરે છે, તે બીજા બધાને માટે તે કે તેઓ વાપરશે. જેમકે :—

શિક્ષક છોકરાઓને કહે છે I am glad to see you. એક છોકરો બીજાને Report કરે છે. The teacher said, he was glad to see us. અને કોઈ બહારનો માણસ છોકરાઓને કહે તો The teacher said he was glad to see you. એમ વપરાય.

સર્વનામ માટે નિયમો આ પ્રમાણે છે. બોલનાર કે હકીકત કહેનાર ( The speaker or the reporter) પોતાને માટે હંમેશા હું કે અમે વાપરે છે; જેની સાથે વાત કરે ને અથવા જેને કહી સંભળાવે છે તેને માટે "તું કે તમે" વાપરે છે, અને બીજા બધાને માટે તે કે તેઓ વાપરે છે.

Direct speech માં જો interjection અથવા vocative (વોકેટીવ) સંબોધન આવે તો indirect speech માં કાઢી નાંખવામાં આવે છે જેમકે :—

Direct–I said to him, "Friend, lend me your pen."
Indirect–I asked him to lend me his pen.
Direct–He exclaimed, "Alas I am undone."
Indirect–He exclaimed that he was undone.

વાક્ય પ્રશ્નાર્થ હોય અને પ્રશ્નનો જવાબ હા કે ના આવતો હોય તો Reporting verb said ને બદલે Ask કે enquire વાપરવું અને સંયોગી that ને બદલે if કે whether વાપરવું અને ક્રિયાપદને કર્તાની પછી મુકવું. જેમકે :—

Direct–The teacher said to me, "are you well ?"
Indirect–The teacher asked me if I was well.

Direct–I said to him, "Can you not see me !

Indirect–I asked him if he could not see me.

Direct–He said to the boy, "where are you going ?"

Indirect–He asked the boy where he was going.

Direct–I said to him, "How old are you ?"

Indirect–I enquired of him how old he was.

જો હુકમનો અર્થ હોય તો Reporting verb said ને બદલે tell, order, bid, command એ ક્રિયાપદો વાપરવા, અને જો વિનંતીનો અર્થ હોય તો request, beg, ask, beseech, entreat વગેરે ક્રિયાપદો વાપરવા; અને Reported speechમાં ક્રિયાપદ આજ્ઞાર્થ હોય તેને સામાન્ય કૃદંત બનાવવું.

Direct–Mother said to me, "Go and take your bath."

Indirect–Mother ordered me to go and take my bath.

Direct–He said to me, please, take me to your house."

Indirect–He requested me to take him to my house.

Direct–The poor man said, "Oh God save me"

Indirect–The poor man besought ( entreated ) God to save him.

જો વાક્ય આશ્ચર્યદર્શક (exclamatory) હોય તો reporting verb said ને બદલે cry out, exclaim, say with wonder or admiration વગેરે વાપરવાં, અને ઉપવાક્યને સાધારણ રૂપ આપવું. જેમકે :—

Direct–He said, "what a horrible creature it is !"

Indirect–He cried out that it was a horrible creature.

Direct–The boy said, "What a wonderful story it is!"

Indirect–The boy said with admiration that it was a wonderful story.

જો વાક્ય શુભ કે અશુભ બતાવનાર હોય તો Reporting verb wish, pray વગેરે આવે છે. જેમકે:—

Direct–He said, "May God bless you."

Indirect–He prayed that God might bless him.

Direct–He said, "Good-bye, my friend."

Indirect–He wished his friend good-bye.

[ ...જ્યાં Yes અને No શબ્દો વપરાય ત્યાં ]

Direct–My friend said to me, "Are you ready to start?" I replied, "yes".

Indirect–My friend asked me if I was ready to start. I replied I was.

એમાં Yes એટલે I am ready to start સમજવું અને જો No હોય તો I replied I was not એમ બોલવું.

નીચેના શબ્દોમાં Direct speech માંથી Indirect speech કરતી વખતે નીચે મુજબનો ફેરફાર થાય છે.

| Direct | ... | Indirect |
|---|---|---|
| Now | ... | Then |
| This | ... | That |
| Here | ... | There |
| Thus | ... | In that way |

| | | |
|---|---|---|
| Come | ... | Go |
| To day | ... | That day |
| To morrow | ... | The next day |
| Yesterday | ... | The previous day |
| Last night | ... | The previous night |
| Ago | ... | Before |
| To night | ... | That night |

Direct–He said to me, "Let us start to morrow."
Indirect–He proposed that we should start the next day.

---

## Lesson 71 : પાઠ ૭૧ મો

### — No sooner than, As soon as, just as —

### : : કે તરતજ–ત્યાંજ–તેટલામાં : :

એક ક્રિયા થયા બાદ તરત બીજી ક્રિયા થાય તો અંગ્રેજીમાં ઉપર લખેલા ત્રણ સયોગી વપરાય છે. (૧) સિપાઈઓ આવ્યા કે તરત ચોરો નાસી ગયા. **As soon as the policemen arrived the thieves ran away.** (એઝ સુન એઝ ધી પોલીસ મેન એરાઇવ્ડ ધી થીવ્ઝ રેન અવે) અથવા **Just as the policemen arrived...** પણ એજ રીતે વાક્યમાં વાપરી શકાય.

પરંતુ No sooner than નો ઉપયોગ જુદો છે. જેમકે:—સૂર્ય ઉગ્યો કે તરત લડાઈ શરૂ થઈ. **No sooner did the sun rise, than the battle began.** (નો સુનર ડીડ ધી સન રાઇઝ ધેન ધી બેટલ બીગેન).

### On અને while

એ બંનેની સાથે **Gerund** વપરાય છે. જેમકે:—ઘરમાં પ્રવેશતાં જ તેણે ગાળ દેવી શરૂ કરી. **On entering the house, he began**

to abuse. (ઓન-એન્ટરીંગ ધી હાઉસ, હી બીગેન ટુ એબ્યુસ) સીનેમામાં જતાં અમને તે મળ્યો. While going to cinema he met us. (વાઈલ ગોઈંગ ટુ સીનેમા હી મેટ અસ).

## Too અને Enough

Too નો અર્થ વધારે નહિ પણ જોઈએ તે કરતાં (હદ) વધારે. વધારે માટે very કે much આવે. પણ જ્યાં કંઈક હદની બહાર હોય ત્યાં Too આવે. very large=ઘણો મોટો. Too large=જોઈએ તે કરતાં મોટો. He is too big. એ વાક્ય ખોટું છે. He is very big જોઈએ. પણ આ કાચ આ કબાટ માટે જોઈએ તે કરતા મોટો છે. એમાં This glass is too big for this cup-board એમ આવે. ટુંકાણમાં જ્યાં હદ, પ્રમાણ કે યોગ્યતા કરતા વધારેનો અર્થ સુચવાય ત્યાં too આવે.

Very પછી too આવે તો વિશેષણ પછી આર્ટીકલ વપરાય છે. જેમકે: A very good book, too good a book.

Too નો અર્થ કોઈ જગ્યાએ પણ થાય છે. ત્યારે તે also વળી ની જગ્યાએ વપરાય છે. જેમકે:-He stole a rupee and also a fauntain pen. ( હી સ્ટોલ એ રૂપી એન્ડ ઓલ્સો એ ફાઉન્ટન પેન ) તેણે એક રૂપીઓ અને વળી એક ઈંડીપેન ચોરી. એની જગ્યાએ He stole a rupee and a fountain pen too. એમ પણ આવે.

Enough નો અર્થ જોઈએ એટલું જ-પુરતું જ થાય છે. It is too sweet. તે જોઈએ તે કરતાં વધારે ગળ્યુ છે. જ્યારે It is sweet enough. એટલે તે જોઈએ એટલું જ ગળ્યુ છે.

યાદ રહે કે મોટે ભાગે enough વિશેષણની પાછળ આવે છે. જેમકે:—He is clever enough. ( હી ઇઝ ક્લેવર ઈનફ ) તે જોઈએ એટલો હોંશિયાર છે.

## So અને Such ( એવું-એટલું )

એવી સારી ચોપડી. Such a good book. અથવા So good a book.

Such એ દર્શક વિશેષણ છે. અને So એ ક્રિયાવિશેષણ છે. So નામ આગળ વિશેષણ હોય તેની આગળ આવે છે. આર્ટીકલ A such ની પછી આવે છે. a such boy નહિ પણ such a boy બોલાય.

કેટલીક જગાએ So ને બદલે too પણ આવે છે. જેમકેઃ—It is too late to catch the train અથવા It is so late that I cannot catch the train.

## As possible (બને તેટલું-બને તેમ)

જેટલું-તેટલું-જેમ-તેમ-જેવડું-તેવડું—એવા શબ્દોનો તરજુમો અંગ્રેજીમાં બે As ની વચ્ચે વિશેષણ કે ક્રિયાવિશેષણ મૂકીને થાય છે. જેમકેઃ-જેટલો જલદી તેટલો...As quickly as.

બને એટલો જલદી—As fast as possible. અથવા As soon as possible. કોઈ વેળા possible ની જગાએ can પણ વપરાય છે. જેમકેઃ—As soon as you can. ( જેટલો બની શકે એટલો જલદી ) As much as he could. ( તેનાથી બન્યું એટલું )

બને એટલું થોડું (જથો) As little as possible.
બને એટલા થોડા (સંખ્યા) As few as possible.
બને તેટલું વધારે (જથો) As much more as possible.
બને તેટલા વધારે (સંખ્યા) As many more as possible.

| | |
|---|---|
| બને તેમ જલદી......... અથવા......... | As fast as possible. As fast as...can. |
| બને તેટલું ધીમે......... | As slow as possible. |

## Cannot but, Cannot help, Be sure to

### — વગર રહેવું નહિ —

(1) માણસનામાં અક્કલ હોય તો પોતાના હીતનું રક્ષણ કર્યાં સિવાય રહે નહિ. **If a man has common sense, he cannot but protect his own interest.** ( ઇફ એ મેન હેઝ કોમન સેન્સ હી કેનનોટ બટ પ્રોટેક્ટ હીઝ ઓન ઇન્ટરેસ્ટ)

(2) જ્યારે તે આવી ભૂલો જુએ ત્યારે તેનાથી તેને માર્યા વગર રહેવાય નહિ. **He cannot help punishing him when he find such errors.** ( હી કેનનોટ હેલ્પ પનીશીગ હીમ વ્હેન હી ફાઇન્ડસ સચ એરર્સ )

(3) આપણામાં શક્તિ હોય તો આપણે આપણી જાતનું રક્ષણ કર્યાં સિવાય રહીએ નહિ. **If we have strength enough, we are sure to protect ourselves.** (ઇફ વી હેવ સ્ટ્રેન્થ ઇનફ, વી આર સ્યોર ટુ પ્રોટેક્ટ અવરસેલ્વ્ઝ )

## To speak, talk, say, tell (કહેવું)

To speak=બોલવું, મોંઢામાંથી ઉચ્ચાર કાઢવો. જેમકેઃ– તે મુંગો છે, બોલી શકતો નથી. **He is dumb, he cannot speak.** ( હી ઇઝ ડમ્બ, હી કેનનોટ સ્પીક )

To talk=બોલવું ( વાત કરવી). જેમકેઃ–છોકરાઓએ વર્ગમાં વાત ન કરવી જોઈએ **The students should not talk in the class.** ( ધી સ્ટુડન્ટસ શુડ નોટ ટાક ઇન ધી કલાસ )

To say=કાંઈ કહેવું, કોઈ ને કહેવું. જેમકેઃ–શિક્ષક કહે છે, કે આજે સઘળા છોકરા હાજર છે. **The teacher says, that all the students are present to day.** ( ધી ટીચર સેઇઝ, ધેટ ઓલ ધી સ્ટુડન્ટસ આર પ્રેઝન્ટ ટુ ડે )

To tell=કોઈ ને કંઈ કહેવું, જેમકેઃ—મે તેને કહ્યું, કે તું મૂર્ખ છે. I told him that he was a fool. ( આ ટોલ્ડ હીમ ધેટ હી વોઝ એ ફુલ)

Say અને tell વચ્ચેનો ફેર ઘણો અગત્યનો છે. say પછી હંમેશાં to આવે છે, tell પછી કદાપી પણ to આવતો નથી. આ ઉપરાંત Tell the truth સાચુ બોલો, Tell a lie જુઠ્ઠુ બોલો એમ બોલાય. Say the truth કે say a lie કદી બોલાતું નથી.

વળી Tell us a story. એ પ્રમાણે વાકય આજ્ઞાર્થે હોય ત્યાં say વપરાતો નથી. 'કહેવું'નો અર્થ કોઈ વેળા નામ કે ઉપમા આપવી એવો થાય છે ત્યાં call વપરાય છે. તેણે મને વાંદરો કહ્યો. He called me a monkey.

## To refuse, deny, for, since, ago, until, as long as.

'ના પાડવી' એને માટે અંગ્રેજીમાં refuse અને deny બે શબ્દો છે. એમા refuse કંઈ આપવા કે કામ કરવાની ના પાડવીના અર્થમાં વપરાય છે. જેમકેઃ—તે ઘરની અંદર આવવા ના પાડે છે He refuses to come into the house. મેં તેને પૈસો આપવા માંડયો, પણ તેણે ના પાડી. I gave him a pice, but he refused to take it.

To deny નામુકકર જવું. એટલે કંઈ કીધુ નથી—કર્યું નથી—એ અર્થમાં વપરાય છે. તે જુઠ્ઠું બોલ્યાની ના પાડે છે. He denies that he has told a lie. અથવા He denies having told a lie.

Since અને for માટે આગળ ટુંકાણમાં સમજણ આપવામાં આવી છે. અમુક ચોકકસ મુદત બતાવવી હોય તો for ને અનિશ્ચિત સમય બતાવવો હોય તો since આવે છે. જેમકેઃ—લાંબા વખતથી આપનો એક પત્ર નથી. Received no letter since a long time passed. અને છેલ્લા બે માસથી તમારો એક કાગળ મળ્યો નથી.

**Received no letter for the last** two **months** passed. **એનો** અર્થ ગુજરાતીમાં **થયા** થાય છે. જ્યારે since નો અર્થ **થી ત્યારથી** થાય છે.

યાદ રાખો કે **Since** ની પછી કંઈ અમુક અચોક્કસ વખત બતાવનાર શબ્દ કે વાકય આવે. **Since the** school closed, Since the **war** began, અને **for** ની પછી અમુક ચોક્કસ મુદત બતાવાય છે.

Ago નો અર્થ...**ની વાત** ઉપર એવો થાય છે. બે વરસની વાત પર...Two **years** ago. બે દિવસ પર **two** days **ago.** આમાં **ago** ને સ્થાને since વાપરવો હોય તો વાકય ઉલટાવવું પડે છે. જેમકે-**Two years ago he met me at** Bombay. બે વરસ ઉપર તે મને મુંબઈમા મળ્યો હતો. એને ઉલટાવીએ તો **It is two** years **passed since he met me at** Bombay.

ago વાપરીએ ત્યારે વર્તમાનકાળથી ગણતાં પાછળ જઈએ અને **since** વાપરીએ ત્યારે ભૂતકાળથી ગણતાં ચાલુ વખત સુધી આવીએ છીએ.

Till **(until)** અને **as** long **as** બનેના અર્થ જ્યા સુધી થાય છે. ફેર એટલો જ છે કે **till** અને **until** પછી ચોક્કસ વખત બતાવનાર શબ્દ કે વાક્ય આવે છે, અને **As** long **as** પછી મુદત **(duration of time)** બતાવનાર શબ્દ કે વાકય આવે છે. જેમકે:-તમે જ્યાં સુધી જીવશો ત્યાં સુધી મને સંભારશો. **You will remember me as long as you live.** (યુ વીલ રીમેમ્બર મી એઝ લોન્ગ એઝ યુ લીવ) તે મરશે ત્યાં સુધી નિસાસા નાખશે. He **will sigh** till he **dies.** (અથવા **till** his **death**).

## Other, another, others.

**Another** એ શબ્દ **An other** નો બનેલો છે. એનું ગુજરાતી બીજું-બીજી-બીજો થાય છે. એ એકલો સર્વનામ તરીકે અથવા

બીજા નામની આગળ વપરાય છે. જેમકેઃ-I cannot know the correct time with this watch. I must buy another. અથવા Have you received another letter ? another માં An આર્ટીકલ છે જ, એને કોઈ દિવસ The another એમ લખી શકાય જ નહિ.

Other એકલો વપરાતો નથી. એની આગળ કોઈ પણ નામ આવે છે. બે વસ્તુમાંથી એક અને બીજી એમ બતાવવા માટે એનો ઉપયોગ થાય છે. Here is one, where is the other ?

એથી વધુ વસ્તુ હોય તો બીજી કે અન્યને માટે Another વાપરવું. I have two books, I shall keep one for myself, you may take the other. પરંતુ આ ચોપડી ખરાબ છે, મારે તે બીજી ખરીદવી જોઈએ. This book is bad, I must buy another.

વગેરે-ઇત્યાદિના અર્થમાં etc. (એટસેટ્રા) અથવા and others વપરાય છે. જેમકેઃ—Manu, Hari, Mohan and others....એ વાક્યની શરૂઆત બરાબર છે, પણ Books, rupees and others... એમ ન વપરાય. એમાં જીવ નથી એટલે એની પાછળ etc. (etcetera) વપરાય છે.

## — સાહેબ Sir (સર વિષે) —

સામાન્ય રીતે સાધારણ માણસોને માટે—હા, સાહેબ. Yes sir... ના બાઈ સાહેબ. No madam. રાજા સાહેબ હોય તો The king અથવા His majesty (હીઝ મેજેસ્ટી) the king કહેવાય. જેમકેઃ— નામદાર પંચમ જ્યોર્જ. His majesty King George the Fifth. (હીઝ મેજેસ્ટી કીંગ જ્યોર્જ ધી ફીફ્થ)

ગવર્નર સાહેબને The Governor (ગવર્નર) અથવા His Excellency the Governor. (હીઝ એક્સેલેન્સી ધી ગવર્નર).

ગાયકવાડ સરકારને His Highness the Gaekwar. (હીઝ હાઇનેસ ધી ગાયકવાર ) સ્ત્રી હોય તો Her Highness, Her Majesty the Queen લખાય.

સંબોધન Address કરવામાં Your Majesty, Your Highness, Your honour. (ઓનર), Your excellency વગેરે વપરાય છે. કલેકટર, મેજીસ્ટ્રેટ. ડૉકટર, વકીલ, હેડમાસ્તર, વગેરે અમલદારો ને ધંધાદારીઓના નામ આગળ ફક્ત The આવે છે. જેમકેઃ– The Collector, The Judge, The doctor, The pleader, The Head master or Principal (પ્રીન્સીપાલ) વગેરે......

વિશેષનામ હોય તો નામની આગળ ( પુરૂષને ) Mr. (મીસ્ટર) લગાડવું. જેમકેઃ–મીસ્ટર બોઝ. Mr. Bose. ને સ્ત્રી હોય તો Mrs. (મીસીસ) Bose લખાય. કુમારી છોકરી હોય તો Miss (મીસ) શબ્દ લગાડવો. Miss Indumati (મીસ ઇન્દુમતી) પરંતુ જો પરણેલી હોય તો સ્ત્રીનું પોતાનું નામ કે અટક ન લખતાં Mrs. મીસીસ શબ્દની સાથે ધણીનું નામ કે અટક લખાય છે જેમકેઃ–ઇન્દુમતી તે ગીરીશચંદ્ર ડૉક્ટરની ધણીઆણી, અંગ્રેજીમાં Mrs. Girishchandra અથવા Mrs. Doctor લખાય

માનાર્થે વાપરવું હોય તો અંગ્રેજોને માટે The Englishman, અને દેશી માણસને માટે ફક્ત Gentleman (જેન્ટલમેન) વપરાય છે.

પાદરી ધર્મગુરૂઓના નામ આગળ Reverend (રેવરન્ડ) ટુંકાણમાં Revd. શબ્દ લખાય છે, એનો અર્થ પુજ્ય, માનનીય થાય છે. ધણા માણસો અંગ્રેજીમાં Revd Scott. (સ્કોટ) કે Revd. Willim Scott, esq. લખે છે. આ બંને અંગ્રેજી તદ્દન ખોટા છે. એની જગ્યાએ Revd. Mr. Scott. અથવા The Revd. William Scott. ચીલીયમ ખબર ન હોય તો Revd. Scott. લખવું.

વિશેષ નામ આગળ Mr. શબ્દ વપરાતો નથી. સબોધન address સિવાય Sir અને Madam શબ્દનો ઉપયોગ થતો નથી.

---

## Lesson 72 : પાઠ ૭૨ મો
## Words (વર્ડ્ઝ) શબ્દો

**Actual** (એક્ચ્યુઅલ) યથાર્થ
**Ballot** (બેલટ) છુપી રીતે મત આપવાની ચીઠ્ઠી
**Bribe** (બ્રાઇબ) લાંચ
**Bugle** (બ્યુગલ) રણશીંગુ
**Building** (બીલ્ડીંગ) ઇમારત મકાન
**Chairman** (ચેરમેન) સભાપતી
**Debt** (ડેટ) દેવું
**Decide** (ડીસાઇડ) નક્કી કરવું
**Defray** (ડીફ્રે) અદા કરવું
**Accused** (એક્યુસ્ડ) અપરાધી
**Excuse** (એક્સક્યુઝ) માફ કરવું
**Feeble** (ફીબલ) નબળું
**Folly** (ફોલી) મુર્ખાઈ
**Living** (લીવીંગ) આજીવીકા
**Naked** (નેકેડ) નાગો–ઉઘાડો
**Bare** (બેર) ખુલ્લો–ઉઘાડો
**Orthodox** (ઓરથોડોક્સ) જુના વિચારનો
**Speech** (સ્પીચ) ભાષણ-વ્યાખ્યાન
**Tame** (ટેઇમ) પાળવું, કેળવવું
**Towel** (ટોવેલ) ટુવાલ
**Valuable** (વેલ્યુએબલ) કીમતી
**Whisper** (વ્હીસ્પર) કાનમાં કહેવું
**Wipe** (વાઇપ) લુછવું
**Obstinate** (ઓબ્સ્ટીનેઇટ) હઠીલું
**Energy** (એનરજી) શક્તિ
**Try best** (ટ્રાયબેસ્ટ) બનતું કરવું

What is the actual price of your motor car? (વોટ ઇઝ ધી એક્ચ્યુઅલ પ્રાઇસ ઓફ યોર મોટરકાર?) તમારી મોટર ગાડીની યથાર્થ કીંમત શી છે?

Let us decide our fate by ballot. (લેટ અસ ડીસાઇડ અવર ફેઇટ બાઈ બેલટ) ચીઠ્ઠી નાંખીને અમારા નસીબ (નક્કી કરવા) અજમાવવા દયો.

Bribe him and his mouth will be closed for ever. (બ્રાઈબ હીમ એન્ડ હીઝ માઉથ વીલ બી કલોઝડ ફોર એવર) તેને લાંચ આપો ને તેનું મોઢું હંમેશને માટે બંધ થઈ જશે.

Hearing the sound of a bugle I awoke. (હીઅરીંગ્ ધી સાઉન્ડ ઑફ્ એ બ્યુગલ આઇ અવોક) રણશીંગાનો અવાજ સાંભળીને હું જાગી ઊઠ્યો.

His new building is worth seeing. (હીઝ ન્યુ બીલ્ડીંઝ ઇઝ વર્થ સીઈંગ) તેનું નવું મકાન જોવા લાયક છે.

I could not hear the Chairman's speech. ( આઇ કુડ નૉટ હીઅર ધી ચેરમેન્સ સ્પીચ ) હું સભાપતિનું ભાષણ સાંભળી શક્યો નહિ.

I say, first go and clear your debt. (આઇ સે, ફર્સ્ટ ગો એન્ડ કલીઅર યૉર ડેટ ) મારું એમ કહેવું છે, જાવ અને પહેલાં તમારું દેવું પતાવી નાખો.

I must have an hour or two at least to decide this matter. (આઇ મસ્ટ હેવ એન અવર ઑર ટુ એટ લીસ્ટ ટુ ડીસાઇડ ધીસ મેટર) મને આ બાબત નક્કી કરવા માટે ઓછામાં ઓછો એકથી બે કલાકનો સમય મળવો જોઇએ.

I am not often and often prepared to defray his such unnecessary expenses. ( આઇ એમ નૉટ ઑફ્ન એન્ડ ઑફ્ન પ્રીપેર્ડ ટુ ડીફ્રે હીઝ સચ અનનેસેસરી એકસપેન્સીસ ) તેના આવા નિષ્પ્રયોજન ( નકામા—ખોટા ) ખર્ચ વારંવાર—હરઘડીએ અદા કરવા (પતાવવા) હું તૈયાર નથી.

The accused urged the magistrate to excuse him once again. ( ધી એકયુસ્ડ અર્જડ ધી મેજીસ્ટ્રેટ ટુ એક્સક્યુઝ હીમ વન્સ અગેઇન) અપરાધીએ ન્યાયાધીશને ફરી એકવાર માફી આપવા માટે અરજ કરી.

Do not trust a feeble minded man. ( ડુ નૉટ ટ્રસ્ટ એ ફીબલ માઇન્ડેડ મેન ) નબળા મગજના માણસ પર ભરોસો મૂકવો નહિ.

Now he repents for his folly. (નાઉ હી રીપેન્ટસ ફોર હીઝ ફોલી) પોતાની મુર્ખાઈ માટે હવે તે પસ્તાવો કરે છે.

He earns a good living. (હી અર્ન્સ એ ગુડ લીવીંગ) તે (ગુજરાન માટે) સારી આજીવીકા પેદા કરે છે.

It is a naked truth. (ઇટ ઇઝ એ નેઈકેડ ટ્રુથ) તે એક નગ્ન સત્ય છે.

He is always seen bare feeted. (હી ઇઝ ઓલ્વેઝ સીન બેર ફીટેડ) તે હંમેશાં ઉઘાડે પગે જ દેખાય છે.

Why are you wasting your energy with that orthodox idiot? (વ્હાય આર યુ વેસ્ટીંગ યોર એનરજી વીથ ધેટ ઓરથોડોકસ ઇડીઅટ?) તે જુના વિચારના મૂર્ખા સાથે તમે શા માટે તમારી (મગજ) શક્તિ વેડફો છો?

A dog can be tamed easily. (એ ડોગ કેન બી ટેઇમ્ડ ઇઝીલી) કુતરો સહેલાઈથી કેળવી (પાળી) શકાય છે.

Have you seen my towel? (હેવ યુ સીન માઈ ટાવેલ?) તમે મારો ટુવાલ દીઠો છે?

I will never forget your valuable services. (આઇ વીલ નેવર ફરગેટ યોર વેલ્યુએબલ સર્વિસીસ) હું તમારી કીમતી સેવાઓ કદાપી પણ ભૂલીશ નહિ.

He whispered something in my ear. (હી વ્હીસ્પર્ડ સમથીંગ ઇન માઈ ઇઅર) તે મારા કાનમાં ધીમેથી કંઈક બબડ્યો.

Wipe out all evil thoughts from your mind. (વાઇપ આઉટ ઓલ ઇવીલ થોટસ ફ્રોમ યોર માઈન્ડ) તમારા મગજમાંથી તમામ કુવિચારો સાફ કરી નાખો. (કાઢી નાખો–રજા આપો.)

I am already aware that he is obstinate, yet I shall try my best to make him understand. (આઇ

એમ ઓલરેડી અવેર ધૅટ હી ઇઝ ઓબ્સ્ટીનેઇટ, યટ આઇ શેલ ટ્રાઇ માઈ બેસ્ટ ટુ મેઇક હીમ અંડરસ્ટેન્ડ ) તે જક્કી છે, એ હું સારી રીતે જાણું છું, છતાં પણ તેને સમજાવવા હું મારાથી બનતું બધું કરીશ.

---

## Lesson 73 : પાઠ ૭૩ મો

### Words (વર્ડઝ) શબ્દો

Adopt (એડોપ્ટ) દત્તક લેવો
Arrest (એરેસ્ટ) કેદ કરવો
Assemble (એસેમ્બલ) એકઠા થવું
Coward (કાવર્ડ) બાયલો
Culprit (કલ્પ્રીટ) ગુનેહગાર
Dictionary (ડીક્ષનરી) શબ્દકોષ
Fade (ફેઇડ) ઝાંખું પડવું
Jealousy (જેલસી) અદેખાઇ
Rope (રોપ) દોરડું
Separate (સેપરેટ) જુદું જુદું પાડવું
Apart (એપાર્ટ) જુદું–નીરાળુ
Depart (ડીપાર્ટ) છોડી જવું
Tempt (ટેમ્પ્ટ) લલચાવવું
Weep (વીપ) રોવું
Issue (ઇસ્યુ) અંક, બહાર પાડવું
Resign (રીઝાઇન) ત્યાગ કરવો
Post (પોસ્ટ) જગા–નોકરી
Gnaw (ગ્નો) કરડવું
Exact (એકઝેક્ટ) બરાબર–ખરે
Regular (રેગ્યુલર) નીયમીત
Punctual (પંકચ્યુઅલ) નિયમીત
Attendance (એટેન્ડન્સ) હાજરી
Elect (ઇલેક્ટ) ચુંટવું–ચુંટાવું
Possibility (પોસીબીલીટી) શકયતા–સંભવ

She is his adopted daughter. ( શી ઇઝ હીઝ એડોપ્ટેડ ડોટર ) તેણી તેની દત્તક પુત્રી છે.

At last the police constable arrested the culprit ( એટ લાસ્ટ ધી પોલીસ કોન્સ્ટેબલ એરેસ્ટેડ ધી કલ્પ્રીટ ) આખરે પોલીસ કોન્સ્ટેબલે ગુનેહગારને ગીરફતાર ( કેદ ) કર્યો.

The city-magistrate issued a special order to the citizens not to assemble in Azad Maidan for

two months. (ધી સીટી મેજીસ્ટ્રેટ ઇસ્યુડ એ સ્પેશીઅલ ઓર્ડર ટુ ધી સીટીઝન્સ નોટ ટુ એસેમ્બલ ઇન આઝાદ મેદાન ફોર ટુ મન્થ્સ) બે માસ સુધી આઝાદ મેદાનમાં શહેરીઓને એકઠા ન થવાનો ખાસ હુકમ સીટી મેજીસ્ટ્રેટે બહાર પાડયો.

What else do you expect from a coward like this? (વોટ એલ્સ ડુ યુ એક્સ્પેક્ટ ફ્રોમ એ કાવર્ડ લાઇક ધીસ?) આવા બાયલા પાસેથી તમે આ સિવાય બીજી શી ઉમેદ (આશા) રાખી શકો?

Refer these hard words to your dictionary at home. (રીફર ધીસ હાર્ડ વર્ડ્ઝ ટુ યૉર ડીક્ષનરી ઍટ હોમ) ઘેરથી તમારી ડીક્ષનરીમાં આ અઘરા શબ્દોના અર્થ જોઈ લેજો.

And thus the flower of Rome faded. (એન્ડ ધસ ધી ફ્લાવર ઑફ રોમ ફેઇડેડ) અને આ પ્રમાણે રોમનું ફૂલ (એટલે સૌંદર્યવતી રમણી) આખરે કરમાઈ ગયું.

Jealousy makes man (mankind) blind. (જેલસી મેઇક્સ મેન બ્લાઇન્ડ) ઇર્ષા માણસ જાતને અંધ બનાવે છે.

The rat gnawed the rope. (ધી રેટ ગ્નોડ ધી રોપ) ઉંદરે દોરડું કરડી ખાધું.

We have already separated for the last six months. (વી હેવ ઓલરેડી સેપરેટેડ ફોર ધી લાસ્ટ સીક્સ મન્થ્સ) અમે છેલ્લા ૬ માસથી જુદા પડયા છીએ.

We all have got our study, bath and sleeping rooms apart. (વી ઑલ હેવ ગોટ અવર સ્ટડી, બાથ એન્ડ સ્લીપીંગ રૂમ્સ એપાર્ટ) અમને બધાને અમારા અભ્યાસ, સ્નાન અને શયન માટેના ઓરડાઓ નીર–નીરાળાં છે.

They departed from each other with tears in their eyes. (ધે ડીપાર્ટેડ ફ્રોમ ઇચ અધર વીથ ટીઅર્સ ઇન ધેર (આઇઝ) આંખમાં આંસુ સાથે તેઓ એક બીજાથી છૂટા પડયા.

**He is still trying to tempt me to vote in his favour in the next election.** (હી ઇઝ સ્ટીલ ટ્રાઇંગ ટુ ટેમ્પ્ટ મી ટુ વોટ ઇન હીઝ ફેવર ઇન ધી નેક્સ્ટ ઇલેકશન) આગામી ચુટણીમાં એની તરફેણમાં વોટ આપવા માટે મને લલચાવવા એ હજુ પણ યત્ન કરે છે.

**He is a coward who weeps for his failure.** (હી ઇઝ એ કાવર્ડ હુ વીપ્સ ફોર હીઝ ફેલ્યોર) પોતાને મળેલ નિરાશા માટે જે રડે છે તે બાયલો છે.

**He has issued a warrant against me.** (હી હેઝ ઇસ્યુડ એ વોરન્ટ અગેઇન્સ્ટ મી) તેણે મારી ઉપર (ધરપકડ માટેનો) વોરંટ કાઢયો છે.

**Did you see the last issue of "Chand"?** (ડીડ યુ સી ધી લાસ્ટ ઇસ્યુ ઑફ ચાંદ?) તમે ચાંદ માસીકનો છેલ્લો અંક જોયો?

**In such circumstances I advise you to resign your post.** (ઇન સચ સરકમસ્ટન્સીસ આઇ એડવાઇઝ યુ ટુ રીઝાઇન યોર પોસ્ટ) આવા સંજોગોમા હું તમને તમારી નોકરીનો ત્યાગ કરવાની સલાહ આપું છું.

**How could you tell me the exact time without having a watch?** (હાઉ કુડ યુ ટેલ મી ધી એકઝેકટ ટાઇમ વીધાઉટ હેવીગ એ વોચ?) ઘડીઆળ વિના તમે મને બરાબર વખત કેવી રીતે કહી શકયા?

**He is regular in his attendance.** (હી ઇઝ રેગ્યુલર ઇન હીઝ એટેન્ડન્સ) તે પોતાની હાજરીમાં નિયમિત છે.

**You should form a habit to be punctual.** (યુ શુડ ફોર્મ એ હેબીટ ટુ બી પંકચ્યુઅલ) તમારે નિયમિત થવાની ટેવ પાડવી જોઈએ.

**You have every possibility to be elected in the Assembly this year.** (યુ હેવ એવરી પોસીબીલીટી ટુ બી ઇલેક્ટેડ ઇન ધી એસેમ્બલી ધીસ ઇયર) આ વરસે ધારાસભામા ચુંટાવાની તમારે દરેક શક્યતા છે.

**I am not going to stand in the Municipal election this time.** (આઇ એમ નોટ ગોઇંગ ટુ સ્ટેન્ડ ઇન ધી મ્યુનીસીપલ ઇલેક્શન ધીસ ટાઇમ) હું આ વખતે મ્યુનીસીપાલીટીની ચુંટણીમાં ઊભો રહેવા માગતો નથી.

## Lesson 74 : પાઠ ૭૪ મો

### Words (વર્ડ્ઝ) શબ્દો

Archer (આર્ચર) તીરંદાજ
Ashamed (એશેમ્ડ) લજ્જીત
Barrel (બેરલ) પીપ
Behaviour (બીહેવીઅર) વર્તણુંક
Blame (બ્લેઇમ) ઠપકો આપવો
Broker (બ્રોકર) દલાલ
Chin (ચીન) હડપચી
Conceal (કન્સીલ) છુપાવવું
Garden (ગાર્ડન) બગીચો
Govern (ગવર્ન) રાજ કરવું
Government (ગવર્નમેન્ટ) સરકાર-રાજ્ય
Handsome (હેન્ડસમ) સુંદર
Helm (હેલ્મ) સુકાન
Hell (હેલ) દોજખ, નર્ક
Occupation (ઓક્યુપેશન) ધંધો
Solid (સોલીડ) નક્કર
Secret (સીક્રેટ) ખાનગી વાત
Stone (સ્ટોન) પત્થર
String (સ્ટ્રીન્ગ) દોરી
Useless (યુસલેસ) નકામુ
Square (સ્કવેર) સમચોરસ
Fierce (ફીઅર્સ) ઝનુની
Mole (મોલ) મસો
Mask (માસ્ક) કૃત્રિમ મોઢું
Veil (વેઇલ) બુરખો
Renown (રીનાઉન) પ્રસિદ્ધિ મેળવી
Derive (ડીરાઇવ) ઉત્પત્તિ થવી
Earth (અર્થ) પૃથ્વી
Heaven (હેવન) સ્વર્ગ
Recognize (રેકગ્નાઇઝ) ઓળખવું

The archer was renowned for his exact aims. (ધી આર્ચર વૉઝ રીનાઉન્ડ ફોર હીઝ એકઝેકટ એઈમ્સ) તીરંદાજને તેની અચુક નિશાનબાજી માટે પ્રસિદ્ધિ મળી.

Why are you ashamed to complain him of his bad behaviour? (વાય આર યુ એશેમ્ડ ટુ કમ્પ્લેઇન હીમ ઓફ હીઝ બેડ બીહેવીઅર?) તેને તેની ખરાબ વર્તણુક માટે ફરીયાદ કરતા તું શા માટે શરમાય છે?

The barrel of honey reached yesterday. (ધી બેરલ ઓફ હની રીચ્ડ યસ્ટરડે) મધનું પીપ ગઈકાલે પહોંચ્યું.

Why should I blame you? (વાય શુડ આઇ બ્લેઇમ યુ?) મારે તમને શા માટે ઠપકો દેવો જોઈએ?

If you desire, I shall accompany you to the broker's office. (ઇફ યુ ડીઝાયર આઇ શેલ એકમ્પની યુ ટુ ધી બ્રોકર્સ ઓફીસ) જો તમારી ઇચ્છા હોય તો હું તમારી સાથે દલાલની ઓફીસે આવીશ.

There is a mole upon your chin. (ધેર ઇઝ એ મોલ અપોન યૉર ચીન) તમારી હડપચી ઉપર એક મસો છે.

This handsome youth conceals his secret. (ધીસ હેન્ડસમ યુથ કનસીલ્સ હીઝ સીક્રેટ) આ દેખાવડો જુવાન પોતાની છુપી વાત છુપાવે છે.

He is always seen wandering in the garden. (હી ઇઝ ઑલવેઝ સીન વૅન્ડરીંગ ઇન ધી ગાર્ડન) તે હંમેશાં બગીચામા રખડતો દેખાય છે.

The noun Government is derived from the verb to govern. (ધી નાઉન ગવર્નમેન્ટ ઇઝ ડીરાઇવ્ડ ફ્રોમ ધી વર્બ ટુ ગવર્ન) ક્રિયાપદ–રાજ્ય ચલાવવું ઉપરથી રાજ્ય કરનાર સરકાર–નામ બનેલું છે.

Turn the helm of the ship in the East. (ટર્ન ધી હેલ્મ ઓફ ધી શીપ ઇન ધી ઇસ્ટ) વહાણનું સુકાન પૂર્વ દિશામાં ફેરવો.

Heaven and hell are both on this earth. (હેવન એન્ડ હેલ આર બોથ ઓન ધીસ અર્થ) સ્વર્ગ ને નર્ક એ બંને આ પૃથ્વી પરજ છે.

It is easy sometimes to recognize a man from his occupation. (ઇટ ઇઝ ઇઝી સમટાઇમ્સ ટુ રેકગનાઇઝ એ મેન ફ્રોમ હીઝ ઓકયુપેશન) કેટલીકવાર માણસને તેના ધંધા ઉપરથી ઓળખી કાઢવો સહેલો થઈ પડે છે.

This piece of stone is solid and square. (ધીસ પીસ ઓફ સ્ટોન ઇઝ સોલીડ એન્ડ સ્કવેર) આ પથ્થરનો ટુકડો નક્કર અને સમચોરસ છે.

Collect the sticks and tie them with a piece of string. (કલેકટ ધી સ્ટીક્સ એન્ડ ટાઇ ધેમ વીથ એ પીસ ઓફ સ્ટ્રીંગ) લાકડીઓ એકઠી કરીને દોરીના એક કટકાથી તેમને બાંધો.

It is useless to advise him. (ઇટ ઇઝ યુસલેસ ટુ એડવાઇઝ હીમ) તેને સલાહ આપવી નકામી (અર્થ વગરની) છે.

Even a humble cat becomes fierce sometimes. (ઇવન એ હંબલ કેટ બીકમ્સ ફીઅર્સ સમટાઇમ્સ) એક નરમ બિલાડી કેટલીક વાર ઝનુની બની જાય છે.

The village was looted by a masked man. (ધી વીલેજ વોઝ લુટેડ બાઇ એ માસ્કડ મેન) બનાવટી મોઢું પહેરેલા એક માણસે ગામને લુટયું

Mohmedan ladies wear veils. (મોહમેડન લેડીઝ વેર વેઇલ્સ) મુસલમાન ઓરતો બુરખા (નકાબ) પહેરે છે.

## Lesson 75 : પાઠ ૭૫ મો

### Words (વર્ડ્ઝ) શબ્દો

Animal (એનીમલ) પ્રાણી–પશુ
Awkward (ઓકવર્ડ) વિચિત્ર
Bachelor (બેચલર) કુંવારો
Bitter (બીટર) કડવું
Blow (બ્લો) વાવુ–ફટકો
Cement (સીમેન્ટ) સીમીટ
Cunning (કનીંગ) લુચ્ચો
Messenger (મેસેન્જર) દુત
Neighbour (નેઇબર) પાડોશી
Omit (ઓમીટ) ઓછું કરવું
Peg (પેગ) ખીલી
Picture (પીક્ચર) ચિત્ર
Pillar (પીલર) થાંભલો
Pocket (પોકેટ) ગજવું
Pond (પોન્ડ) તળાવ
Remember (રીમેમ્બર) યાદ કરવું
Torch (ટાર્ચ) મસાલ
Umbrella (અંબ્રેલા) છત્રી
Valley (વેલી) ખીણ
Various (વેરીઅસ) જુદા જુદા
Warrior (વોરીઅર) યોદ્ધો
Unanimously (યુનેનીમસલી) એકમતે
Thrust (થ્રસ્ટ) ઘોંચવું
Innumerable (ઇન્યુમરેબલ) અસંખ્ય
Show–room(શોરૂમ)દ્રશ્ય–ખંડ
Decorate (ડેકોરેઇટ) શણગારવું

The Jackal is a cunning animal. (ધી જેકોલ ઇઝ એ કનીંગ એનીમલ) શિયાળ એ લુચ્ચુ જનાવર છે.

Certainly, I am in a awkward position. (સર્ટનલી, આઇ એમ ઇન એ ઓકવર્ડ પોઝીશન) ખરેખર, હું વિચિત્ર પરિસ્થિતિમાં મુકાયો છું

As he was a bachelor, he was selected unanimously. (એઝ હી વોઝ એ બેચલર હી વોઝ સીલેક્ટેડ યુનેનીમસલી) ને કુંવારો હતો, એટલે તેને એકમતે ચુંટી કાઢવામા આવ્યો.

Who can like a bitter tongue? (હુ કેન લાઇક એ બીટર ટંગ?) કડવી જીભ કોને ગમે?

My neighbour gave a severe blow to the messenger. ( માઈ નેઈબર ગેવ એ સીવીઅર બ્લો ટુ ધી મેસેન્જર ) મારા પાડોશીએ તે દુતને એક સખત ફટકો ચોડી દીધો.

Omit that wrong item from my account. (ઓમીટ ધેટ રોન્ગ આઈટેમ ફ્રોમ માઇ એકાઉન્ટ) મારા હીસાબમાંથી તે ખોટી રકમ ઓછી કરો.

It is a cement-pillar, and you cannot thrust a peg in it. (ઇટ ઇઝ એ સીમેન્ટ પીલર, એન્ડ યુ કેનનોટ થ્રસ્ટ એ પેગ ઇન ઇટ) એ થાંભલો સીમીટનો હોઈ એમાં તમે ખીલી ઘોંચી શકશો નહિ.

I found this picture from your pocket. ( આઇ ફાઉન્ડ ધીસ પીક્ચર ફ્રોમ યોર પોકેટ ) મને તમારા ગજવામાંથી આ ચિત્ર મળ્યું.

Geese like very much to swim in the pond. (ગીઝ લાઇક વેરી મચ ટુ સ્વીમ ઇન ધી પોન્ડ ) હંસોને તળાવમાં તરવાનું ઘણું ગમે છે.

Don't remember the past, always think of to-day. ( ડોન્ટ રીમેમ્બર ધી પાસ્ટ, ઓલવેઝ થીન્ક ઓફ ટુ ડે ) ભુતકાળને (ગઇ કાલને) યાદ કરો નહિ, પણ હંમેશાં વર્તમાનનો (આજનો) વિચાર કરો.

Torches are still used in the marriage ceremonies at night in the villages. (ટોર્ચીસ આર સ્ટીલ યુઝડ ઇન ધી મેરેજ સેરીમનીઝ એટ નાઇટ ઇન ધી વીલેજીસ) ગામડાઓમાં લગ્નમાં રાત્રે હજુ પણ મસાલોનો ઉપયોગ કરવામાં આવે છે.

Mr. Maganlal Pranjivandas Topiwala, a well-known merchant of Surat has abvertised for his new typed Talking Umbrellas. (મી. મગનલાલ પ્રાણજીવનદાસ

ટોપીવાલા, એ વેલનોન મરચંટ ઓફ સુરત હેઝ એડવરટાઇઝડ ફોર હીઝ ન્યુ ટાઇપ્ડ ટોકીંગ અમ્બ્રેલાસ) સુરતના એક જાણીતા વેપારી મગનલાલ પ્રાણજીવનદાસ ટોપીવાળાએ નવી જાતની બોલતી છત્રીઓની જાહેરાત કરી છે.

The innumerable dead bodies of the warriors were thrown into the valley. (ધી ઇન્યુમરેબલ ડેડ બોડીઝ ઓફ ધી વોરીઅર્સ વેર થ્રોન ઇનટુ ધી વેલી ) અસંખ્ય સૈનીકોના શબો ખીણમાં ફેંકી દેવામાં આવ્યા.

His show-room was decorated with various pictures. (હીઝ શોરૂમ વોઝ ડેકોરેઇટેડ વીથ વેરીઅસ પીક્ચર્સ ) દૃશ્ય-ખંડ જાતજાતના ચિત્રોથી શણગારવામાં આવ્યો હતો.

---

## Lesson 76 : પાઠ ૭૬ મો

### Words (વર્ડ્ઝ) શબ્દો

**Astronomer** (એસ્ટ્રોનોમર) ખગોળશાસ્ત્રી
**Astrologer** (એસ્ટ્રોલોજર) જોશી
**Beginning** (બીગીનીગ) શરૂઆત
**Careful** (કેરફુલ) કાળજીપૂર્વક
**Certain** (સર્ટન) અમુકનિશ્ચિત
**Cloudy** (કલાઉડી) ભેજવાળી
**Cottage** (કોટેજ) ઝુંપડું
**Country** (કન્ટ્રી) દેશ
**Creditor** (ક્રેડીટર) લેણદાર
**Crop** ( ક્રોપ) પાક
**Eclipse** (ઇકલીપ્સ) ગ્રહણ
**Family** (ફેમીલી) કુટુંબ
**Yield** (યીલ્ડ) શરણે થવું
**Guest** (ગેસ્ટ) મહેમાન
**Harsh** (હાર્શ) કઠોર
**Huge** (હયુજ) મોટું-ભવ્ય
**Insolvent** (ઇનસોલવન્ટ) દેવાળીઓ
**Urgent** (અરજન્ટ) તાકીદનું જરૂરી
**Weather** (વેધર) હવા
**Whether** (વેધર) અગર
**During** (ડયુરીગ) દરમ્યાન
**By all means**-ગમે તે રીતે

Maximum (મેકસીમમ) વધુમાં વધુ

Minimum (મીનીમમ) ઓછામાં ઓછું

Frost (ફ્રોસ્ટ) હીમ

Advance (એડવાન્સ) આગળ વધવું

Critical (ક્રીટીકલ) બારીક

Bhaskaracharya was a great astronomer. (ભાસ્કરાચાર્ય વૉઝ એ ગ્રેટ એસ્ટ્રોનોમર) ભાસ્કરાચાર્ય એક મોટા ખગોળવેત્તા હતો.

Yesterday in the Carnival the astrologer told me my exact birth date. (યસ્ટરડે ઇન ધી કાર્નીવલ ધી એસ્ટ્રોલોજર ટોલ્ડ મી માઈ એકઝેકટ બર્થ ડેઇટ) ગઇકાલે કાર્નીવલમાં જોશીએ (નજુમી) મારી ચોક્કસ જન્મ તારીખ મને કહી.

The beginning of the drama was totally dull. (ધી બીગીનીંગ ઑફ ધી ડ્રામા વૉઝ ટોટલી ડલ) નાટકની શરૂઆત બીલકુલ દમ વીનાની હતી.

Be careful, the weather is so cloudy that we cannot see the sun. (બી કેરફુલ, ધી વેધર ઇઝ સો કલાઉડી ધેટ વી કેનનૉટ સી ધી સન) સંભાળજો, હવા એટલી બધી વાદળાવાળી (ભેજવાળી) થઈ ગઈ છે, કે આપણે સુરજને પણ જોઈ શકતા નથી.

I dwell with my family in this cottage for the last five years. (આઇ ડવેલ વીથ માઈ ફેમીલી ઇન ધીસ કોટેજ ફોર ધી લાસ્ટ ફાઇવ ઇયર્સ) હું આ ઝુપડામાં મારા કુટુંબ સાથે છેલ્લા પાંચ વરસથી રહું છું.

I am ready to die for the sake of my country. (આઇ એમ રેડી ટુ ડાઇ ફોર ધી સેઇક ઑફ માઈ કન્ટ્રી) મારા દેશને ખાતર હુ મરવાને તૈયાર છું.

Now a days many cunning insolvents try to deceive their creditors. (નાઉ એ ડેઇઝ મેની કનીંગ ઇનસોલવન્ટસ

ટ્રાઇ ટુ ડીસીવ ધેર કેંડીટર્સ ) હમણાં ઘણા લુચ્ચા દેવાળીઆઓ પોતાના લેણદારોને છેતરવાના પ્રયત્ન કરે છે.

On account of frost the whole crop was destroyed. ( ઓન એકાઉન્ટ ઓફ ફ્રોસ્ટ ધી હોલ ક્રોપ વેઝ ડીસ્ટ્રોઇડ ) હીમને લઈને બધો પાક નાશ પામ્યો.

He is the man who saw the eclipse first. ( હી ઇઝ ધી મેન હુ સો ધી ઇક્લીપ્સ ફર્સ્ટ ) જેણે પહેલું ગ્રહણ જોયું તે માણસ તે હતો.

I was forced to yield. ( આઇ વોઝ ફોર્સ્ડ ટુ યીલ્ડ ) મને શરણે થવાની (હામાં હા પાડવાની) ફરજ પાડવામા આવી.

A merchant decorates his shop to attract the customers, as well as I do (decorate) my room to please my guests. ( એ મરચન્ટ ડેકોરેટસ હીઝ શોપ ટુ એટ્રેક્ટ ધી કસ્ટમર્સ એઝ વેલ એઝ આઇ ડુ (ડેકોરેઇટ) માઇ રૂમ ટુ પ્લીઝ માઈ ગેસ્ટસ ) એક વેપારી જેમ ગ્રાહકોને આકર્ષવા પોતાની દુકાન શણગારે છે, તેમ હું મારા મહેમાનોને ખુશ કરવા મારો ઓરડો શણગારુ છુ.

I shall not be able to hear your harsh words any longer. ( આઇ શેલ નોટ બી એબલ ટુ હીઅર યોર હાશ વર્ડ્ઝ એની લોગર ) હું વધુ લાંબો વખત તમારા આવા કઠોર શબ્દો સાંભળી શકીશ નહિ.

I have never seen such a huge creature ( આઇ હેવ નેવર સીન સચ એ હુજ ક્રીચર ) મે આવું ભવ્ય પ્રાણી કદી જોયુ નથી.

I am called by telegram for an urgent work. ( આઇ એમ કોલ્ડ બાઇ ટેલીગ્રામ ફોર એન અરજન્ટ વર્ક ) એક જરૂરી કામ માટે મને તારથી બોલાવે છે.

There is no such question whether you like it or not. (ધેર ઇઝ નો સચ ક્વેશ્ચન વેધર યુ લાઇક ઇટ ઓર નોટ) તમને તે ગમે છે કે નહિ, એવો કોઈ સવાલ જ નથી.

I will prepare my weak subjects during the vacation. (આઇ વીલ પ્રીપેર માઈ વીક સબજેક્ટસ ડ્યુરીંગ ધી વેકેશન) હું મારા નબળા વિષયો રજા દરમ્યાન જરૂર તૈયાર કરી નાખીશ.

I shall get it once by all means. (આઇ શેલ ગેટ ઇટ વન્સ બાઇ ઓલ મીન્સ) ગમે તે થાય તો પણ હું તેને એકવાર મેળવીશ.

What is the maximum and minimum numbers of presence in your class during this month? (વોટ ઇઝ ધી મેક્સીમમ એન્ડ મીનીમમ નમ્બર્સ ઓફ પ્રેઝન્સ ઇન યોર ક્લાસ ડ્યુરીંગ ધીસ મન્થ?) આ માસ દરમ્યાન તમારા વર્ગમાં ઓછામાં ઓછી અને વધુમાં વધુ કેટલી (સંખ્યાની) હાજરી છે?

The time is so critical that there is no chance at all to advance for me. (ધી ટાઇમ ઇઝ સો ક્રીટીકલ ધેટ ધેર ઇઝ નો ચાન્સ એટ ઓલ ટુ એડવાન્સ ફોર મી) વખત એવો બારીક (કટોકટીનો) છે કે મને આગળ વધવાની જરા પણ તક નથી.

---

## Lesson 77 : પાઠ ૭૭ મો

### Words (વર્ડ્ઝ) શબ્દો

Ample (એમ્પલ) પુરતુ
Cage (કેઇજ) પાંજરું
Accommodate (એકોમોડેટ) સમાવવું
Editor (એડીટર) તંત્રી
Harass (હેરેસ) હેરાન કરવું
Intelligent (ઇનટેલીજન્ટ) બુદ્ધિમાન
Clever (ક્લેવર) હોંશિયાર
Popular (પોપ્યુલર) પ્રસિદ્ધ
Secrifice (સેક્રીફાઇસ) બલીદાન [દેવું]
Search (સર્ચ) શોધવું
Suicide (સ્યુસાઇડ) આપઘાત
Shave (શેઇવ) હજામત કરવી
Travel (ટ્રાવેલ) મુસાફરી કરવી

Travelling (ટ્રાવેલીંગ) મુસાફરી
Whatever (વોટેવર) જે કંઇ
Wherever (વેરેવર) જ્યાં-ત્યાં
Whenever (વેનેવર) જ્યારે ત્યારે
Liberty (લીબરટી) સ્વતંત્રતા
Provide (પ્રોવાઇડ) પૂરું પાડવું
Mere (મીઅર) સામાન્ય
Loafer (લોફર) બદમાશ
Motherland (મધરલેન્ડ) માતૃભૂમિ
Freedom (ફ્રીડમ) આઝાદી-મુક્તિ
Handover (હેન્ડઓવર) આપી-સોંપી દેવું

Cash (કેશ) રોકડ
Address (એડ્રેસ) સંબોધન
Afternoon (આફ્ટરનુન) બપોરે પછી
Fuel (ફ્યુએલ) લાકડાં-બળતણ
Fulfil (ફુલફીલ) પુરી કરવી-પાળવું
Generous (જનરસ) ઉદાર
Greedy (ગ્રીડી) લોભી
Admission (એડમીસન) રજા
Owe (ઓ)નું દેવું હોવું
Pay (પે) પગાર-પૈસા

The advance which you have paid is ample. (ધી એડવાન્સ વીચ યુ હેવ પેઇડ ઇઝ એમ્પલ) તમે જે વધારો આપ્યો છે, તે પુરતો છે.

A golden cage cannot provide the real happiness of liberty. (એ ગોલ્ડન કેઇજ કેનનોટ પ્રોવાઇડ ધી રીઅલ હેપીનેસ ઓફ લીબરટી) સોનાનું પિંજર પણ સ્વતંત્રતાનુ સાચું સુખ કદાપી પુરું પાડી શકતુ નથી.

The room was so small that it could not accommodate more than fifty persons. (ધી રૂમ વોઝ સો સ્મોલ ધેટ ઇટ કુડ નોટ એકોમોડેટ મોર ધેન ફીફ્ટી પરસન્સ) ઓરડો એટલો બધો નાનો હતો. કે તે પચાસથી વધુ માણસોનો સમાવેશ કરી શક્યો નહિ.

The person whom you thought the editor was a mere traveller. (ધી પરસન હુમ યુ થોટ ધી એડીટર

વોઝ એ મીઅર ટ્રાવેલર) જે વ્યક્તિને તમે તંત્રી ધારતા હતા તે તો એક સામાન્ય મુસાફર હતો.

The lady was much harassed by the loafers. (ધી લેડી વોઝ મચ હેરેસ્ડ બાઇ ધી લોફર્સ) બદમાશોએ તે સ્ત્રીને પુષ્કળ હેરાન કરી.

She is the only intelligent girl in the whole class. (શી ઇઝ ધી ઓનલી ઇનટેલીજન્ટ ગર્લ ઇન ધી હોલ ક્લાસ) આખા વર્ગમાં એ એક જ બુદ્ધિમાન (ચકોર) છોકરી છે.

He is not so clever as you think. (હી ઇઝ નોટ સો ક્લેવર એઝ યુ થીન્ક) તમે ધારો છો એટલો બધો એ હોંશિયાર નથી.

His name is popular at present. (હીઝ નેઇમ ઇઝ પોપ્યુલર એટ પ્રેઝન્ટ) હમણાં હમણાં એનું નામ ઘણું પ્રસિદ્ધ (મશહુર) છે.

Sacrifice everything that you have for the freedom of your motherland. (સેક્રીફાઇસ એવરીથીંગ ધેટ યુ હેવ ફોર ધી ફ્રીડમ ઓફ યોર મધરલેન્ડ) તમારી માતૃભૂમિની આઝાદીને ખાતરે તમારા સર્વસ્વનું બલિદાન દ્યો.

Search him wherever you can. (સર્ચ હીમ વેરેવર યુ કેન) તમારાથી થઈ શકે ત્યા ત્યાં બધે તમે એની તપાસ કરો.

Suicide is a great sin. (સ્યુસાઇડ ઇઝ એ ગ્રેઇટ સીન) આપઘાત એ મહાન પાપ છે.

I shave with my own hands in the travelling too. (આઇ શેઈવ વીથ માઈ ઓન હેન્ડઝ ઇન ધી ટ્રાવેલીગ ટુ) હું મુસાફરીમાં પણ મારે હાથે જ દાઢી બોડું છું. (હજામત કરૂં છુ).

Shall we travel by motorcar or train? (શેલ વી ટ્રાવેલ બાઇ મોટરકાર ઓર ટ્રેઇન?) આપણે મોટરથી કે આગગાડીથી મુસાફરી કરીશું?

Come on, handover me quick, whatever you

have. (કમ ઑન, હેન્ડઑવર મી કવીક વૉટેવર યુ હેવ) ચલાવ, તમારી પાસે જે કંઈ હોય તે મને જલદી આપી દો.

Write to me whenever you need me. (રાઈટ ટુ મી વેનેવર યુ નીડ મી) તને જ્યારે મારી (મદદની) જરૂર પડે ત્યારે મને લખજે.

Deposit in the bank whatever cash you have. (ડીપોઝીટ ઇન ધી બેન્ક વૉટેવર કેશ યુ હેવ) તમારી પાસે જેટલી રકમ હોય તેટલી બેન્કમાં અનામત મુકી દયો.

Do not forget to write your address in the beginning of your each letter. (ડુ નોટ ફરગેટ ટુ રાઈટ યૉર એડ્રેસ ઇન ધી બીગીનીંગ ઑફ યૉર ઇચ લેટર) તમારા દરેક કાગળની શરૂઆતમા તમે તમારૂ સરનામુ લખવુ ભૂલો નહિ.

Once he was my teacher, and therefore I cannot address him like that. (વન્સ હી વૉઝ માઈ ટીચર એન્ડ ધેરફોર આઇ કેનનોટ એડ્રેસ હીમ લાઈક ધૅટ) તે એક વખત મારા શિક્ષક હતા, અને તેથી હું તેમને એવી રીતે સંબોધી શકું નહિ.

I have a very bad habit to rest in bed atleast for an hour afternoon. (આઈ હેવ એ વેરી બેડ હેબીટ ટુ રેસ્ટ ઇન બેડ એટલીસ્ટ ફોર એન અવર આફ્ટરનુન) મને બપોર પછી એક કલાક બીછાનામાં પડી આરામ લેવાની ખરાબ ટેવ પડેલી છે.

Do not add fuel to fire. (ડુ નોટ એડ ફ્યુએલ ટુ ફાયર) બળતામાં લાકડા ન હોમો (ઉમેરો).

Did you fulfil your promise? (ડીડ યુ ફુલફીલ યૉર પ્રોમીસ) તમે તમારૂં વચન પાળ્યુ?

How can she be generous and greedy as well? (હાઉ કેન શી બી જનરસ એન્ડ ગ્રીડી એઝ વેલ?) તેણી ઉદાર અને લોભી—બંને કેવી રીતે હોઈ શકે?

No admission without permission. ( નો એડમીશન વીધાઉટ પરમીશન ) રજા વગર અંદર દાખલ થવું નહિ.

How much do you owe me ? ( હાઉ મચ ડુ યુ ઓ મી ? ) તમે મારા કેટલા ( રકમના ) દેવાદાર છો ?

What is your pay ? ( વૉટ ઇઝ યોર પે ? ) તમારો પગાર કેટલો છે ?

What will you pay for this book ? ( વૉટ વીલ યુ પે ફોર ધીસ બુક ? આ ચોપડીની તમે શી કિંમત આપશો ?

---

## Lesson 78 : પાઠ ૭૮ મો

### Pairs of nouns (પેર્સ ઓફ નાઉન્સ) નામના જોડકાં

Presence and Absence ( પ્રેઝન્સ એન્ડ એબસન્સ ) હાજરી ને ને ગેરહાજરી.

Additions and omitions ( એડીશન્સ એન્ડ ઓમીશન્સ ) વધારા ને ઘટાડા

Aim and object ( એઇમ એન્ડ ઓબ્જેક્ટ ) હેતુ–ઈરાદો

Aim or end ( એઈમ ઓર એન્ડ ) લક્ષ અથવા અંત.

Advance and retreat ( એડવાન્સ એન્ડ રીટ્રીટ ) આગળ વધવું ને પાછળ હઠવું.

Arrival and departure ( એરાઇવલ એન્ડ ડીપાર્ચર ) આવ–જાવ.

Bread and butter ( બ્રેડ એન્ડ બટર ) રોટલી અને માખણ

Care and anxiety ( કેર એન્ડ એન્ગઝાઇટી ) ફિકર અને ચિંતા

Cavalry and infantry (કેવલરી એન્ડ ઇનફન્ટ્રી ) ઘોડેસ્વાર અને પેદલ.

Day by day ( ડે બાઇ ડે ) દિવસે–દિવસે

Day and night ( ડે એન્ડ નાઇટ ) દિવસ–રાત.

**Credit and debit** ( ક્રેડીટ એન્ડ ડેબીટ ) જમે ઉધાર.
**East and west** ( ઇસ્ટ એન્ડ વેસ્ટ ) પૂર્વ ને પશ્ચિમ.
**Face to face** (ફેઇસ ટુ ફેઇસ ) મોઢામોઢ.
**Fire or sword** ( ફાયર ઓર સ્વોર્ડ) ગોળી કે તલવાર.
**Friend or foe** ( ફ્રેન્ડ ઓર ફો ) સ્નેહી કે શત્રુ.
**Gold and silver** ( ગોલ્ડ એન્ડ સીલ્વર ) સોનું કે ચાંદી.
**Heaven or hell** ( હેવન ઓર હેલ ) સ્વર્ગ યા નર્ક.
**Heart and soul** ( હાર્ટ એન્ડ સોલ ) શ્વાસ ને પ્રાણ.
**Health and wealth** ( હેલ્થ એન્ડ વેલ્થ ) તંદુરસ્તી અને પૈસો.
**Increase and decrease** (ઇનક્રીઝ એન્ડ ડીક્રીઝ) વધારો–ઘટાડો.
**Income and expense** (ઇનકમ એન્ડ એક્સપેન્સ)આવક–જાવક.
**Kith and kin** ( કીથ એન્ડ કીન ) તન અને મનથી.
**Lads and lasses** ( લેડસ એન્ડ લેસીસ ) છોકરા–છોકરીઓ.
**Law and order** ( લૉ એન્ડ ઓર્ડર ) કાનુન અને નિયમ.
**Law and equity** ( લૉ એન્ડ ઇક્વીટી ) કાનુન કે ઇન્સાફ.
**Light and shade** ( લાઇટ એન્ડ શેઇડ ) તેજ ને છાયા.
**Length and breadth** (લેન્થ એન્ડ બ્રેથ) લંબાઈ ને પહોળાઈ.
**Gain and loss** ( ગેઇન એન્ડ લૉસ ) નફો ને ખોટ.
**Lock and key** ( લૉક એન્ડ કી ) તાળું ને કુંચી.
**Man and woman** ( મેન એન્ડ વુમન ) પુરુષ ને સ્ત્રી.
**Needle and thread** ( નીડલ એન્ડ થ્રેડ ) સોય ને દોરો.
**North and south** ( નોર્થ એન્ડ સાઉથ ) ઉત્તર ને દક્ષિણ.
**Prose and verse** ( પ્રોઝ એન્ડ વર્સ ) ગદ્ય ને પદ્ય.
**Stock and shares** ( સ્ટૉક એન્ડ શેર્સ ) થાપણ અને વિભાગ.
**Sun and moon** ( સન એન્ડ મુન ) સૂર્ય–ચંદ્ર.
**Sword and shield** ( સ્વોર્ડ એન્ડ શીલ્ડ ) તલવાર–ઢાલ.
**Thunder and lightning** (થંડર એન્ડ લાઇટનીંગ) ગર્જના ને વીજળી.

Table and chair ( ટેબલ એન્ડ ચેર ) ટેબલ-ખુરસી.
Virtue and vice ( વર્ચ્યું એન્ડ વાઇસ ) પુણ્ય ને પાપ.
Weal and woe ( વીલ એન્ડ વો ) આબાદી, સુખ-દુઃખ.
Wit and humour ( વીટ એન્ડ હ્યુમર ) અક્કલ ને હાસ્ય.

---

## Lesson 79 : પાઠ ૭૯ મો

### Abbreviatians ( એબ્રીવીએશન્સ ) ટુંકા રૂપો

A. I. (First class) ફર્સ્ટ ક્લાસ.
Acct. (or) A/c (account) એકાઉન્ટ-હીસાબ.
A. D. (In the year of Our Lord) ઇસ્વીસન.
A. D. C. (Aide-de-camp) એ-ડી-કેમ્પ-અંગરક્ષક
Admr. (Administrator) એડમીનીસ્ટ્રેટર-કારભારી.
Adv. (Adverb) એડવર્બ-ક્રિયાવિશેષણ અવ્યય.
A. G. (Accountant general) એકાઉન્ટન્ટ જનરલ.
Amt. (Amount) એમાઉન્ટ-રકમ-વ્યાજ મુદ્દલ.
Asst. (Assistant) એસીસ્ટન્ટ-મદદનીશ.
Atty. (Attorney) એટર્ની-વકીલ-પ્રતિનિધિ.
B. A. (Bachelor of arts) બેચલર ઓફ આર્ટસ.
Bal. (Balance) બેલન્સ-સિલક-પુરાંત.
Bart. (Baronet) બેરોનેટ (ખિતાબ છે.)
B. C. (Before Christ) બીફોર ક્રાઇસ્ટ-ઇ. સ. પૂર્વે.
Biog. (Biographical) બાયોગ્રાફીકલ-જન્મવૃત્તાંત સબંધી.
Bk. (Bank) બેન્ક-સરાફી પેઢી.
B. L. (Bachelor of laws) બેચલર ઓફ લોઝ.
B. M. (Bachelor of medicine) બેચલર ઓફ મેડીસીન.
Bp. (Bishop) બીશપ-ધર્મગુરુ-પાદરી.
B. S. (Bachelor in surgery) બેચલર ઇન સર્જરી.

B. Sc (Bachelor of science) બેચલર ઑફ સાયન્સ.
C. A. (Chartered accountant) ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ.
Cal. (Calender) કેલેન્ડર-પંચાંગ.
Capt. (Captain) કેપટન-સરદાર.
Cath. (Catholic) કેથોલીક (ધર્મનું નામ છે.)
C. E. (Civil engineer) સીવીલ-એન્જીનીઅર.
Cent. (લેટીન છે. L. Centum) one hundred.
Cent. (Century) સેન્ચ્યુરી-સૈકા.
C. H. (Custom house) કસ્ટમ હાઉસ-જગાતી થાણું.
C. H. (Court house) કોર્ટ હાઉસ-ન્યાય કચેરી.
C. I. E (Companion of the Indian Empire)
કંપેનીયન ઑફ ધી ઇંડીયન એમ્પાયર (ખિતાબ છે.)
Chem. (Chemistry) કેમીસ્ટ્રી-રસાયણ શાસ્ત્ર.
Civ. Pro. (Civil procedure) સીવીલ પ્રોસીજર-દીવાની વહીવટ.
C. J. (Chief justice) ચીફ જસ્ટીસ-મુખ્ય ન્યાયાધીશ.
Cl. (Clerk-clergyman) કલાર્ક-કલર્જીમેન (પાદરી).
C/o (Care of) કેર ઑફ-ને ત્યાં.
Co. (Company) કંપની.
Col. (Colonel column) કર્નલ-કોલમ.
Coll. (College-collector) કોલેજ-કલેકટર.
Com. (Commissioner) કમિશ્નર.
Con. (Congress) કોંગ્રેસ.
Conj. (Conjunction) કન્જંકશન-ઉભયાન્વયી અવ્યય.
Cr. (Creditor-credit) ક્રેડીટર-ક્રેડીટ-લેણદાર-આપરું.
Crim. Pro. (Criminal procedure) ક્રીમીનલ પ્રોસીજર-ફોજદારી વહીવટ.
C. S. (Court of session) કોર્ટ ઑફ સેશન-ઉપલી અદાલત.

C. S. I. (Companion of the most exalted order of star of India) કંપેનીયન ઓફ ધી મોસ્ટ એક્ઝાલ્ટેડ ઓર્ડર ઓફ સ્ટાર ઓફ ઈંડીઆ.

C. T. (Certified teacher) સર્ટીફાઇડ ટીચર

Curt. (Current) કરન્ટ ચાલુ.

D. (ડી) પેની–પેન્સ–Penny.

Dec. (December) ડીસેમ્બર.

Dt. (Dated) ડેઇટેડ–તારીખનો.

Dept. (Department) ડીપાર્ટમેન્ટ–ખાતુ

Dist. (District) ડીસ્ટ્રીક્ટ–જીલ્લો.

Div. (Division–Dividend) ડીવીઝન–ડીવીડન્ડ (ભાગ–હીસ્સો)

D. L. O. (Dead letter office) ડેડ લેટર ઓફીસ.

D. M. (Doctor of music) ડોક્ટર ઓફ મ્યુઝીક.

Do. (Ditto ડીટો) The same. The said. તે–ને–તેજ.

Dols. (Dollars) ડોલર્સ (ચલણી સિક્કો).

Doz. (Dozen) ડઝન–બાર નંગ.

D. P. H. (Department of public health) ડીપાર્ટમેન્ટ ઓફ પબ્લીક હેલ્થ–શાહેર સુખાકારી ખાતુ.

D. P. (Doctor of philosophy) ડોક્ટર ઓફ ફીલોસોફી.

Dr. (Doctor, debtor) ડોક્ટર–ડેટર (દેવાદાર).

Dy. (Deputy) ડેપ્યુટી.

Educ. (Educational) એજ્યુકેશનલ–શિક્ષણ સંબંધી

E. G. (For instance) ફોર ઇન્સ્ટન્સ–દાખલા તરીકે.

E. I. C. (East India company) ઇસ્ટ ઇંડીયા કંપની.

E. I. C. S. (East India company's service) ઇસ્ટ ઇંડીયા કંપનીસ સર્વીસ.

Elec.–Elcy. (Electricity) ઇલેક્ટ્રીસીટી–વીજળી.

Eng. (English) ઇંગ્લીશ (England) ઇંગ્લાંડ.

E. G. (For example) ફોર એકઝામ્પલ-દાખલા તરીકે.
Engr. (Engineer) એન્જીનીયર.
E. and O. E. (Errors and ommissions excepted) એરર્સ એન્ડ ઓમીસન્સ એકસેપ્ટેડ-ભુલચુક લેવીદેવી.
Eq. (Equal-equivalent) ઇકવલ-ઇક્વીવેલન્ટ-સમાન.
Esq.-Esqr. (Esquire) એસ્ક્વાયર-( માનાર્થે વપરાય છે. )
Etc. (etcetera) એટસેટ્રા-વગેરે and others.
F. A. S. (fellow of the society of Arts) ફેલો ઑફ ધી સોસાયટી ઑફ આર્ટસ
F. C. S. (Fellow of the Chemical society) ફેલો ઑફ ધી કેમીકલ સોસાયટી.
F. M. (Field marshal) ફીલ્ડ માર્શલ.
F. R. S. (Fellow of the Royal society) ફેલો ઑફ ધી રૉયલ સોસાયટી.
F. R. S. L. (Fellow of the Royal society of literature) ફેલો ઑફ ધી રૉયલ સોસાયટી ઑફ લીટરેચર.
R. C. S. (Fellow of the Royal college of surgeons) ફેલો ઑફ ધી રૉયલ કૉલેજ ઑફ સર્જન્સ.
G. A. (General assembly) જનરલ એસેમ્બલી-સામાન્ય સભા.
Govr. (Governor) ગવર્નર.
H. C. (House of commons) હાઉસ ઑફ કૉમન્સ.
H. E. ( His excellency ) હીઝ એક્સેલન્સી.
H. H. (His or her highness) હીઝ ઓર હર હાઇનેસ.
H. I. H. ( His imperial highness) હીઝ ઇમ્પીરીઅલ હાઇનેસ.
H. M. ( His or her Majesty ) હીઝ ઓર હર મેજેસ્ટી.
H. M. S. (His Majesty's service) હીઝ મેજેસ્ટીસ સર્વિસ.-સરકારી કામ બાબત.
Hon. (Honourable) ઓનરેબલ-માનવતા.

H. R. H. (His royal highness) હીઝ રોયલ હાઇનેસ.
I. C. S. (Indian civil service) ઇંડીયન સીવીલ સર્વીસ.
I. E. (That is) ધેટ ઇઝ-એટલે કે અર્થાત.
Ind. (India) ઇંડીયા-હિંદુસ્તાન.
Ins. (Inspector) ઇન્સ્પેક્ટર-પરીક્ષક.
I. P. C. (Indian penal code) ઇંડીયન પીનલ કોડ-હિંદુસ્તાનની કાયદા-પોથી.
J. P. (Justice of the peace) જસ્ટીસ ઓફ ધી પીસ.
Jr. (Junior) જુનીઅર-નાના દરજ્જાનો.
K. C. S. I. (Knight commander of the star of India) નાઇટ કમાન્ડર ઓફ ધી સ્ટાર ઓફ ઇંડીઆ.
K. G. C. (Knight of the grand cross) નાઇટ ઓફ ધી ગ્રાન્ડ ક્રોસ.
Kt. Knt. (Knight) નાઇટ.
Lb (Pound) પાઉન્ડ-રતલ.
L. C. J. (Lord chief justice) લોર્ડ ચીફ જસ્ટીસ.
L. H. C. (Lord high chancellor) લોર્ડ હાઇ ચાન્સેલર.
L. H. T. (Lord high treasurer) લોર્ડ હાઇ ટ્રેઝરર.
Lieut. (Lieutenant) લેફ્ટેનન્ટ.
L. J. C. (Lord Jesus Christ) લોર્ડ જીસસ ક્રાઇસ્ટ.
L. M. & S. (Licentiate of medicine & surgery) લાયસન્શીએટ ઓફ મેડીસીન એન્ડ સર્જરી-સનંદી ડૉક્ટર.
M. A. (Master of arts) માસ્ટર ઓફ આર્ટ્સ.
Maj. (Major) મેજર.
M. B. (Bachelor of medicine) બેચલર ઓફ મેડીસીન.
M. D. (Doctor of medicine) ડોક્ટર ઓફ મેડીસીન.
Mech (Mechanics) મીકેનીક્સ.

Med. (Medicine) મેડીસીન–દવા.
M. P. (Member of Parliament) મેમ્બર ઑફ પાર્લામેન્ટ.
M. R. C. S. (Member of the Royal college of surgeons) મેમ્બર ઑફ ધી રોયલ કૉલેજ ઑફ સર્જન્સ.
No. (Number) નંબર–સંખ્યા–અનુક્રમ.
N. P. (Notary public) નોટરી પબ્લીક–ખાનગી સલાહકાર.
P. B. (Bachelor of philosophy) બેચલર ઑફ ફીલસોફી.
P. C. (Privy council) પ્રીવી કાઉન્સીલ–વરિષ્ઠ અદાલત. અથવા (Postal card) પોસ્ટલ કાર્ડ–ટપાલનો કાર્ડ.
Ph. D. (Doctor of philosophy) ડૉક્ટર ઑફ ફીલોસોફી.
P. O. (Post office–Postal order) પોસ્ટઑફીસ–પોસ્ટલ ઑર્ડર.
Prof. (Professor) પ્રોફેસર.
P. T. O. (Please turn over) પ્લીઝ ટર્ન ઓવર–કૃપા કરીને પાછળ ફેરવો.
P. W. D. (Public works department) પબ્લીક વર્કસ ડીપાર્ટમેન્ટ.
R. A. (Royal academy) રોયલ એકેડેમી–રાજવંશી પાઠશાળા.
Ry. (Railway) રેલ્વે.
Regd. (Registered) રજીસ્ટર્ડ.
R. M. (Royal mail) રોયલ મેલ.
Rt. Hon. (Right honourable) રાઇટ ઓનરેબલ.
Sec. (Section–Secretary) સેકશન, સેક્રેટરી, (ભાગ–મંત્રી)
Sq. (Square) સ્કવેર–સમચોરસ.
Supt. (Superintendent) સુપરીન્ટેન્ડન્ટ–દેખરેખ રાખનાર.
U. P. (United provinces) યુનાઇટેડ પ્રોવીન્સીસ.

U. S. A. (United states of America) યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા.
Via. (વાયા) By the way-થઇને.
Viz. (Namely)...એટલે.
Vols. (Volumes) વોલ્યુમ્સ-ગ્રંથો.
Wt. (Weight) વેઇટ-વજન.
Xmas. (Christmas) ક્રીસમસ-નાતાલ.
&c. (And so forth) એન્ડ સો ફોર્થ-અને એ પ્રમાણે.

---

## Lesson 80 : પાઠ ૮૦ મો

### Selected colloquial Idioms. (સીલેક્ટેડ કોલોક્વીઅલ ઇડીઅમ્સ)

—: ચુંટી કાઢેલા ઘરગથ્થુ ખાસ રૂઢ પ્રયોગો :—

To be in debt (ટુ બી ઇન ડેટ) દેવું હોવું.
" be out of debt (ટુ બી આઉટ ઓફ ડેટ) દેવામાંથી છુટકો થવો.
To be born with a silver spoon in...mouth (ટુ બી બોર્ન વીથ એ સીલ્વર સ્પુન ઇન...માઉથ) શ્રીમંતને ત્યાં અવતરવું.
To be slave to (ટુ બી સ્લેવ ટુ) ના ગુલામ હોવું.
" be greek to (ટુ બી ગ્રીક ટુ) થી અજાણ્યુ હોવું.
" be at a loss (ટુ બી એટ એ લોસ) નુકસાનમાં હોવું.
" be at sixes and sevens (ટુ બી એટ સીક્સીઝ એન્ડ સેવન્સ) અસમત હોવું.
To be in chair (ટુ બી ઇન ચેર) પ્રમુખપદે હોવું.
" be in a fix (ટુ બી ઇન એ ફીક્સ) મુઝવણમાં મુકાવું.
" be under a cloud (ટુ બી અંડર એ કલાઉડ) શંકાશીલ હોવું.
" begin the world. (ટુ બીગીન ધી વર્લ્ડ) સંસારમાં ઝુકાવવું.

To break the ice (ટુ બ્રેક ધી આઇસ) પહેલ કરવી.
„ build castles in the air (ટુ બીલ્ડ કેસલ્સ ઇન ધી એર) હવાઇ કીલ્લા બાંધવા.
„ buy for cash (ટુ બાઇ ફોર કેશ) રોકડેથી ખરીદવું.
„ buy on credit (ટુ બાઇ ઓન ક્રેડીટ) ખાતે-ઉધાર લેવું.
To call names (ટુ કૉલ નેઇમ્સ) to abuse–ગાળો દેવી.
„ carry the day (ટુ કેરી ધી ડે) વિજય મેળવવો.
„ come to terms (ટુ કમ ટુ ટર્મ્સ) સમજુતી કરવી.
„ commit to memory (ટુ કમીટ ટુ મેમરી) મોઢે કરવું.
„ cut short (ટુ કટ શોર્ટ) ટુંકે પતાવવું.
„ die a natural death (ટુ ડાઇ એ નેચરલ ડેથ) મોતે મરવું.
„ die a violent death (ટુ ડાઇ એ વાયોલન્ટ ડેથ) કમોતે મરવું.
„ do by hook or crook (ટુ ડુ બાઇ હુક ઓર ક્રુક) કોઇપણ રીતે કરવું.
To fan the flame (ટુ ફેન ધી ફ્લેઇમ) બળતામાં ઘી હોમવું.
„ find fault with (ટુ ફાઇન્ડ ફોલ્ટ વીથ)ની ખામીઓ કાઢવી.
„ follow in the foot-steps of (ટુ ફોલો ઇન ધી ફુટ-સ્ટેપ્સ ઓફ) નું અંધ અનુકરણ કરવું.
To get into hot water (ટુ ગેટ ઇનટુ હૉટ વૉટર) મુશીબતમાં મુકાવું.
„ go to law (ટુ ગો ટુ લૉ) ફરીયાદ માંડવી.
„ go to the dogs (ટુ ગો ટુ ધી ડૉગ્સ)-બેહાલ થવા.
„ go to hell (ટુ ગો ટુ હેલ) જહન્નમમા જવું.
„ have clean hands (ટુ હેવ ક્લીન હેન્ડઝ) નિર્દોષ હોવું.
„ keep a thing dark (ટુ કીપ એ થીંગ ડાર્ક) વાત છુપાવવી–અંધારામાં રાખવી.

To keep company with (ટુ કીપ કંપની વીથ) ની સાથે દોસ્તી રાખવી.

To kill two birds with one stone (ટુ કીલ ટુ બર્ડઝ વીથ વન સ્ટોન) એક કાંકરે બે પક્ષી મારવા—એક પંથ દો કાજ કરવા.

" leave no stone unturned (ટુ લીવ નો સ્ટોન અનટર્ન્ડ) પ્રયત્ન કરવામાં કાંઈ પણ બાકી ન રાખવું.

" make money (ટુ મેઇક મની) પૈસા કમાવા.

" make hay while the sun shines (ટુ મેઇક હે વાઇલ ધી સન શાઇન્સ) તકનો લાભ લેવો.

" make a mountain of a molehill (ટુ મેઇક એ માઉન્ટન ઑફ એ મોલહીલ) રજનું ગજ કરવું—રાઇનો પર્વત કરવો.

" make a name (ટુ મેઇક એ નેઇમ) નામના મેળવવી.

" make up...mind (ટુ મેઇક અપ માઇન્ડ) નિશ્ચય કરવો.

" make friends ( ટુ મેઇક ફ્રેન્ડસ) મિત્રતા બાંધવી.

" make room (ટુ મેઇક રૂમ) જગ્યા કરવી.

" make an example of ટુ મેઇક એન એકઝામ્પલ ઑફ) દાખલો બેસાડવો.

" make (two) ends meet (ટુ મેઇક (ટુ) એન્ડઝ મીટ) ખર્ચના છેડા મેળવવા.

" make a little of (ટુ મેઇક એ લીટલ ઑફ) તુચ્છ ગણી કાઢવું.

" pat on the back (ટુ પેટ ઑન ધી બેક) શાબાશી આપવી.

" pay a debt (ટુ પે એ ડેટ) દેવું પતાવવું.

" pick holes in on'es coat (ટુ પીક હોલ્સ ઇન વન્સ કોટ) પારકી ભૂલો કાઢવી.

" play into the hands of (ટુ પ્લે ઇનટુ ધી હેન્ડઝ ઑફ) ના હાથમાં રમકડા થઈ જવું.

**To** pocket an insult ( ટુ પોકેટ એન ઇન્સલ્ટ ) અપમાન સહેવું.
" poison the ears. ( ટુ પોઇઝન ધી ઇઅર્સ ) કાન ભંભેરવા.
" put to shame ( ટુ પુટ ટુ શેઇમ ) શરમમાં પાડવું.
" put in order ( ટુ પુટ ઇન ઓર્ડર ) રીતસર ગોઠવવું.
" put to death ( ટુ પુટ ટુ ડેથ ) મારી નાંખવું.
" raise money ( ટુ રેઇઝ મની ) પૈસા ( ફંડ ) ઉઘરાવવા.
" raise a question ( ટુ રેઇઝ એ ક્વેશ્ચન ) વાત ઉપાડવી.
" restore to health ( ટુ રીસ્ટોર ટુ હેલ્થ ) સાજાસમા થવું.
" run a risk ( ટુ રન એ રીસ્ક ) જોખમ ખેડવું.
" settle an account ( ટુ સેટલ એન એકાઉન્ટ ) હીસાબ ચોકખો કરવો.
" take credit for ( ટુ ટેઇક ક્રેડીટ ફોર ) માન ખાટવું.
" take the law into one's own hands ( ટુ ટેઇક ધી લૉ ઇનટુ વન્સ ઓન હેન્ડઝ) કાયદો હાથમા લેવો—એકદમ મારવા માડવું.
" take French leave (ટુ ટેઇક ફ્રેન્ચ લીવ) રજાવગર જતા રહેવું.
" throw away money ( ટુ થ્રો અવે મની) પૈસો ઉડાવવો.
" throw dust in one's eyes (ટુ થ્રો ડસ્ટ ઇન વન્સ આઇઝ) કોઇની આંખમાં ધૂળ નાખવી—છેતરવું
" throw mud at ( ટુ થ્રો મડ એટ ) કાદવ ઉડાવવો—ઇર્ષાથી ખોટી નિંદા કરવી.
" throw off the mask ( ટુ થ્રો ઑફ ધી માસ્ક ) ખરૂ પોત પ્રકાશવું. ખુલ્લા થવું.
" treat with contempt ( ટુ ટ્રીટ વીથ કોન્ટેમ્પ્ટ ) ત્રિકકારવું.
" turn the tables ( ટુ ટર્ન ધી ટેબલ્સ) ઉલટા પાસા પાડવા.
" turn to God ( ટુ ટર્ન ટુ ગૉડ ) પાપનો પસ્તાવો કરવો.
" worship the rising sun ( ટુ વર્શીપ ધી રાઇઝીંગ સન) નમતે ત્રાજવે બેસવુ—પવન તેવી પીઠ કરવી.

## Lesson 81 : પાઠ ૮૧ મો

## Useful Verbs (યુઝફુલ વર્બસ) ઉપયોગી ક્રિયાપદો

**Abandon** (એબનડન) તજી દેવું ... **Abolish** (એબોલીશ) નાશ કરવો.
**Abridge** (એબ્રીજ) ટુંકાવવું ... **Absolve** (એબસોલ્વ) છુટું કરવું.
**Absorb** (એબ્સોર્બ) ચુસી લેવું ... **Abuse** (એબ્યુસ) ગાળ દેવી.
**Accept** (એક્સેપ્ટ) સ્વીકારવું... **Acclaim** (એકલેઇમ) જયઘોષ ગજાવવો.
**Accompany** (એકંપની) સાથ કરવો... **Accomplish** (એકોંપ્લીશ) પુરૂં કરવું.
**Accord** (એકોર્ડ) મળતા આવવું... **Accures** (એકર્સ) શ્રાપ દેવો.
**Accuse** (એક્યુઝ) તહોમત મુકવું ..**Acknowledge** ( એકનોલેજ ) સ્વીકારવું.
**Acquaint** (એકવેઈન્ટ) ખબર આપવી... **Acquit** ( એકવીટ ) નિર્દોષ ઠેરવી છોડી મુકવું.
**Adhere** (એડહીઅર) વળગી રહેવું ... **Adjourn** (એડજોર્ન) મુલતવી રાખવું.
**Admire** (એડમાયર) અજાયબ થવું... **Affect** (એફેક્ટ) અસર કરવી.
**Afford** (એફોર્ડ) પરવડવું... **Amaze** (એમેઝ) આશ્ચર્ય પામવું.
**Annoy** (એનોય) ઇજા કરવી... **Appoint** (એપોઇન્ટ) ઠેરવવું.
**Argue** (આર્ગ્યુ) વાદવિવાદ કરવો... **Ascend** (એસેન્ડ) ઉચે ચઢવું.
**Assault** (એઝલ્ટ) હુમલો કરવો... **Attach** (એટેચ) ટાંચ મારવી.
**Audit** (ઓડીટ) હીસાબ તપાસવો... **Avenge** (એવેન્જ) વેર વાળવું.
**Award** (એવૉર્ડ) ઇનામ આપવું.

**Banish** (બેનીશ) દેશનીકાલ કરવો... **Behead** (બીહેડ) ફાંસી દેવી.
**Beseech** (બીસીચ) આજીજી કરવી... **Bestow** (બીસ્ટો) બક્ષવું.
**Bet** (બેટ) શરત મારવી. **Betray**...(બીટ્રે) દગો દેવો.
**Betroth** (બીટ્રોથ) સગાઈ કરવી... **Bleed** (બ્લીડ) લોહી વહેવું

**Bother** ( બોધર ) કંટાળો આપવો...Boycott (બોયકોટ) વહેવાર બંધ કરવો.

**Cancel** ( કેનસલ ) રદ કરવું...Cast (કાસ્ટ) ફેંકવું.

**Celebrate** (સેલીબ્રેટ) ઉજવવું...Certify (સર્ટીફાઇ) પ્રમાણપત્ર આપવું.

Charge (ચાર્જ) સોંપવું (entrust)...Check (ચેક) દાબમાં રાખવું.

Choke (ચોક) ગુંગળાવવું...Circulate (સરક્યુલેટ) ફેલાવવું.

**Commence** (કમેન્સ) આરંભ કરવો. (begin)

**Communicate** (કોમ્યુનીકેટ) વહેવાર રાખવો.

Compete ( કોમ્પીટ ) હરીફાઇ કરવી...Condemn (કન્ડેમ) ના પસંદ કરવું.

Confiscate ( કોન્ફીસ્કેટ ) જપ્ત કરવું ( Forfeit )

Contribute ( કોન્ટ્રીબ્યુટ ) ફાળો ભરવો.

Debate ( ડીબેટ ) વાદવિવાદ કરવો...Decease (ડીસીઝ) મરી જવું.

Defend (ડીફેન્ડ) બચાવ કરવો...Defy (ડીફાઇ) તીરસ્કાર કરવો.

Describe (ડીસ્ક્રાઇબ) વર્ણન કરવું ( Narrate )

**Despise** (ડીસ્પાઇઝ) ધિક્કારવું... **Develope** (ડેવલપ) ખીલવવું.

Digest (ડાઇજેસ્ટ) પચાવવું...Disgrace (ડીસગ્રેઇસ) ફજેતી થવી.

Encourage (એનકરેજ) ઉત્તેજન આપવું...Enjoy (એન્જોય) મોજશોખ કરવી.

Enlist ( એનલીસ્ટ ) નામ નોંધાવવું. (enrol)...Err ( એર ) ભુલ કરવી.

Exicte (એક્સાઇટ) ઉશ્કેરવું (Instigate)...Furnish (ફરનીશ) પુરું પાડવું (supply)

Grace ( ગ્રેઇસ ) મહેરબાની માગવી...Grieve ( ગ્રીવ ) શોક કરવો (moan)

Harass ( હેરેસ ) સતાપવું... Interfere ( ઇનટરફીઅર ) ખલેલ કરવું.
Judge ( જજ ) ઇન્સાફ કરવો...Kidnap ( કીડનેપ ) મનુષ્ય હરણ કરવું..
Lament ( લેમેન્ટ ) પસ્તાવું ( (Repent )......Legislate કાયદા ઘડવા.
Misguide ( મીસગાઇડ ) આડે રસ્તે દોરવવું...Mock ( મોક ) મશ્કરી કરવી–ચાળા પાડવા.
Nominate ( નોમીનેઇટ ) નીમણુંક કરવી...Nourish ( નરીશ ) પાલનપોષણ કરવું.
Obstruct ( ઓબસ્ટ્રક્ટ ) હરકત કરવી ( object ).
Offend ( ઓફેન્ડ ) અપરાધ કરવો...Postpone ( પોસ્ટપોન ) મુલતવી રાખવું
Proceed (પ્રોસીડ) આગળ વધવું...Purify (પ્યુરીફાઇ) પવિત્ર કરવું.
Reduce (રીડયુસ) ઘટાડવું (lessen)
Refund ( રીફન્ડ ) પૈસા પાછા આપવા...Retire ( રીટાયર ) ફારેગ થવું.
Snatch ( સ્નેચ ) છીનવી લેવું...Sue ( સ્યુ ) દગો કરવો.
Seize ( સીઝ ) પકડવું...Tally ( ટેલી ) સરખું થવું.
Vow ( વાઉ ) સોગંદ ખાવા ( swear )
Wed ( વેડ ) વિવાહ કરવો....Waste ( વેઇસ્ટ ) બગાડવું ગુમાવવું.

## Lesson 82 : પાઠ ૮૨ મો

### — Time—સમય —

અંગ્રેજીમાં સમયનું વર્ણન ગુજરાતીથી જુદું પડે છે. O' clock (ઓ ક્લોક) એ of the clockનું ટુંકું રૂપ છે. જો સાત વાગ્યા

હોય તો અંગ્રેજીમાં It is seven o'clock બોલાય છે. જેટલા વાગ્યા હોય તેમાં જેટલી મીનીટ બાકી હોય તેને માટે...... minutes to (મીનીટસ ટુ) બોલાય છે. જેમકે :—

(૧) નવમાં ૭ મીનીટ બાકી છે. Six minutes to nine (સીક્સ મીનીટસ ટુ નાઈન). (૨) બારમાં દસ કમ છે. Ten minutes to twelve (ટેન મીનીટસ ટુ ટવેલ્વ).

પા કલાક (અથવા પંદર મીનીટ)ને Quarter (ક્વોર્ટર) ને અડધા કલાકને Half (હાફ) કહેવાય છે. જેમકે:—પોણાદશ (એટલે દશમાં પા ઓછો) Quarter to ten.

પરંતુ પા કે અડધો કલાક વધારે થયો છે એમ બતાવવું હોય તો Past (પાસ્ટ) વપરાય છે. જેમકે:—સવા દશ Quarter past ten. સાડા દશ Half past ten.

દશને પાંચ થઈ-એમ કહેવું હોય તો ten five અથવા five minutes past ten કહેવાય છે. સવા સાતને quarter past seven અથવા seven fifteen અથવા fifteen minutes past seven એમ ત્રણે રીતે બોલાય છે. એજ પ્રમાણે સાડા પાંચને માટે પણ સમજી લેવું.

રાતના બારથી, બપોરના બાર વાગ્યા સુધીના વખતને A. M. લાગે છે, ને બપોરના બારથી રાતના બાર વાગ્યા સુધીના વખતને P. M. લાગે છે. જેમકે:—

સવારના સાત At 7 A. M.

સાંજના ચાર At 4 P. M.

## Fractional numbers : ( ફ્રેક્શનલ નંબર્સ )

### — સંખ્યાના વિભાગો —

પા A quarter અડધું A half.

પોણું Three fourths અથવા Three quarters

એક One, અથવા The whole. સવા One and a quarter.
દોઢ One and a half. પોણાબે Quarter to two.
સવાબે Quarter past two અથવા Two and a quarter.
અઢી Half past two અથવા two and a half.
એકવડું Single, બેવડું Double, તેવડું Three fold
તેના જેવડું As large as that, the size of that.
તેનું અર્ધું Half the size of that, half as much as that.
તેનું પોણું A quarter less than that, less than that by a quarter, three quarters the size of that.
તેનું સવાયું A fourth more than that.
તેના સવાગણા Twenty five percent more than that.
તેનું દોઢું Half as much ( કે large ) again as that.
તેનું દોઢ ગણું Larger than that by a half.
તેનું બમણું Double that, twice that, as large again. as that, twice as large as that, twice the size of that, twice as much as that.
તેના બમણા Double the number, twice as many as again.

| | |
|---|---|
| તેનું ત્રમણું<br>તેનું ત્રણ ગણું | Thrice the size of that.<br>Three times as big as. |
| તેના ત્રમણા<br>તેના ત્રણ ગણા | Thrice the number of those.<br>three times as many as. |
| *તેનું ચોગણું | Four times the size of that<br>four times as big as that |
| ※તેના ચોગણા | Four times the number of those.<br>four times as many as those. |

---

* પછી Five fold, six fold, વગેરે સમજી લેવું.
※ Five times the size of, six times the size of...વગેરે

## Lesson 83 : પાઠ ૮૩ મો

## A Group of Words (સમુહવાચક શબ્દો)

ઘેટાઓનું ટોળું A flock of sheep (ફ્લોક ઓફ શીપ)
ચોરોની ટોળી A gang of thieves (ગેન્ગ ઓફ થીવ્ઝ)
ફૂલોનો હાર A garland of flowers (ગારલેન્ડ ઓફ ફ્લાવર્સ)
ઢોરનું ટોળુ A herd of cattle (હર્ડ ઓફ કેટલ)
પક્ષીઓનું જુથ A flight of birds (ફ્લાઈટ ઓફ બર્ડઝ)
ખલાસીઓનો કાફલો A crew of sailors (ક્રયુ ઓફ સેઇલર્સ)
બનાવોની હારમાળા A series of events (સીરીઝ ઓફ ઇવેન્ટસ)
વરસાદનું ઝાપટું A shower of rain (શાવર ઓફ રેઈન)
દેશોનું મંડળ A league of nations (લીગ ઓફ નેશન્સ)
ચોપડીઓનો સગ્રહ A library (લાયબ્રેરી) Collection (કલેકશન)
વાળનો ગુચ્છો A lock of hair (લોક ઓફ હેર) ( of books
શિક્ષકોનું જુથ A staff of teachers ( સ્ટાફ ઓફ ટીચર્સ )
માલનો જથ્થો A stock of goods (સ્ટોક ઓફ ગુડઝ)
મોતીની માળા A string of pearls (સ્ટ્રીન્ગ ઓફ પર્લ્સ)
બોલબેટના રમનારા A team of cricketers (ટીમ ઓફ ક્રીકેટર્સ)
ગુલાબની કલગી A wreath of roses (રીધ ઓફ રોઝીઝ)
બુટની જોડી A pair of shoes ( પેર ઓફ શુઝ )

---

## Lesson 84 : પાઠ ૮૪ મો

## Pithy Phrases ( પીથી ફ્રેઈઝીઝ ) ઉપમાઓ

* કડવું ઝેર Bitter as gall (બીટર એઝ ગોલ)
કોલસા જેવું કાળું Black as coal (કોલ)
આંધળો ભૂત Blind as a bat ( બેટ્)
સિંહ જેવો શુરો Bold (બોલ્ડ)–brave (બ્રેઇવ) as a lion.
ચાંદી જેવું ચળકતું Bright as silver (બ્રાઈટ એઝ સીલ્વર)

---

*આ દરેક ફ્રેઇઝની શરૂઆતમાં As મુકાય છે. As bitter; As black વગેરે

મધમાખી જેવો ઉદ્યોગી Busy (બીઝી) as bee (બી)
બરફ જેવો ઠંડો Cold as ice (કોલ્ડ) એઝ (આઇસ)
શિયાળ જેવો લુચ્ચો Cunning (કનીંગ) અથવા-sly (સ્લાઇ) as a fox
હીરા જેવું ચોકખું Clear as crystal (ક્રીસ્ટલ-ગોળો)
લાકડા જેવું લાકડું Dead as a door nail (નેઇલ-ખીલો)
સુકા ઘાસ જેવું Dry (ડ્રાઇ) as dust (ડસ્ટ-ધૂળ)
(પત્થરના) પૂતળા જેવો મુગો Dumb (ડમ્બ) as a statue (સ્ટેચ્યુ)
એકડા જેટલું સહેલું Easy (ઇઝી) as A. B. C.
કસાઇ જેવો ક્રૂર Fierce (ફીઅર્સ) as a tiger (ટાઇગર)
પત્થર જેવો મીઠો Firm (ફર્મ) as a rock
ગાય જેવો ગરીબ Gentle (જેન્ટલ) as a lamb (લેમ્બ)
પર્વત જેવો ગંભીર Grave (ગ્રેઇવ) as a judge (જજ)
લીલા ઘાસ જેવું Green as Grass (ગ્રાસ)
બરફ જેવું સફેદ White as snow (દૂધ જેવું ઉજળું)
પથ્થર જેવું સખત Hard as a stone (stone-hearted)
ગાગર જેવું પોલું Hollow (હોલો) as a drum (ડ્રમ-પડઘમ)
આગ જેવું ગરમ Hot as fire (ફાયર)
ભૂખ્યો ડાંસ Hungry as a hawk (હોક-બાજપક્ષી)
હલકો ફુલ જેવો Light (લાઇટ) as a feather (ફેધર-પીછું)
વીજળીઝડપ-ચપળ Quick as thought (થોટ)
મીંદડી જેવો ચુપચાપ Quiet (ક્વાએટ) as a cat
લોહી જેવો લાલ Red as a blood (બ્લડ)
શબ જેવો શાંત Silent (સાયલંટ) as a dead (ડેડ)
મખમલ જેવું સુંવાળું Smooth (સ્મુધ) as velvet (વેલવેટ)
પોચો માખણ જેવો Soft (સોફ્ટ) as butter (બટર)
ખાટી આમલી જેવો Sour (સાવર) as vinegar (વીનેગર)
ગધેડા જેવો મૂર્ખ Stupid (સ્ટુપીડ) as a donkey

મધ જેવું મીઠું Sweet as honey ( સ્વીટ એઝ હની )
સાકર જેવું ગળ્યું Sweet as sugar ( સ્યુગર ) ખાંડ જેવું ગળ્યું
ચામડા જેવું ચીકડ Tough ( ટફ ) as leather ( લેધર )
ઊન જેવું ગરમ Warm as wool ( વૉર્મ એઝ વુલ)
દેવ જેવો ડાહ્યો Wise as a Solomon ( વાઇઝ એઝ સોલોમન )

---

## Lesson 85 : પાઠ ૮૫ મો

## Regular-Irregular Antonyms

## નિયમિત-અનિયમિત વિરોધાર્થી શબ્દો

ગુજરાતીમાં આશા-નિરાશા, ગરીબ-તવંગર એમ વિરોધાર્થી શબ્દો બતાવવા માટે કોઈ નિયમ નથી. અંગ્રેજીમાં એવા શબ્દોને Opposite words અથવા Antonyms ( એન્ટોનીમ્સ ) કહે છે કેટલાક શબ્દોના વિરોધાર્થી શબ્દો Suffix (એટલે છેડે અમુક અક્ષરો) લગાડયાથી અને કેટલાક શબ્દોના વિરોધાર્થી શબ્દો Prefix (એટલે અગાઉ અમુક અક્ષરો) લગાડયાથી થાય છે. જેમકેઃ—

### Regular Antonyms નિયમસરના વિરોધાર્થી શબ્દો

| | |
|---|---|
| માનવું Believe ( બીલીવ | નહિ માનવું Disbelieve |
| પવિત્ર Pure ( પ્યોર ) | અપવિત્ર Impure |
| આશાવંત Hopeful ( હોપફુલ ) | આશાહીન Hopeless |
| આનંદી Cheerful ( ચીઅરફુલ ) | આનંદહીન Cheerless |
| પ્રમાણીક Just ( જસ્ટ ) | અપ્રમાણીક Unjust |
| ન્યાય Justice ( જસ્ટીસ ) | અન્યાય Injustice |
| નિયમીત Regular ( રેગ્યુલર ) | અનિયમીત Irregular |
| ડાહ્યો Prudent ( પ્રુડન્ટ ) | ચક્રમ Imprudent |

કૃતજ્ઞ Grateful ( ગ્રેટફુલ )  અકૃતજ્ઞ Ungrateful
આભાર Gratitude ( ગ્રેટીટ્યુડ )  અપકાર Ingratitude

## Irregular Antonyms અનિયમિત વિરોધાર્થી શબ્દો

| | | | |
|---|---|---|---|
| Bold | ..Timid | Early | ...Late |
| Bright | ...Dull | Earn | ...Spend |
| Broad | ...Narrow | Ease | ...Trouble |
| Clean | ... Dirty. | Easy | ...Hard |
| Clear | ...Muddy | Enjoy | ...Endure |
| Common | ...Peculiar | Erect | ...Demolish |
| Construct | ...Destroy | Facility | ...Difficulty |
| Dead | ...Alive | False | ...True |
| Death | ...Birth | Fertile | ...Barren |
| Domestic | ...Wild | Gain | ...Loss |
| Fine | ...Ugly | Glory | ...Disgrace |
| High | ...Low | Guide | ...Mislead |
| Honour | ...Shame | Hope | ...Despair |
| Kill | ...Relieve | Junior | ...Senior |
| Manly | ...Childish | Oral | ...Written |
| Knowledge | ...Ignorance | Precious | ...Worthless |

---

## Lesson 86 : પાઠ ૮૬ મો

### Some Wonderful Words ( કેટલાક વિચિત્ર શબ્દો )

અંગ્રેજીમાં અમુક શબ્દો એવા છે કે જેના ઉચ્ચાર લગભગ એક સરખા હોવા છતાં તેમની જોડણી તથા અર્થ જુદા જુદા થાય છે. વળી કેટલાકના ગુજરાતી અર્થ જુદા જુદા થવા છતાં અંગ્રેજી એક જ હોય છે. એવા કેટલાક નમુના નીચે આપ્યા છે.

Week (વીક) અઠવાડીઉ
Weak (વીક) નબળો
Dear (ડીઅર) વહાલો-પ્યારો,
Deer (ડીઅર) હરણુ [મોઘું
New (ન્યુ) નવીન
News (ન્યુઝ) ખબર, સમાચાર
Hour (અવર) કલાક
Our (અવર) અમારૂં, આપણું
For (ફોર) માટે, સારૂં, કારણ કે
Four (ફોર) ચાર
Fore (ફોર) આગલા
Advice (એડવાઇસ) શિખામણ
Advise (એડવાઇઝ) શિખામણ આપવી

Ear (ઇઅર) કાન
Year (યઅર) વરસ
Accept (એક્સેપ્ટ) સ્વીકારવું
Except (એકસેપ્ટ) સિવાય, વગર
Expect (એક્સપેક્ટ) આશા [રાખવી
To (ટુ) ને-તરફ
Too (ટૂ) પણ
The (ધી) તે (આર્ટીકલ)
Thee (ધી) તને (સર્વનામ)
Pool (પુલ) ખાબોચીયું
Pull (પુલ) ખેંચવું-તાણવું
Soap (સોપ) સાબુ
Shop (શોપ) દુકાન

## એક જ ગુજરાતી શબ્દના એકથી વધારે અંગ્રેજી

માંથી From, Out of; કહેવું To say, tell; રડવું To weep, cry; બુમ પાડવી To shout, exclaim; ઇચ્છવું-માંગવું To wish, desire, want, need; કીમત Cost, Price, Value: બોલવું To speak, utter (અટર).

## એક જ અંગ્રેજી શબ્દના એકથી વધારે ગુજરાતી

Last ટકવું, છેલ્લો; Draw દોરવું, પાડવું, ખેંચવું; Exercise કસરત, મનોયત્ન, મુખપાઠ; Bark છાલ, ભસવું; Sum રકમ; દાખલા (Example); Kind માયાળુ, જાત; Paper લખવા ને છાપવાનો કાગળ; Letter લખેલો કાગળ; Page પાનું; Apply જોડવું, લગાડવું, ચોપડવું, લાગુ પાડવું, બંધબેસતું કરવું; Back પીઠ, પાછળ, ટેકો આપવો; Ball નાચ, મીજલસ, દડો; Beat ધબકવું, ધડકવું, વાગવું, મારવું.

### એક જ શબ્દ-નામ ને ક્રિયાપદ બંને અર્થમાં

રક્ષણ-રક્ષણ કરવું Protect; માખી-માખીનું ઉડવું Fly; નામ-નામ પાડવું Name; ચીસ-ચીસ પાડીને રડવું Cry; ઉપયોગ-ઉપયોગ કરવો. Use; શક-શક હોવો. Doubt; સુગંધ-સુંઘવું. Smell; વરસાદ-વરસવું Rain; અવાજ-અવાજ થવો Sound; કામ-કામ કરવું. Work; દેખાવ-દેખાડવું Show; રમત-રમવું Play; કીંમત-કીમત આપવી Cost; જરૂર-જરૂર હોવી Want-need; નોંધબુક-નોંધવું Register; પગાર-પૈસા આપવા Pay; હીસાબ-ગણવું Account; કૃત્ય-વર્તવું Act; લાભ-લાભ લેવો Advantage; જવાબ-જવાબ આપવો Answer-Reply.

---

## Lesson 87 : પાઠ ૮૭ મો

### Some Important Verbs (કેટલાક અગત્યના ક્રિયાપદો)

**To bear સહન કરવું, ઊઠાવી લઈ જવું :** Bear a part સામેલ થવું; Bear testimony સાક્ષી પૂરવી; Bear down આગ્રહ કરવો; Bear out ટેકો આપવો; Bear the bell આગેવાન થવું; Bear Company ની સોબતમાં આવવું; Bear up ધીરજ રાખવી; Bear upon ની અસર થવી; Bear on ઉશ્કેરાવું.

**To break ભાંગવું, તોડવું, ફોડવું :** Break down તાબે થવુ, તુટી પડવું. Break off નાશ કરવો, બંધ પડવું. Break open તોડીને ઉઘાડવું. Break ground જમીન ખોદવી. Break heart નાઉમેદ થવું, Break wind પાદવું, વા છોડવો. Break away-Break out રોગ ફાટી નીકળવો, ઓચિંતા ચાલ્યા જવું Break with અણબનાવ થવો; કજીયો થવો.

**To bring લાવવું, દોરવું :** Bring about સાધવું, પાર ઉતારવું. Bring down હલકું પાડવું. Bring forth જાણવું, નિપજવું. Bring off નસાડવું, મુક્ત કરવું. Bring up ઉછેરવું. પાલન-પોષણ કરવું. Bring to light ઉઘાડા પાડવું, ખુલ્લા થવું.

**To call** મોટેથી બોલવું : **To call name** નામ આપવું. **Call away** બોલાવી લેવું. **Call for** માગણી કરવી. **Call in** પાછું ખેંચી લેવું, વસૂલ કરવું, તેડાવી લેવું. **Call in question** વાંધો ઉઠાવવો. **Call on** આજીજી કરવી. **Call out** લડાઈ માગવી. નોકરી પર બોલાવવું. **Call to account**–હીસાબ આપવા કહેવો, ઉધડા લેવો.

**To carry** ઉચકીને ચાલવું : **Carry on account** હીસાબ ચઢાવવો. **Carry forward** બીજે પાને (સરવાળો) લે જવો. **Carry coals** સહન કરી લેવું. **Carry coals to New castle** નકામી મહેનત કરવી. **Carry out** પાર પડવું, ફતેહમંદ થવું. અમલમાં મૂકવું. **Carry on** આગળ ચલાવવું. જારી રાખવું. **Carry the day** જીતવું.

**To clear** દોષમુક્ત ઠરાવવું, ચોખ્ખું કરવું : **Clear up (off)** સમજાવવું, હીસાબ ચૂકવવો. **Clear out** નાસી જવું.

**To come** આવવું : **Come about** બનવું. **Come across** અનાયાસે મળવું. **Come between** અનુસરવું. **Come between** વચ્ચે આડ આવવું. **Come in** નમતું મુકવું. **Come in force** અમલમા આવવું. **Come into** સામેલ થવું. **Come of** ના વંશજ હોવું. **Come on** આગળ આવવું. **Come round** ઠેકાણે આવી જવુ.

**To Cut** કાપવુ : **Cut down** કાપી નાખવું. **Cut off** કાપીને જુદું કરવું, કતલ કરવી. **Cut short** ટુંકું કરવું. ટુંકે પતાવવું. **Cut in** ખલેલ કરવી. (**A short cut** ટુંકો રસ્તો).

**To deliver** છુટું કરવું–છોડી મુકવું કે મૂક્ત કરવું : (Release–Rescue) **To deliver a lecture** ભાષણ કરવું. **To deliver a child** બાળકનો જન્મ આપવો, જણવું, પ્રસવ કરવો.

**To do** કરવું-ચાલવું : **Do away with** દૂર કાઢી નાખવું. (remove) **Do with** ગોઠવણી કરવી. **done with** નાશ પામેલું

Do one's best બનતો પ્રયાસ કરવો. To be done for ને માટે લાયક હોવું. To be done by છેતરાવું. Do for ને માટે લાયક હોવું. Do into ભાષાંતર કરવું.

To draw દોરવું-ખેંચવું : Draw a line હદ બાંધવી. Draw lots ચિઠ્ઠીઓ નાખવી. Draw off ખેંચી કાઢવું. Draw out લંબાવવું.

To fall પડવું-પડતી થવી : To fall away ઝરવું, કરમાઈ જવું. Fall back પાછા હઠવું. Fall down લાંબા થઈને પગે પડવું. Fall in with અચાનક મળવું. Fall out કજીયો કરવો. Fall through નિષ્ફળ જવું. Fall upon હુમલો કરવો. (Falling-sickness-ફેફરૂં).

To find શોધવું-જડવું-માલમ પડવું : Fault with દોષ જોવો, વાક શોધવો, ઠપકો આપવો.

To flow વહેવું-ભરતી આવવી : Flow over ઉભરાઈ જવું-છલકાઈ જવું-રેલમછેલ થવી.

Fool મૂર્ખ-બેવકુફ-ગમાર : To make a fool of બેવકુફ બનાવવું. To play the fool મશ્કરી કરવી, મીડાં કાઢવા.

To get મેળવવું, કમાવું, જીતવું, કબજામાં લેવું-લાવવું, જીતવું : Get along ચાલ્યા જવું. Get a move on પહોંચી જવું. Get back પાછું મેળવવું. Get away નાસી જવું. Get into અથવા get on પહેરી લેવું. Get over ઓળંગી જવું. Get rid of નાશ કરવો, દૂર કરવું. Get through ફતેહ પામવી. Gut up ઊઠવું. (ગોઠવવાની કે બતાવવાની રીત) Get with child ગર્ભવતી કરવી.

To give આપવું, બક્ષિસ કરવું-અર્પણ કરવું : Give away આપી દેવું, ઉઘાડું પાડવું. Give birth to જન્મ આપવો. Give chase પાછળ પડવું. Give ground પાછા હઠવું. Give

over પડતુ મૂકવું, છોડી દેવું. Give place to જગ્યા ખાલી કરી આપવી. Give to tongue સમજાવવું. Give away હારી જવું, મૂકી દેવું. Give and take વાર્તાલાપ, વિચારની અદલાબદલી.

**To go જવું-મુસાફરી કરવી-આગળ વધવું-ચૅત્રતું ચાલવું :** Go ahead વિશ્વાસ રાખીને આગળ વધતા રહેવું. Go between દલાલ Go by ધ્યાન ખેંચ્યા વગર પસાર થવું Go in શરતમા ઊતરવું. Go out ઓલવાઈ જવુ Go through તપાસી જોવું. Go to hell ચુલામા પડવાનું (બીજવાઈને) કહેવું, શાપિત થવું. Go to sea ખલાસીનો ધંધો કરવો. Go up ઉપર ચડવું. Go west મરી જવું, મરાઈ જવું.

**To hang લટકાવવું-ટાંગવું-ફાંસીએ ચઢાવવું-ભારરૂપ થઈ પડવું :** Hang around રખડવું, રઝળવું, આમતેમ આંટા મારવા. Hang it! બળી એ વાત!

**To hold ઝાલવું-પકડવું-કબજામાં હોવું :** Hold off દૂર રાખવું. Hold up ઉંચુ કરવું, ધીરજ રાખવી, રાહ જોવી. Hold out ટકી રહેવું.

**To keep રાખવું-દરકાર કરવી-નભાવવું-જાળવવું-સાચવવું-જતન કરવું :** Keep courage હિમત રાખવી. ધીરજ રાખવી. Keep under જુલ્મ ગુજારવો. Keep from રહેવું Keep in with ની સાથે સારું હોવું.

**To kill મારી નાખવું, કતલ કરવી, હત્યા કરવી, નાશ કરવો :** Kill time વખત નકામો ગુમાવવો. (To waste time)

**To knock ઠોકવું, અફાળવું, અથડાવું :** Knock about રખડવું, ભટકવું. Knock up થાકી જવું, ઠોકીને જગાડવું. Knock off ઠોકી પાડવું, અટકવું, બંધ પડવુ. Knock down જમીનદોસ્ત કરવો, પાડી નાખવું. Knock out હરાજીમાં એકસપથી સસ્તો માલ લઈ લેવાનું કાવતું કરવું.

**To last** ટકવુ'-નભવુ': (છેલ્લો અંતીમ) **At last** અંતે, આખરે. **To the last** છેવટ સુધી.

**To laugh** હસવુ': **Laugh at** મશ્કરી કરવી, હસી કાઢવું. **Laugh in the sleeve** છાનુમાનું હસવું. **Laugh to scorn** તિરસ્કારપૂર્વક હસી કાઢવું.

**To lay** મૂકવુ', રચવુ', બનાવવું: **Lay aside** બાજુએ મૂકવું. **Lay by** બચાવવું. **Lay by the heels** પકડીને કેદમાં નાખવું. **Lay down** રાજીનામુ આપવું, શરત બકવી. **Lay hold of** ઝાલવું, પકડવું. **Lay in** એકઠું કરવું. **Lay open** ખુલ્લુ કરવું. **Lay on** ખર્ચ કરવું. **Lay seige** ઘેરો ઘાલવો **Lay waste** વેરાન કરવું. **Lay on** દીધે રાખવું, ઘા કરવા.

**To lend** ધીરવુ', ઉછીનું આપવુ', વ્યાજે આપવુ': **Lend a hand** મદદ કરવી. **Lend one's ears** ધ્યાન દઈને સાંભળવું. **Lend a name** આપણી શાખાનો લાભ આપવો.

**To let** દેવુ'-રજા આપવી: **To be let** ભાડે આપવું. **Let alone** છોડી દેવું, માથું નહિ મારવુ **Let go** જવા દેવું, જતું કરવું. **Let off** છોડી મૂકવું. **Let loose** રખડતું, મૂકી દેવું **Let blood** નસ્તર મૂકીને લોહી વહેવા દેવું. **Let upon** છાની વાત ઉઘાડી પાડવી.

**To level** (ઉંચાઈની) સપાટી સરખી કરવી: **Level up** વધારે ઉચું કરવુ', હોદ્દો વધારવો. **Level down** ઉચુ-નીચુ' હોય તે એકસરખુ' કરવુ', નાના-મોટાનો ભેદ દૂર કરવો. **Level to dust** જમીનદોસ્ત કરવુ'.

**To lie** જુઠું બોલવુ': **To give the lie to** જુઠું બોલવાનો આરોપ મૂકવો **Lie at the mercy of** ના હાથમાં આવી પડવુ'. **Lie in** સુવાવડમાં હોવુ', બાળકને જન્મ આપવો. **Lie in wait** લાગ આવે ત્યાં સુધી સંતાઈ રહેવુ', તાકીને બેસી રહેવુ'. **Lie over** આગળ ઉપર મુલતવી રહેવુ'. **Lie on (in) hand** પાસે હોવુ'.

સિલક હોવું. As far as in me lies મારી શક્તિ મુજબ. Lie up સુસ્ત થઈ જવું. Lie with સંભોગ હોવો. Lie of the land વસ્તુસ્થિતિ–સંજોગ.

To light સળગાવવુ : Bring to light (uncover) જાહેરમાં લાવવું, ઉઘાડું પાડવું. To see the light પ્રકાશમાં આવવું, જાણીતા થવું. To see the light of the day જન્મ થવો. (to be born) To stand in one's own light પોતાના પગ પર પોતે હાથેજ કુહાડી મારવી. To make light of નજીવું ગણવું. To feel light હલકું લાગવું. According to one's light પોતાની અક્કલ (સમજ) પ્રમાણે.

To lose (લુઝ) ગુમાવવુ–ખોવુ : Lose ground પાછળ પડી જવું. To lose heart નાહિંમત થવું. To lose one's self બેભાન થવું. To lose sigh out નજર આગળથી દૂર થવું.

To make બનાવવુ–કરવુ–ઘડવુ : Make account of ગણવું; ગણકારવું. Make away મારી નાખવું. Make the cards પાના ચીપવાં. Make much of વધારે કિંમત આપવી. Make anything of સમજણ પાડવી. Make out સમજવું, ઉકેલવું. Make over હવાલો સોંપવો, સ્વાધીન કરવું. Make up ભેગું કરવું, નું સમાધાન થવું, સમજવું, (પફ પાવડર વગેરેથી મોઢાનો ચહેરો ખૂબસુરત બનાવવો) Make up one's mind નિશ્ચય કરવો. Make water પેશાબ કરવો. Make one's way આગળ વધવું. Make away with નસાડવું, લઈ જવું. Make off પોલ થઈ જવું, પલાયન થઈ જવું. Make up for ભરી આપવું, ખોટ પુરી કરવી. Make a move પગલું ભરવુ.

To mean ઇરાદો રાખવો–મનમાં હોવુ : Mean હલકા દરજ્જાનો, અધમ, તુચ્છ. By all means ખચિત જ, સર્વથા. By

every means ગમે તે પ્રકારે. By no means જરાએ નહિ, કોઈ રીતે નહિ.

**To name** નામ રાખવું-નીમવું-ઠેરવવું: Name (નામ તરીકે) નામ. In the name of ને નામે-ની તરફથી. Call names નું નામ પાડવું, મીઠું લાગે એવા સંબોધને બોલાવવું, ખીજ પાડવી.

**To pass** પસાર થવું-બદલવું-મુસાફરી કરવી-ફરવું: Pass by પાસે થઈને જવું. Pass away મરી જવું, ભૂલી જવું, આંખ આડા કાન કરવા. Pass over ઓળંગીને જવું. Pass off જતા રહેવું, નીકળી જવું.

**To pick** ઉપર ચાંચ મારવી-માથું મારવું-ચોંટવું: Pick a pocket ખીસ્સામાંથી તફડાવી લેવું. Pick out શોધી કાઢવું. Pick a quarrel જાણી જોઈને લડાઈ કરવી. Pick up a hole in one's coat જાણી જોઈને લડાઈ કરવી, કોઈના છિદ્રો જોવાં.

**To pull** તાણવું-ખેંચવું-આચકો મારવો: Pull down તોડી પાડવું. Pull off ખેંચીને જુદું પાડવું. Pull up દબાવવું, લગામ ખેંચી રાખવી.

**To put** મૂકવું-સ્થાપવું: Put about દુઃખ દેવું, પાછું હંકારવું. Put back પાછું આપવું. Put by પૈસા સઘરવા. Put down દાબી દેવું. Put in દાખલ કરવું. Put off મુલતવી રાખવું, ધકેલવું. Put on પહેરવું. Put out હોલવી કાઢવું, ઠારવું, ભોઠું પાડવું, હંકારવું, અજમાવવું. Put in mind of યાદ દેવડાવવું. Put through પાર ઉતારવું. Put up બાંધવું. Put up to યાદ આપવું, જાગ્રત કરવું. Put up with સહન કરવું, ખમવું. Put upon કામ સોંપવું, નાખવું.

**To read** વાંચવું: Read out મોટેથી વાંચવું. Read between the lines અંદરના ગુપ્ત અર્થ શોધી કાઢવા.

**To ride સવારી કરવી–ઘોડા પર બેસવું:** Ride an anchor લંગારવું. Ride easy આચકા વગર લાંગરવું. Ride a hobby પોતાને મનગમતો વિષય ઉપાડવો–વિષે વાત કરવી. Ride over પરથી (ઘોડો) ફેરવી વાળવો.

**To roll** ગબડાવવું, ફેરવવું, **વીંટો વાળવો, લપેટવું, આગળ વધવું:** Roll one self લોટવું. To call the roll હાજરી (લેવી) પૂરવી.

**To run દોડવું, વહેવું, ભયથી નાસી છૂટવું:** Run away with ની સાથે નાસી જવું. Run out પૂરું થવું, બંધ પાડવું. To be run down અશક્ત નબળું થવું. Run down બંધ કરવું. Run for an office જગા માટે ઉમેદવાર તરીકે ઉભા રહેવું. Run in trust કરજ કરવું. Run mad ગાંડા થવું. Run over ઉભરાઈ જવું, રેલ આવવી. Run through પૈસા ઉડાવી નાખવા. Run riot હદપાર જવું. Run to seed ઉગતા અટકવું. Run through a book ચોપડીમાં ઉપરે ટપકે નજર ફેરવી જવી. Run up ચઢી જવું, વધવું. Run out લંબાવવું. Run a chance જોખમ વહોરવું, નસીબ અજમાવવુ. In the long run અંતે છેવટે, પરિણામે. The run–or the common run સાધારણ લોકો આમવર્ગ.

**To seek શોધવું, યાચવું, ઇચ્છા કરવી:** Seek after ની પાછળ લાગવું, મેળવવા પ્રયત્ન કરવો. Seek for શોધવું, ખોળવું. Seek to નો આશ્રય–આધાર લેવો.

**To Serve સેવા કરવી, નોકરી બજાવવી:** To be well served સારું ચલાવવું. Serve out વહેંચવું, ખાવાનું પીરસવું. Serve the time વખત પ્રમાણે ગીત ગાવાં. Serve one out ને ઘટતો બદલો આપવો, વેર વાળવું. Serve one right નો ઘાટ ઘડવો. Serve a warrant વોરંટ બજાવવું.

**To Set** ગોઠવવું, આધારે મૂકવું, સ્થાપવું, ચોંટવું, વળગાડવું : Set an example દાખલો બેસાડવો. Set a person right કોઈને ઠેકાણે લાવવો. Set one's mind મન ચોંટાડવું. Set tree ઝાડ રોપવું. Set a time મળવાનો વખત ઠરાવવો. Set against સામે મૂકવું, મુકાબલો કરવો. Set about આરંભવું, શરૂ કરવું. Set apart જુદું કાઢવું. Set aside બાજુએ મૂકવું. Set at ease નિરાંત વાળવી, સમાધાન કરવું. Set to work કામે વળગવું. Set before પસંદ કરવા સામે ધરવું. Set by નામંજુર કરવું, કોરે મૂકવું. Set forth પ્રસિદ્ધ કરવું, દર્શાવવું. Set down લખવું, નોંધવું. Set fire આગ લગાડવી, સળગાવવું, ચીણગારી મૂકવી. Set free છૂટું કરવું, છોડવું. Set in order બરાબર ગોઠવવું. Set in આરંભવું. Set out (off) ઉપડવું. Set right સુધારવું, દુરસ્ત કરવું. Set up બાંધવું, સ્થાપવું.

**To shake** હલાવવું, ડગમગાવવું, ડહોળાવવું, ધ્રૂજાવવું : Shake hands હાથમાં હાથ મેળવવો. Shake off ખંખેરી નાખવું. Shake hands with સલામ કરી વિખુટું પડવું.

**To stand** ઉભા રહેવું, કાયમ રહેવું, ટક્કર ઝીલવી : Stand by મદદ આપવી, ની પાસે રહીને રક્ષણ કરવું. Stand for ની જગા લેવી. Stand out બહાર પડવું, ટક્કર લેવી. Stand with મળતું આવવું Stand પકડી રહેવું, વળગી રહેવું. To be at a stand મુઝાઈ જવું. To make a stand ઉભા રહેવું, સ્તબ્ધ થવું.

**To strike** મારવું, ઘા કરવો, અથડાવું, વાગવું, છેકી નાખવું : Strike out અથડાવી કાઢવું, છેકો મૂકવો. Strike up વાગવા માંડવું. Strike at ની સામે નિશાન તાકવું. Strike (નામ) હડતાળ.

**To take** લેવું, માનવું, કબૂલ રાખવું, જમવું, પીવું, ઉતારવું : Take along દેરવું. Take away લઈ જવું, ઝુંટવી

લેવું. Take care સંભાળ લેવી. Take down ઉતારી લેવું. Take heart હિમત આપવી. Take need to કાળજી રાખવી. Take hold of પકડવું. Take in છેતરવું, ઠગવું. Take leave રજા લેવી. Take notice ધ્યાન દઈને જોવું. Take off નાશ કરવો, ખસેડવું. Take part ભાગ લેવો. Take part with ની સાથે સામેલ થવું. Take air છતુ થઈ જવું. Take the field મેદાનમાં પડવું, લડાઈ શરૂ કરવી. Take one's chance નસીબ અજમાવવું.. Take one's way રસ્તો કાપવો. Take sight નિશાન તાકવું. Take to heels પલાયન થઈ જવું. Take after અનુકરણ કરવું, નકલ કરવી. Take on ગભરાવું. Take up ઉથકવું.

**To throw** નાખવું-ફેંકવું-પાડવું : Throw down ભાંગી (તોડી) નાખવું. Throw in માં દાખલ કરવું, અંદર ઉતારવું. Throw off થી મૂક્ત થવું. Throw out કાઢી મૂકવું, ફેંકી દેવુ.

**To turn** ગોળ ફેરવવું-વાળવું-ઉથલાવવુ-નામે ચઢાવવું : Turn side અટકાવવું, પડખે થઈ જવું. Turn against ની સાથે દુશ્મનાવટ કરવી. Turn away નોકરીમાંથી કાઢી મૂકવો. Turn back પાછું ફરવું, પાછી પાની કરવી Turn down બેવડું વાળવું. Turn in ઘડી વાળવી. Turn off ધુતકારીને હાંકી કાઢવું. To turn one's coast સામા પક્ષમાં જવું. Turn over ગબડાવવું, પાડવું, ફેરવવું. Turn the tables નું નસીબ ફેરવવુ. Turn up ઉંધુ વાળવું. Turn upon સામો જવાબ દેવો Turn about બીજી દીશામા ચક્કર ફેરવવું To take one's turn વારાફરતી પોતાને ભાગે આવતું કામ કરવું A good turn ઉપકાર-ભલમનસાઈ.

**To wind** વિંટાળવું-લપેટવું-વીંટવું : Wind off ઉકેલવું. Wind out છૂટું કરવુ. Wind up વીંટાળીને ગુંચળું બનાવવું, ચાવી આપવી.

# Third Part ભાગ ૩ જો.

## Lesson 1 : પાઠ ૧ લો

### ટપાલ સંબંધી-About Post

**Post card** પોસ્ટ કાર્ડ : ટીકીટ સાથે ત્રણ પૈસામાં પોસ્ટ ઓફીસેથી મળે છે. બેવડો રીપ્લાઈ કાર્ડ જોઈએ તો ૭ પૈસે મળે છે. એમા જે કાગળની ઉપર Reply શબ્દ લખ્યો હોય તેની ઉપર ફક્ત સરનામાની જગ્યામાં લખનારે પોતાનું સરનામું કરવું (બીજું કંઈ જ લખવુ નહિ) અને ત્યારબાદ સાથેના બીજા કાર્ડ ઉપર યોગ્ય લખાણ લખી જેને મોકલવો હોય તેનું સરનામુ કરી ટપાલની પેટીમા નાખવો.

પોસ્ટ ઑફિસે વેચાતા મળતા કાર્ડ જેવડો જ કોરો અથવા આપણા પોતાના છાપેલા સરનામાવાળો કાર્ડ પણ લખી શકાય છે. તેની ઉપર ત્રણ પૈસાની ટીકીટ લઈને ચોડવી પડે છે. વળી એવા કાર્ડની પાછલી જમણી બાજુનો બરાબર અડધો ભાગ લેનાર ધણીનું સરનામુ, પોસ્ટની ટીકીટ ચોડવા તથા પોસ્ટ ઑફિસની છાપ મારવા કોરો રાખવો પડે છે. જમણી બાજુના અડધા ભાગમા લખાણ લખવામાં આવે તો દંડ તરીકે બે પૈસા ટપાલ લેનાર સામા માણસને ભરવા પડે છે.

**Letter** ( લેટર ) બંધ કવરમાં envelope (એનવેલપ) બીડેલા લખાણના કાગળને **letter** કહેવામાં આવે છે. તે બીડવા માટેનું પરબીડીયું પણ પોસ્ટ ઑફિસેથી બે આનાની કિંમતે મળે છે. એવો હાથનો લખેલો કાગળ પણ આપણા છાપેલા કે સાદા ખાનગી પરબીડીયામાં બીડીને મોકલી શકાય છે. કાર્ડની માફક એની ઉપર પણ ( એક તોલા વજન સુધી બે આનાની અને તે પછી દરેક વધારાના એક તોલા અથવા તેના કોઈપણ ભાગના વજન પ્રમાણે બે પૈસાને હિસાબે વધુ ટીકીટો લગાડવી પડે છે. )

**Book-Post ( sample post )** : કંકોત્રી, બીલ, ચિત્ર, નકશા, નમૂનાના પેકેટો, પ્રેસ કે પેપરને અંગે હાથથી લખેલું મેટર, વિમાની

પોલીસી, છાપેલાં હેન્ડબીલ કે ચોપડીઓ વગેરે **B. P. (Book-Post)** એમ રેપરને મથાળે લખીને મોકલી શકાય છે. એવી વસ્તુ ક્યાં તો ઉપર કાગળ લપેટયા સિવાય અથવા ઉઘાડા પરબીડીયામાં અથવા ઉપર કાગળ લપેટીને તેની બંને બાજુ ખુલ્લી રાખીને દોરીની ગાંઠ બાંધી ઉપરનો કાગળ કાઢયા વગર અંદરની ચીજ સહેલાઈથી જોઈ શકાય એમ મોકલવી પડે છે. એમાં શરૂઆતમાં પાંચ તોલા સુધીના વજન માટે બે પૈસાની વધુ ટીકીટો મારવી પડે છે.

**નોંધ :** ઘણા અભણ માણસો એવી માન્યતા ધરાવે છે કે કાગળ, **Post-card** વગર ટીકીટે રવાના કરવાથી તે સામા ધણીને રીતસર ને હાથોહાથ મળે છે. આ માન્યતા ખોટી છે. એવા કાર્ડનો ડેડ-લેટર ઓફીસમાં નાશ કરવામાં આવે છે.

બંધ પરબીડીયામાં બીડેલા કાગળ તથા Book-post માટે જેટલી કીમતની ઓછી ટીકીટ લગાડવામાં આવી હોય તેથી બેવડી કીમત સામા માણસ પાસે વસુલ કરવામાં આવે છે. (કાર્ડની માફક આ બંને ટીકીટ વગર નાખવાથી ફાડી નંખાતા નથી, પણ વધારાના પૈસા સામા માણસને ભરવા પડે છે.) બુકપોસ્ટમાં બીલ, આંકડો, હિસાબ, મુખત્યારનામું વગેરે પણ મોકલી શકાય છે **પણ હાથનું લખેલું કંઈપણ ધંધાર્થી કે અંગત લખાણ જઈ શકતું નથી.**

**Newspapers :** રજીસ્ટર્ડ થએલા ને રજીસ્ટ્રેશન નંબર ધરાવતા વર્તમાનપત્રો, માસીક, ચોપાનીયા વગેરે પર અગાઉથી જ ટીકીટ ચોંટાડવાનું ફરજિયાત છે. કાયદા વખતોવખત બદલાતા હોવાથી પોસ્ટ ઓફિસે વજન કરાવી માસ્તર કહે એ પ્રમાણે ટીકીટો ચોંટાડવી.

**Registered Parcel :** વધારે વજનવાળી ભારે ચીજ પોસ્ટથી મોકલવી હોય તો રજીસ્ટર્ડ પોસ્ટ પારસલથી મોકલી શકાય છે. એને કપડામા સીવી લાખ વડે પ્રત્યેક સાંધા પર સીલ કરી તેની ઉપર લેનાર તથા મોકલનારનું નામ ઠામ Copying pencil વડે લખીને મથાળે **Registered Parcel** શબ્દ લખવો. પોસ્ટ ઓફિસે વજન કરાવી ત્યાંથી કહે એ હિસાબે ટીકીટ ચોંટાડવી, ત્યારબાદ પોસ્ટ ઓફિસમાંથી

રજીસ્ટર્ડ નંબર લઈ ટીકીટની બાજુમાં ચોંટાડવો, અને ત્યાંથી જે રસીદ આપવામાં આવે તે સાચવી રાખવી. (વસ્તુ ગુમ થતાં અરજી કરવા એ ઉપયોગી થઈ પડે છે) જે ધણીને માલ રવાના કરો તેના હાથની સહી-વાળી પહોંચ Acknowledgement જોઈએ તો પારસલ ઉપર એક આનાની વધુ ટીકીટ લગાડીને તેનું નાનકડું પીળું ફોર્મ કે જે પોસ્ટ ઓફીસેથી મફત આપવામાં આવે છે; (ગુજરાતી તેમજ અંગ્રેજી બંને ભાષામાં) તે ભરીને પારસલની સાથે જ પોસ્ટ માસ્ટરને આપવું. એ ફોર્મ ભરવું તેનો નમૂનો નીચે આપ્યો છે.

આગળની બાજુ

**Acknowledgement Form**

Addressed to (Name)—અહિં જેને મોકલવું હોય તેનું નામ

Insured for Rs...(જો વીમો ઉતરાવ્યો હોય તો તે રકમ)

Weighing (in word)—અહી વજન આપણે ભરવાનું નથી.

Signature of Address (સામા ધણીની સહી થઈને આવે છે.)

Date of delivery (તારીખ આપણે ભરવાની નથી)

પાછળની બાજુ

**On Postal Service**

To,

Sender's name and Address } આ જગાએ મોકલનારે પોતાનું પૂરું નામ અને ઠેકાણું ભરવું.

*Name stamp*

*Office of posting.* આ ખાનું ભરવાનું નથી.

**Registered Insured Parcel :** જો આવા રજીસ્ટર્ડ પોસ્ટ પારસલોમાં કીમતી માલ હોય તો વેપારીઓ તેનો અમુક કીંમતનો વીમો ઊતરાવે છે. પોસ્ટ ખાતામાં એને હીસાબે અમુક ચાર્જ આપવો પડે છે. આવા પારસલને મથાળે **Insured for Rupees five hundred only.** એ પ્રમાણે લખવું પડે છે. આવા વીમાવાળા પારસલો મજબુત કપડાંમાં સીવેલા ને લાખનું એક પણ સીલ તૂટયા વિનાના હોવા જોઈએ. પારસલનું સીલ તૂટતાં, ગેરવલ્લે જતાં, યા કાંઈ વાંધો પડતાં પોસ્ટ ઓફિસ એટલી કીંમત ભરી આપવા જવાબદાર છે.

પારસલો ઉપર પોસ્ટની ટીકીટો આગળથી પૂરી લગાડવાની ફરજીયાત છે. (ટપાલની માફક એ અધુરી ટીકીટો કે વગર ટીકીટે લેવામા આવતું નથી ) ૪૦૦ તોલાથી વધારે વજનના તમામ પારસલ ફરજીઆત રજીસ્ટર્ડ કરાવવા પડે છે, અને ૪૪૦ તોલાથી વધારે વજનનું પારસલ પોસ્ટ દ્વારા પહોંચાડવા માટે લેવામાં આવતું નથી. પારસલની અંદર પત્ર વહેવારનો એક જ કાગળ મૂકી શકાય છે. અને તે પારસલ જેને મોકલવામાં આવે તેને જ સંબોધીને તે લખાયલો હોવો જોઈએ. એ સિવાયના બીજા કોઈ આસામી પર લખેલા કાગળો પકડાય તો તેવા કાગળોનો બેવડો ચાર્જ ભરવો પડે છે. શક પડતા તૂટેલા સીલના પારસલો (જેનો રીતસર વીમો ઉતારવામાં આવ્યો હોય છે) લેનાર ધણી પોસ્ટ ઓફિસે આવી પોસ્ટ માસ્તરના દેખતા તોડીને પોતાની ખાત્રી કરી લઈ જઈ શકે છે.

**રજીસ્ટ્રેશન :** ટપાલ, પારસલ, વર્તમાન પત્ર, બુક પોસ્ટ તમામ રજીસ્ટર્ડ કરવાનું ખર્ચ ત્રણ આના છે. તે ઉપરાંત વજન પ્રમાણે વધારાની ટીકીટ મારવી પડે છે અને ટીકીટો સાથે રજીસ્ટ્રેશન નંબર પણ ચોંટાડવો પડે છે. આવા રજીસ્ટર્ડથી મોકલાતાં આર્ટીકલો સામાન્ય વસ્તુઓ કરતાં વધુ સલામત હોય છે, છતાં પણ જ્યાં સુધી વીમો ઉતરાવવામાં ન આવ્યો

હોય ત્યાં સુધી એની નુકસાની માટે પોસ્ટ ખાતું જવાબદાર રહેતું નથી. જે ધણીને ચીજ કે પત્ર મોકલીએ તેની સહી આપણને જોઈએ તો તેવું ફ્રોર્મ સાથે ભરીને આપવું પડે છે અને તેને માટે એક આનાની ટીકીટ આગળથી વધારે મારવી પડે છે.

**વીમો :** વીમા માટેનો ચાર્જ આગળથી ભરવો પડે છે. જો કોઈ કિંમતી ચીજ આ પ્રમાણે વીમાથી મોકલવી હોય તો તેને કપડામાં પેક કરી સીલ મારવી પડે છે. અને કાગળ, ચેક કે નોટ હોય તો પોસ્ટ ઓફિસમાં વેચાતા મળતા તૈયાર જાડા પરબીડીયામાં તે બીડવા પડે છે. તેની ઉપર પણ લાખથી સીલ તો કરવું જ પડે છે. પારસલ તથા આવા રજીસ્ટર્ડ કવર ઉપર વીમો ઉતરાવવાની રકમ શબ્દો તથા આંકડામાં કંઈ પણ છેકછાક વિના લખવી જોઈએ. ડાબી બાજુએ મોકલનાર ધણીનું નામ ને ઠેકાણું. જમણી બાજુએ જેને મોકલાય તેનું સરનામું અને જો સરનામાની જગ્યા ન હોય તો જુદા કાગળ ઉપર લખીને તે પરબીડીયા કે પારસલ સાથે પોસ્ટ ઓફિસમાં આપવો. આવા પારસલની પહોંચ ( સામા માણસની સહીવાળી) મોકલનારને કંઈ પણ ફી લીધા વિના ઘેર બેઠા પહોંચતી કરવામાં આવે છે.

**નોંધ :** ચલણી સિક્કા, ચલણી નોટો, સોના ચાંદીના ઘરેણાં, ઝવેરાત કિંમતી કાગળો વિગેરે વસ્તુઓનો ફરજીઆત વીમો ઉતરાવવો પડે છે.

**મનીઓર્ડર : (M. O.)** આપણે કોઈ બહારગામના માણસને પોસ્ટ મારફત પૈસા મોકલવા માગતા હોઈએ તો પ્રથમ પોસ્ટ ઓફિસેથી Money Orderનું ફ્રોર્મ (જે મફત મળે છે) મેળવી તે નીચે મુજબ ભરીને આપવું પડે છે. આવા ફ્રોર્મ ગુજરાતી તથા અંગ્રેજી બંને ભાષામાં છાપેલા આવે છે, ને એમાંથી ગમે તે ભાષામાં લખી શકાય છે.

# Money Order Form

( સૂચના : ગુજરાતી લખાણ સમજ માટે છે )

**Amount (in words)** — (જેટલા રૂપીઆ મોકલવા હોય તે રકમ અહી શબ્દમાં લખવી)
*Fifteen rupees only.*

**Name and address of the payee (in full).** — ( અહીં પૈસા લેનારનું પૂરેપૂરું નામ–ઠામ ભરવું. )
*Babulal P. Sheth.*
*Luharchawl, Bombay.*

*G H. Badami.*

**Date, 16-4-50** — Signature of remitter.
(અહીં તારીખ ભરવી) — (પૈસા મોકલનારની ટુંકી સહી)

---

## ACKNOWLEDGEMENT ( on Postal Service )

**Name of payee** *Babulal P. Sheth.*

**Amount of order ( in figures)** Rs. 15 As. ____
( પૈસાની રકમ આંકડામાં )

**( in words )** *Fifteen rupees only*
( પૈસાની રકમ શબ્દોમાં )

**Name and address of the remitter (in full)** — ( પૈસા મોકલનારનું પૂરેપૂરૂ સરનામું )
*Gamanlal Hiralal Badami*
*Wadifalia, Pagathia Sheri, Surat.*

---

**COUPON.** The remitter may write here any communication to the payee Rs.

અહીં ટુંકાણમાં પૈસા મોકલનાર–પૈસા લેનાર ધણીને જે કંઈ વિગત જણાવવી હોય તે કોઈ પણ ભાષામાં લખી શકે છે.

(પૈસા મોકલનાર) Remitter.

ફોર્મના નમુનામાં ભરી બતાવેલા ખાના સિવાયના બીજા કોઈ પણ ખાલી ખાનાઓ આપણે-પૈસા મોકલનારે ભરવાના હોતા નથી. કાગળને છેક છેડે લીટી દોરીને નીચે Coupon કરીને ખાલી જગા હોય છે, ત્યાં ટુંકાણમાં આપણે પૈસા-લેનારને જે કંઈ લખવું હોય તે લખી શકીએ છીએ. પાછલી બાજુએ Indian money order શબ્દ છાપેલા હોય છે. ત્યાં કંઇજ લખવાનું હોતું નથી. અહીં જે માણસને પૈસા-મળે તે માણસ Received the sum specified on the reverse...વાળા લખાણની નીચે Signature of payee છાપ્યું હોય છે, તેની ઉપરને ભાગે પોતાની સહી કરે છે. જે પુરાવા-પહોંચ તરીકે આપણને-પૈસા મોકલનારને પોસ્ટ તરફથી પાછી પહોંચાડવામાં આવે છે. (સહી કરતાં ન આવડે તે અંગુઠાની છાપ પાડે છે.)

દશ રૂપીઆ સુધીની રકમ મોકલી હોય તો બે આના, દશથી વધુ ને વીસની અંદર ચાર આના, એકવીસથી પચીસને માટે પાંચ આના ને પચીસથી વધુ રકમ માટે દર પચીસ રૂપીઆ દી ઠપાંચ આના લેખે ખર્ચના પૈસા મનીઓર્ડર કરતી વખતે મોકલવાની રકમ ઉપરાંત ભરવા પડે છે. આમ સેંકડે સવા રૂપીઓ ચાર્જ ભરવો પડે છે. ૬૦૦ રૂપીઆથી વધુ રકમ મનીઓર્ડરથી મોકલી શકાતી નથી, અને એવડી મોટી રકમમાં આના-પાઈનો ભાગ હોવો જોઈએ નહિ. જેને મનીઓર્ડરના નાણાં આપવાના હોય છે તે માણસની (સહી) (પહોંચ) નાણાં મોકલનાર માણસને વગર ફીએ ઘેર બેઠાં પહોંચતી કરવામાં આવે છે.

**સૂચના :** વેપારીઓ Bank draft અથવા Cheque બીડે છે, તેઓ હુંડીનો ઉપયોગ કરે છે. લેનાર ને મોકલનારનું ખાતું બેન્કમાં હોય તો સવડ પડે છે. એમાં પોસ્ટલ મનીઓર્ડર કરતાં ઓછો ખર્ચ આવે છે.

આવી પહોંચ અઠવાડીયા સુધીમાં ન મળે તો પોસ્ટ માસ્તર જનરલને અરજી કરી શકાય છે. એ વખતે આપણને પોસ્ટ ઓફીસથી જે કાચી સફેદ કાગળની કાપલી પર સીક્કાવાળી રસીદ આપવામાં આવે છે તેના નંબર, તારીખ વગેરે પુરાવા તરીકે બતાવવા ને અરજી લખવામાં કામ લાગે છે.

આવા સામાન્ય રીતે મોકલાતા મનીઓર્ડરના નાણાં ટપાલ પહોંચાડવામાં આવે તેટલાજ વખતમાં પહોંચાડાય છે, પણ જો કોઈને જલદીથી મોકલવાં હોય તો તારથી Telegraphically પણ મોકલી શકાય છે. એને માટે તારઓફીસમાં જવું પડતું નથી. પોસ્ટ ઓફિસે જઈને જેટલા રૂપીઆ મોકલવા હોય તે તથા તેને અંગે ભરવો પડતો મનીઓર્ડરનો સેંકડે સવા રૂપીઆને હિસાબેનો ચાર્જ ઉપરાંત હિંદુસ્તાન માટેના તારના દર પ્રમાણે થતા શબ્દોનો ચાર્જ આગળથી ભરવો પડે છે. ઓર્ડીનરી તારથી તેમજ એક્સપ્રેસ તારથી પણ રૂપીઆ એકવડો-બેવડો ચાર્જ ભરવાથી મોકલી શકાય છે. આ કુલ હીસાબ ઉપર આવી રીતે મોકલાતા નાણા ઉપરના ચાર્જ ઉપરાંત પોસ્ટ ઓફિસ બે-ચાર આના ખાસ વધારાના (વૉર ટેક્સના) લે છે.

**પોસ્ટલ ઓર્ડર :** જ્યાં વી. પી. કે મનીઓર્ડર જઈ શકતા નથી ત્યાં પૈસા મોકલવા માટે નાનકડી કરન્સી નોટ જેવા આવતા પોસ્ટલ ઓર્ડર બીડવામાં આવે છે. એ પોસ્ટ ઓફીસેથી વેચાતા મળે છે. શીલીંગનો જે ભાવ ચાલતો હોય તે હીસાબે જેટલા પૈસા મોકલવા હોય તેટલી કીંમતનો પોસ્ટલ ઓર્ડર ખરીદી જેને બીડવો હોય તેનું નામ એમાં ભરી એ કવરમાં બીડી શકાય છે. જે માણસને આવા પોસ્ટલ ઓર્ડર મળે તે કોઈ પણ હેડ કે સબ પોસ્ટ ઓફીસે (બેન્કમાં ચેક રજુ કરીએ તે પ્રમાણે) રજુ કરી શીલીંગ કે પાઉન્ડના ચાલુ ભાવે તેના પૈસા ત્યાંથી તરત રોકડા મેળવી શકે છે. આવા દરેક પોસ્ટલ ઓર્ડર ઉપર પોસ્ટ ઓફીસ એક આનો

ચાર્જ લે છે; અને તે દરેક ઓફીસે વેચવામાં આવે છે. સામાન્ય રીતે હાલ પાઉન્ડના ૧૩ રૂ. ૪ આના ને શીલીંગના ૧૦ આના ૬ પાઈ ભાવ મળે છે.

**એક્સપ્રેસ ડીલીવરી :** રજીસ્ટર નહિ કરેલા કાગળો ને કાર્ડો તેના લેનાર ધણીને જલદી મોકલવા હોય તો તેની ઉપર સામાન્ય દર ઉપરાંત વધારાની બે આનાની ટીકીટ મારવી પડે છે. અને એવા કાગળો સાથે **Express delivery** શબ્દ છાપેલાં ખાસ લેબલો (જે પોસ્ટ ઓફીસેથી મફત આપવામાં આવે છે) એની સાથે લગાડવા પડે છે.

આ ઉપરાંત વિમાન મારફત પણ ટપાલ, પેકેટ વગેરે મોકલવામાં આવે છે. એ રજીસ્ટર્ડ પણ કરી શકાય છે, પણ એનો વીમો ઉતારી શકાતો નથી. વિમાન મારફત મોકલાતી ટપાલ કે ચીજ ઉપર ભૂરૂં લેબલ **By airmail** ( જે પોસ્ટ ઓફીસેથી મફત મળે છે ) ચીજની સરનામાવાળી બાજુએ ડાબી તરફના ખૂણા ઉપર ચોડવું, હિંદુસ્તાન, ગ્રેટબ્રિટન તથા ઉત્તર આયર્લાંડ સિવાય બીજા કોઈ પણ દેશના ભાગમાં હવાઈ વિમાનથી ટપાલ જતી નથી. આ રીતે મોકલાતી ટપાલ ઉપર સામાન્ય દર ઉપરાંત વધારાની ટીકીટો પોસ્ટના કાયદા પ્રમાણે ચોંટાડવી પડે છે.

**સર્ટીફીકેટ ઓફ પોસ્ટીંગ Certificate of posting :** એને માટે કંઇપણ કાયદેસરની પહોંચ આપવામાં આવતી નથી. પોસ્ટમાં નાખવામાં આવેલી કોઈપણ ચીજ માટે તે અમુક શહેરથી ને અમુક તારીખે પોસ્ટ કરી છે એટલીજ સાબીતી જોઈતી હોય તો આવું સર્ટીફીકેટ મેળવી શકાય છે. એનું ભરવાનું ફોર્મ તરત મળે છે ને એમાં એકી સાથે ચાર કે છ ખાના હોય છે. એટલે એકથી વધુ વસ્તુ કે કાગળના સર્ટીફીકેટ આવા એકજ કાગળમાં ભરીને મેળવી શકાય છે. દરેક પોસ્ટકાર્ડ કે કવર માટેના સર્ટીફીકેટ માટે એક પૈસાની ટીકીટ ચોડવી પડે છે. જો કે એની ઉપર પોસ્ટ ઓફીસનો સિક્કો મારી

આપવામાં આવે છે, છતાં પણ આ સર્ટીફીકેટ કોઈપણ જાતની કાયદેસર પુરાવાની જવાબદારી સ્વીકારતું નથી.

**V. P. (Value Payable** વેલ્યુ પેએબલ) આ ફોર્મ પણ પોસ્ટ ઓફીસેથી મફત આપવામાં આવે છે. આપણે વેપારી તરીકે બહારગામના કોઈ માણસને અમુક કીંમતનો માલ પોસ્ટ અથવા રેલ્વે મારફતે મોકલવા માંગીએ તો તેના પૈસા આપણે **V. P.**થી વસુલ કરી શકીએ છીએ. **V. P.** છોડાવી પૈસા ભર્યા સિવાય સામો માણસ માલ મેળવી શકતો નથી. જો માલ થોડી કીંમતનો હોય ને તાત્કાલીક પહોંચાડવાની જરૂર હોય તો પોસ્ટથી રવાના કરવામાં આવે છે. એમાં રેલ્વે કરતાં ખર્ચ વધારે આવે છે. પોસ્ટ પારસલની માફક એને વજન કરી ટીકીટ લગાડવી પડે છે. પછી રજીસ્ટર્ડની માફક **V. P.**નો નંબર પોસ્ટ ઓફીસેથી લઈ પારસલ ઉપર ચોંટાડવો પડે છે. પારસલની ઉપર **V. P. for Rupees fifteen only** એમ મથાળે લખવું પડે છે. એની સાથે નીચે બતાવેલું **V. P.** નું ફોર્મ ભરીને આપવું પડે છે. જો માલ રેલ્વે પારસલથી મોકલ્યો હોય તો તેની રેલ્વે રસીદ, ભરતીયું, કાગળ વિગેરે કવરમાં બંધ કરી એ કવર રજીસ્ટર્ડ કવરની માફક **V. P.** થી મોકલી શકાય છે. એની ઉપર પણ પારસલની માફકજ તમામ વિધિ કરવી પડે છે. એક હજાર રૂપીઆથી વધુ કીમતનું **V. P.** થઈ શકતું નથી. તેમ રૂપીઆ ને આના સિવાય આનાનો કોઈ ભાગ (પૈસા કે પાઈ) આ ફોર્મમાં લખી શકાતો નથી.

---

# V. P. Form

( સૂચના : ગુજરાતી લખાણ સમજ માટે છે; ફોર્મમાં આવતું નથી. )

| | |
|---|---|
| Amount to be remitted to the sender (in words) | (જેટલા રૂપીઆ માલ મોકલનારે લેવાના હોય તે–શબ્દોમાં) *Five rupees fifteen annas only* |
| Name and address of the sender (in full) | ( માલ મોકલનારનું પૂરેપૂરૂ સરનામું ) *Gamanlal Hiralal Badami. Wadifalia, Pagathia Sheri, Surat.* |

*G. H. Badami.*

Date 16-4-50 — Signature of Sender.

(તારીખ લખવી) — (માલ મોકલનારની ટુંકી સહી).

---

## INTIMATION

Only M.O. Stamp on issue

Rs. 5/- As. 15/- In payment of

(રૂ. આંકડામાં) (આના આંકડામાં)

V. P. ______

No. ______ dated ______

Addressed to ______

( જે ધણી ઉપર માલ મોકલવો હોય તેનું પૂરૂં નામઠામ )

*Babulal Purshottamdas Sheth*

*Luhar chawl, Bombay.*

## Indian Money Order.

## Value Payable

આ પ્રમાણે આ ફોર્મની પાછલી બાજુએ છાપેલું હોય છે. આ પાછળની બાજુ પર વી. પી. કરનારે કંઈજ ભરવાનું નથી. પરંતુ જ્યારે વી. પી. કરનારને એટલે કે માલ મોકલનાર ધણીને પોસ્ટ ખાતા તરફથી ફોર્મમાં લખ્યા મુજબની રૂપીઆની રકમ મળે ત્યારે તેણે આ પાછળની બાજુએ મનીઓર્ડર ફોર્મની માફકજ ટપાલીને પોતાની સહી કરી આપવી પડે છે.

વી. પી. કાયદેસર ઠરાવેલા પાંચ કે સાત દિવસ ( Intimation–આવ્યું છે એવી પ્રાથમીક સુચના આપનારૂં ફોર્મ: મળ્યા પછી ) પોસ્ટ ઓફીસમાં રખાય છે. ત્યાર પછી રીતસર ખબર આપીએ ને એક દિવસના બે આના લેખે પૈસા અગાઉથી ભરીએ તો પોસ્ટ ખાતું તેટલા દિવસ વધુ વે રાખી રાખે છે. નહિ તો તે પાછું મોકલાવી દે છે.

નાની રકમનું ને ઓછા વજનનું વી. પી. હોય તો ટપાલી ટપાલની સાથેજ લાવે છે. એ છોડાવવુંજ જોઈએ એવો ફરજિયાત કાયદો નથી. ના પાડીએ તો પાછું લઈ જાય છે. પરંતુ જો છોડાવવું હોય તો Intimation લેવું પડે છે. ત્યારબાદ Intimation માં લખ્યા પ્રમાણેની મુદતમાં પોસ્ટ ઓફિસે જઈ ત્યાં પૈસા ભરી વી. પી. નું પારસલ અથવા રસીદનું કવર છોડાવી લાવવું પડે છે. અગર જો માલ રેલ્વેથી આવ્યો હોય તો ફક્ત કવરજ આવેલું હોય છે. એમાં રેલ્વેની રસીદ ને કદાચ સાથે માલનું ભરતીયું Bill પણ હોય છે.

આવા V. P. ને V. P. P. પણ કહે છે. કારણકે એનો અર્થ Value payable (by) post થાય છે. માલ મંગાવનારને એટલે કે વી. પી. છોડાવનારને જેટલી રકમ પારસલ કે કવર પર માલ મોકલનાર ધણીએ લખી હોય છે, એથી બે–ચાર કે આઠ–દશ આના વધુ ભરવા પડે છે, કારણ જે રકમ તે માલ મોકલનારને પોસ્ટ મારફત માલની રસીદ

લઇ ગયાથી આપે છે, તે રકમ તે ધણીને પહોંચાડવાનો M. O. મનીઑર્ડરનો થતો ચાર્જ (સો રૂપીએ સવા રૂપીઆના હીસાબે) પોસ્ટ ખાતું માલ મંગાવનાર એટલે કે વી. પી. છોડાવનાર પાસે વસૂલ કરે છે.

---

## Telegram & Telephone

### [ તાર અને ટેલીફોન વિષે ]

ટેલીગ્રામ ને ટેલીફોનમાં મોટો ફેર છે. એક માણસ પોતાને ઘેર જો ટેલીફોન હોય તો તે પોતાને ઘેરથી ગમે ત્યાં જેને ત્યાં ટેલીફોન હોય છે તેની સાથે વાતચીત કરી શકે છે. એવા ઘેર લીધેલા ટેલીફોનના ભૂંગળાને એક અમુક નંબર આપેલો હોય છે. શહેરના જે માણસ સાથે ટેલીફોનથી વાત કરવી હોય તે માણસનો ટેલીફોન નંબર પહેલાં આપણે ઘરના ટેલીફોનનું ભૂંગળું ઉંચકી બોલવો પડે છે, એટલે જેની સાથે આપણે વાત કરવા માગતા હોઇએ તેનો નંબર જોડાઇ જાય છે, અને વાત કરી શકાય છે. ટેલીફોનનું ભૂંગળું (Receiver) હાથમાં લઇ એલવ...એલવ...થી શરૂઆત કરી ટેલીફોન ઓફીસના માણસને પહેલાં સામા માણસનો નંબર કહેવો પડે છે. જો તે નંબર બીજા કોઇથી રોકાયલો ન હોય તો તે તરત ઓફીસમાંથી જોડી આપે છે, એટલે તરત સામા ધણીને ત્યાં ઘંટડી Bell વાગે છે. જેથી તેને કોઇનો ફોન આવ્યો એવી ખબર મળે છે, ત્યારબાદ તે માણસ ભૂંગળું કાને લગાડી વાત કરે છે.

જેને ઘેર ટેલીફોન હોતા નથી તે આડોશપાડોશમાં જેને ત્યાં હોય છે, તેને ત્યાં જઇ ફોન કરી શકે છે. અગર તો જો સામા માણસને ત્યાં ટેલીફોન હોય ને તેનો નંબર ખબર હોય તો સરકારી ટેલીફોન ઓફિસે જઇ ત્યાં તેને રીતસરનો દર ભરીને ત્યાંથી પણ વાત કરી શકે છે. જે માણસો ઘેર પેઢીના ટેલીફોન લે છે તેમને દર વરસે અમુક રૂપીઆ સરકારને ભરવા પડે છે.

*ટેલીફોન ઓફીસે જઈ એક શહેરથી બીજે શહેર પણ ધંધા-વેપારને અંગે ખાસ વાત કરી શકાય છે. જો સામા માણસનો નંબર ખબર ન હોય તો એવા નંબરોની પુરતી માહિતી આપતી છાપેલી ગાઈડો પણ ટેલીફોન કંપની તરફથી વખતો વખત બહાર પડે છે. જે દરેક માણસ વસાવી તેનો ઉપયોગ કરી શકે છે. એટલું યાદ રાખવું કે આપણે જેને ત્યાં ઘેર કે ઓફીસે ટેલીફોન લીધેલો હોય છે તેની જ સાથે ટેલીફોનથી વાત કરી શકીએ છીએ.

મુખ્યત્વે મોટા વેપારીઓ પોતાની ઓફીસમાં કે ઘેર આવા ટેલીફોન રાખે છે. જેમને ત્યાં ટેલીફોન હોય છે, તેઓના પોસ્ટ કાર્ડ, વીઝીટીંગ કાર્ડ, પરબીડીયાં ને નોટપેપર પર હંમેશાં Telephone No............ (અમુક) છાપેલા હોય છે. ટેલીફોનમાં જે કંઈ વાત જેટલી વાર કરવી હોય તે તમામ તેટલી વાર કરી શકાય છે.

**Telegram** ( ટેલીગ્રામ ) ના દોરડાને **Wire** ( વાયર ) કહેવામાં આવે છે. એ શબ્દ પણ ગુજરાતીમાં તારને બદલે વપરાતો થઈ ગયો છે. જે સરકારી ઓફીસેથી **Telegram** મૂકાય છે તે જગ્યાને Telegraph office કહે છે

ટેલીગ્રામ અને ટેલીફોન માટેની એકજ ઓફીસ હોય છે. ટેલીગ્રામ ઘેર બેઠા મૂકી શકાતો નથી. એના છાપેલા ફોર્મ-કાગળ આવે છે તે પર લખીને અથવા જો આવડત હોય તો કોરા કાગળ પર પણ લખીને શહેરની ટેલીગ્રાફ ઓફીસે તે આપવા જવું પડે છે. તારમાસ્તર એમાં લખેલા શબ્દો ગણીને જે પૈસા કહે, તે આપણે આપીએ એટલે તેટલી કિંમતની ટીકીટો તે ફોર્મ પર ચોઢીને સિક્કો મારવામાં આવે છે ને તાર મુકવાને તેટલા પૈસાની આપણને રસીદ મળે છે.

---

* મોટી પેઢી ને ઓફીસોમાંથી કેવળ સ્થાનિક શહેરમાં જ નહિ પણ બહારના શહેરોની પેઢીમાં પણ ટેલીફોન દ્વારા વાત કરી શકાય છે. એને માટે ટેલીફોન ઓફીસમાં જવાની જરૂર પડતી નથી. પણ એમા સામા માણસનો (હાજર ન હોય તો) કોલ મળતાં બહુ વાર લાગે છે.

*જ્યાં તારઑફીસ હોય છે ત્યાંજ તાર મુકાય છે. ગામડામાં તાર જતા નથી, પણ તેની પાસેના રેલ્વે સ્ટેશન પર અથવા પોસ્ટ ઑફીસમાં તાર ઑફીસ ભેગી હોય છે, ત્યાં રવાના થાય છે, ને ત્યાંથી ટપાલ મારફતે બીજે દિવસે તે ગામમાં મોકલાય છે. ખાસ સંજોગોમાં એક માઇલના બે આના લેખે વધારાનો ચાર્જ ભરવાથી (દિવસે) તે ગામમાં તાત્કાલીક તાર મોકલવાની સગવડ થઇ શકે છે. તાર લખવાના છાપેલા ફોર્મ તાર–ઑફીસેથી મફત મળી શકે છે અને કોઇ વેપારીને જો એકસામટા જોઇતા હોય તો એવા ફોર્મની બાંધેલી ચોપડીના ઠરાવેલા અમુક પૈસા આપવા પડે છે. પરંતુ એ પૈસા ભરીને મેળવેલી તારના ફોર્મની ચોપડીઓમાં દરેક ફોર્મની સાથે એક નાનકડું counterfoil (કાઉન્ટરફોઇલ) જોડેલું હોય છે. જે તારની વિગત–તારીખ વગેરે જરૂર પડતા પુરાવા માટે લખી લઇ પોતાની પાસે રાખવા કામ લાગે છે. મોટા વેપારીઓને એ ઘણું ઉપયોગી હોય છે.

તારના બે મુખ્ય વિભાગો છે. એક **Inland** અને બીજો **Foreign**, **Inland** (ઇનલેન્ડ) એટલે હિંદુસ્તાનના કોઇપણ ભાગમાં અને **Foreign** (ફોરીન) એટલે હિંદુસ્તાનની બહારના દેશમાં.

પરદેશ તાર કરવો હોય તો special ખાસ ફોર્મ તારઓફીસ–માંથી મેળવી પૈસા ભરવાની તથા ક્યારે પહોંચવાની વગેરે માહિતી ત્યાં જઇ મેળવવી પડે છે. જેટલા માઇલનું અંતર હોય તેના પ્રમાણમાં એના દર લેવાય છે. એમાં પણ વળી Dlt. તારનો દર ઓછો હોય છે. પરંતુ એ મોડો પહોંચે છે.

ન્યુસપેપરોના રીપોર્ટ, ભાષણો કે ખબરો મોકલવાના હોય છે; તેમાં ઘણા શબ્દોનો ઉપયોગ થતો હોઇ તેવા તારને માટે પત્રકારો તેમજ રીપોર્ટરોને ખાસ દરમાં રાહત આપવામાં આવી છે, પણ તે દરનો લાભ public અને private (ખાનગી) તાર કરનારને મળતો નથી.

---

*ક્યાં ક્યાં તાર ઑફીસ ને પોસ્ટ ઑફીસ હોય છે તથા કયું સ્ટેશન કઇ રેલ્વે ઉપર છે. વગેરે માહિતી માટેની પણ છાપેલી **Post & Telegraphic guide** વેચાતી મળી શકે છે.

ટેલીફોનના નંબરની માફક તારનું સરનામું Address પણ ટુંકાણમાં રજીસ્ટર થઈ શકે છે. એને માટે વરસે અમુક રૂપીઆ અગાઉથી ભરવા પડે છે. જે વેપારીને ત્યાં વેપાર અંગે પુષ્કળ તાર આવતા-જતા હોય તે દર વખતે પોતાના પર તાર મુકનાર માણસને પોતાના આખા સરનામાના પૂરા પૈસા ન ભરવા પડે એટલા માટે અમુક એક જ શબ્દ પસંદ કરી તે રજીસ્ટર કરાવે છે, અને પોતાના પત્રવહેવાર ઉપર છાપી રાખે છે, જેથી દરેક તાર-કરનાર માણસ તે શબ્દ અને ગામનું નામ લખીને તાર કરતાં તે તાર તેને જ પહોંચે છે. જેમકે : **મોહનલાલ એન્ડ બ્રધર્સ, ત્રીજી હનુમાન ગલી-મુંબઈ** એ સાત શબ્દોના સાત આના બચાવવા. **Mohanlal** શબ્દ રજીસ્ટર કરાવે તો **Mohanlal Bombay.** એ બેજ શબ્દ લખીને તાર મૂકતાં બે આના ભરવા પડે છે, ને દર વખતે દરેક તાર મૂકનારને પાંચ આના બચી જાય છે.

## Ordinary ( ઓર્ડીનરી ) telegram

આ તાર સર્વ સામાન્ય હોઈ ગરીબમાં ગરીબ માણસ પણ મૂકી શકે છે. એમાં ઓછામાં ઓછા નવ શબ્દોના તેર આના ભરવા પડે છે. અલ્પવિરામ, પૂર્ણવિરામ, એપોસ્ટ્રોફી એસ એમ કંઈપણ અક્ષર લખાય તેનો રીતસર એક શબ્દનો એક આના લેખે ચાર્જ ગણાય છે. એટલે તાર લખનારે જરૂર જેટલું ટુંકું અંગ્રેજી લખવું. મૂકનાર તરીકેનું નામ પણ બનતા સુધી સામો માણસ ઓળખે એટલું નાનું જ મૂકવું. તેર આનાથી ઓછી કિંમતનો તાર થતો જ નથી. નવથી ઓછા શબ્દ હોય તોપણ તેર જ આના ભરવા પડે છે. પરંતુ નવ પછીના દરેક વધારાના શબ્દ દીઠ એક આનો વધુ ગણાય છે. આવા તાર મૂકાયા પછી વધુમાં વધુ બેથી અઢી કલાકની અંદર મોટા શહેરમાં પહોંચી જાય છે.* સરનામું ખોટું હોય અથવા તાર લેનાર ન મળે તો તાર મોકલનારને સરનામે પાછો આવે છે. એને માટે કંઈ જ ચાર્જ લેવામાં આવતો નથી.

---

* રવિવાર તથા રજાના દિવસોએ આવો ઓર્ડીનરી તાર મૂકાતો નથી. ફક્ત એકસપ્રેસ તાર ડબલ ચાર્જ ભરીને મૂકાય છે, અને તે ઉપરાંત એક રૂપીઓ વધારાનો ચાર્જ પણ ભરવો પડે છે.

## Express (એક્સપ્રેસ) telegram

એને Urgent (અરજન્ટ) wire પણ કહે છે કારણ કે એ ઓર્ડીનરી કરતાં અડધા વખતમાં એટલે લગભગ અડધો કે એક કલાકની અંદર પહોંચી જાય છે. આ તાર મૂકવો હોય તો તારના ફોર્મની ડાબી બાજુએ ઉપલા ભાગમાં × આવી ચોકડી કરવી પડે છે. અગર Express શબ્દ લખવો પડે છે. આમાં એક શબ્દનો દર બે આના લેખે ગણાય છે. એ પણ નવથી ઓછા શબ્દનો થતો નથી.

## Reply paid (રીપ્લાઈ પેઈડ)

જે ધણીને તાર મૂકીએ તેની પાસે પાછો જવાબ જોઈતો હોય, ને તે ગાંઠના પૈસા ખર્ચી જવાબ નહિ આપે એમ આપણને લાગે તો આપણે તેના જવાબ મોકલવાના પૈસા પણ અહિં ભરી શકીએ છીએ. આવા તારને **Reply paid જવાબી તાર** કહેવામાં આવે છે. એમાં આપણે જેટલા શબ્દ મૂકીએ તેટલા શબ્દના Ordinary તાર હોય તો એક શબ્દના એક આના લેખે અને Express તાર હોય તો એક શબ્દના બે આના લેખે જે રકમ થાય તે ઉપરાંત જવાબ માટેના ઓછામાં ઓછા તેર આના (ને જવાબ પણ Express wire થી જોઈતો હોય તો ઓછામાં ઓછો એક રૂપીઓ દશ આના) ભરવા પડે છે.

આમ કરવાથી આપણા તારની સાથે એક બીજું જવાબ માટે પૈસા ભર્યા છે તે બતાવતું ખાસ ફોર્મ તે સામા ધણીને પહોંચાડવામાં આવે છે. અને તે માણસ એ ફોર્મનો ઉપયોગ કરી જવાબ મોકલે છે. પરંતુ જો જવાબ લખવામાં તે ભરેલા પૈસાથી વધુ શબ્દનો ઉપયોગ કરે તો તેટલા વધારાના પૈસા તેને ત્યાંથી તારઓફિસમાં ભરવા પડે છે. આવા તારના જવાબ માટે જેટલા પૈસા ભરવા હોય તેટલા તારના ફોર્મની એક બાજુમાં Reply paid, Rupee one એમ કરીને લખવા.

આવા જવાબી તારનો જવાબ મળવો જ જોઈએ, એવું કંઈ જ નથી. જવાબી તાર મૂકવા છતાં પણ જો સામો માણસ એ ફોર્મ રાખી

મૂકે ને તારનો જવાબ ન આપે તો એને માટે કંઈ સજા થતી નથી. તેમ એ કોઈ એવો ગુન્હો પણ ગણાતો નથી. પરંતુ આવા નકામા પડી રહેલા Reply paid ફોર્મના પૈસા ફોર્મની પાછળ છાપેલા નિયમ મુજબ અરજી કરીને Refund (રીફંડ) પાછા મેળવી શકાય છે. આવું Refund મેળવવાનો હક્ક છ માસ સુધી રહે છે. ત્યારપછી તે ફોર્મ નકામું થઈ જાય છે.

જો સાદા કાગળ પર તાર લખ્યો હોય તો તારઓફીસમાં તે સરકારી તારના ફોર્મ પર ચોઢી દેવો પડે છે. કોઈને તાર લખી આપીએ તો તેવા તારની નીચે કદાપી પણ આપણે તેનાં નામની આપણા હસ્તાક્ષરમાં સહી કરવી નહિ. અગર જો તાર દુશ્મનાવટથી મૂકાયેલો કે ખોટો સાબીત થાય તો સહી કરનાર માણસને માથે તમામ જવાબદારી આવે છે. માટે આપણે જો પૂરેપૂરા ઓળખતા હોઈએ તો જ એવા પારકાના તાર નીચે તેના નામથી સહી કરવી, નહિ તો તેના ડાબા અંગુઠાની છાપ લઈ Sd/ for કરીને તેનાં નામની સહી કરવી. તાર અંગ્રેજીમાં લખાય છે, પરંતુ સહી કોઈપણ ભાષામાં થઈ શકે છે. તાર લખ્યા બાદ મોકલનારનું પૂરૂં નામઠામ ભરવું પડે છે. એ તારના શબ્દોમાં ગણાતું કે મોકલાતું નથી તેમ એના પૈસા પણ લેવામાં આવતા નથી.

રવિવાર તથા રજાના દિવસો સિવાય બીજા દિવસોએ સવારના આઠથી રાતના આઠ સુધી સામાન્ય દરે તાર જાય છે. પણ જો આઠ વાગ્યા પછી રાતના તાર મૂકવો હોય તો Express ના બેવડા ચાર્જ ઉપરાંત એક રૂપીઓ વધારે (લેઇટ ફીનો) ભરવો પડે છે તાર મોટા શહેરમાં ગમે ત્યાં રાતના પણ પહોંચાડાય છે. નાતાલના, એપ્રીલ ફુલના, મુબારકબાદીના વિગેરેના ટુંકા સરકારે નક્કી કરેલા શબ્દોના તાર બહુ જ ઓછા ખાસ દરે ગમે ત્યારે મૂકી શકાય છે.

જો એક જ શહેરમાં જુદા જુદા માણસોને જુદીજુદી જગાએ એક જ વિગતનો તાર મૂકવો હોય તો એક જ ફોર્મમાં મૂકી શકાય છે, અને તેમાં ઓછો ખર્ચ આવે છે. જેમકે : મુબઈમાં ત્રણ વેપારીને નીચે મુજબની એક જ વિગતનો તાર કરવો હોય તો...

To,

(1) Ramlal Motilal Patel,

Girgaon.

(2) Chunilal S. Kapadia,

Kalbadevi.

(3) Ratilal Bhailal Manfatia,

Prathana Samaj,
BOMBAY.

*Don't buy see letter.*

SWADESHI STORE.

---

વળી એકને બદલે બે ત્રણ માણસો એકી સાથે પણ એક જ જાતનો તાર મૂકી શકે છે. એ બધાનાં નામ નીચે મૂકનાર તરીકે ભેગા પણ લખાય છે. જેમકે:

To,

Ratanchand Devchand Bros.

Princess Street,
Bombay.

*Catch first train presence badly required.*

Virchand Shroff
Dhansukh Mehta
Ramesh Nanavati

## છાપેલા તારનું ફોર્મ ભરવાનો નમુનો તથા સમજ

*( Nothing is to be written by the sender above this line )*

| | | | |
|---|---|---|---|
| If this telegram is to be classed EXPRESS, write the class here. | જો તાર એક્સપ્રેસ હોય તો એક્સપ્રેસ શબ્દ અહીં લખો. | If this telegram is on State business, the word STATE should be written in this space. | રાજદ્વારી તાર હોય તો અહીં State business લખો. |

When a reply is to be prepaid, write the words 'reply paid' and the amount in the space below જવાબ માટે પૈસા ભર્યા હોય તો reply paid શબ્દ તથા સાથે ભરેલી રકમ અહીં લખો.

To,
Name ( તાર લેનારનું નામ )
Address ( તાર લેનારનું ઠેકાણું )
Telegraph office જ્યાં તાર ઓફીસ હોય એવા નજીકના ગામ, શહેર કે રેલ્વે સ્ટેશનનું નામ )

[ જે કંઈ લખવું હોય તે લખાણની વિગત ]

*From,* ( મોકલનારનું ટુંકું નામ કે અટક )

*NOT TO BE TELEGRAPHED* (તારમાં મૂકવામાં આવતું નથી.)

*Signature* ______ ( મોકલનારની પૂરેપૂરી સહી )
*and*
*Address of Sender* ______ ( મોકલનારનું પૂરેપૂરૂં ઠેકાણું )

## છાપેલાં ફોર્મનો તૈયાર ભરેલો નમૂનો

*( Nothing is to be written by the sender above this line )*

| | | |
|---|---|---|
| If this telegram is to be classed EXPRESS, write the class here | EXPRESS | If this telegram is on State business, the word STATE should be written in this space. |

| | |
|---|---|
| When a reply is to be prepaid write the words "Reply paid" and the amount in the space below.<br>**Reply Paid**<br>13/- As. | Name **Babulal Purshottamdas**<br>Address C/o. Reliance Electrical Store<br>To, Telegraph office } Luhar Chawl, BOMBAY. |

**W I R E   Y O U R   H E A L T H**

તમારી તબિયતના સમાચાર તારથી જણાવો.

*From,* { Gamanlal Badami

*NOT TO BE TELEGRAPHED* } *Signature and Address of Sender*

Gamanlal Hiralal Badami,
Wadifalia, Pagathia Street,
SURAT,

**સાદા કાગળ ઉપર લખેલા તારનો નમૂનો**

To,

**Ratilal Nathubhai Dalal,**

Opposite Big Masjid,

**Rander.**

(Dist. Surat)

*Come soon. Uncle serious*

જલદી આવો. કાકા સખત બિમાર છે.　　**Gamanlal.**

---

From　Gamanlal Hiralal Badami,

Shri Navjivan Pustakalaya, Tower Road, Surat.

---

**ખુશાલીના ખાસ ટુંકા તારનો નમૂનો**

**Natvarlal Vyas,**

Lal Daravaja, Motishai,

**Surat**

*Congratulations*

**Badami.**

જે તારોની બાબતમાં તાર ખાતાની ભૂલ સાબીત થાય છે તેને માટે ભરેલાં તારના નાણાં સાધારણ રીતે પાછા આપવામાં આવે છે. ટપાલને પોસ્ટ મારફત પહોચતાં જેટલો વખત લાગે તેના કરતાં સાધારણ તારને પહોચતાં જો વધારે વખત લાગ્યો હોય તો એવી બાબતમાં (અમુક ખાસ સંજોગો સિવાય) ભરેલાં નાણાં પાછા મળે છે. તાર ખાતા માટેની ફરીયાદ પહેલાં જ્યાંથી તાર કરવામાં આવ્યો હોય ત્યાંના ટેલીગ્રાફ માસ્તરને કરવી. ખાતાની ભૂલ નહિ હોય એવી બાબતમાં પૈસાની Refund માગણી માટેની અરજી કલકત્તાની '**ટેલીગ્રાફ ચેક ઓફીસ**' ના અમલદારને કરવી. તમામ ફરિયાદો માટે ફકત વધુમાં વધુ બે માસની મુદત રાખવામાં આવી છે

નાતાલની, નવા વર્ષની (દિવાળીની) પરીક્ષામા પાસ થવાની, લગ્નની ખુશાલીની વિગેરે ટુંકી ખબરો તા. ૧૪મી ડીસેમ્બરથી તા ૬ ઠ્ઠી જાન્યુઆરી સુધી ખાસ ઓછા દરે તારથી મોકલવામાં આવે છે. આવા તારો માટે અમુક ખાસ શબ્દો ને તેનો ચાર્જ નક્કી કરવામાં આવ્યો છે.

**સૂચના :** G. લખો કે આખુ નામ Gulabsingh ગુલાબસીંગ લખો પણ શબ્દ એકજ ગણાય છે. રૂપીઆ પૂરા હોય તો ભૂલ ન થાય માટે આંકડાની રકમ પછી આવી /– નીશાની કરવી. જેને તાર મુકીએ તે ધણી આપણુ સરનામું જાણતો ન હોય તો નીચે સહી કરીએ (From લખ્યુ હોય તે જગાએ તાર મુકનારે પોતાનું પૂરૂ સરનામુ લખવું. એવા દરેક શબ્દ દીઠ એક આનાના હિસાબે પૈસા લેવામાં આવે છે. તાર લખેલામાં જેમ બને તેમ શબ્દો ટુંકા અને વાક્યો ક્રિયાપદ કે અવ્યય Preposition વગરના લખવા.

## તાર લખવામાં વપરાતા અમુક ખાસ ટુંકા શબ્દો

રૂપીઆ મોકલો Remit (રેમીટ). રૂપીઆ મોકલ્યા Remitted. માલ મોકલો Despatch (ડીસપેચ) goods. મોકલવુ Send. સ્વીકારવું Accept (એકસેપ્ટ) કબુલ કરવું Agree (એગ્રી).

ફાયદાથી Profitably ( પ્રોફીટેબ્લી ). ભાવ Rate ( રેઇટ ) તેજી High ( હાઈ ). મંદી Dull ( ડલ ). બજાર Market ( મારકેટ ). સાધારણ Common; steady. ચડ–ઉતર Irregular ( ઇરેગ્યુલર ). પુરૂ પાડવું Supply. આગ લાગી છે. Caught ( કોટ ) fire. મરી ગયો છે. Expired. ( એક્સપાયર્ડ ). died; off ( ઑફ ). સ્ટેશને લેવા આવો Receive. ખબર કરો Inform ( ઇન્ફોર્મ ). તારથી જવાબ આપો wire. તારમારફત Telegraphically. ડબ્બો ભરવો Load wagon. ખાલી કરવું. Vacate Unload. હાલત Condition. છેલ્લો શ્વાસ લેવો Breathing ( બ્રીધીંગ ). ઉતાવળથી Soon, Quick, Quickly, Immediately. પહેલી ગાડી પકડો Catch ( Pick – up ) first train; Start. કાગળ જુઓ (વાંચો) See letter; Letter follows ( ફોલોઝ ). સખત ઘાયલ થયો. Desperately wounded. હાજરી Presence. સખત જરૂર છે Badly needed; Urgently required. વિવાહ Betrothal (બીટ્રોથલ). નક્કી થવું Settle ( સેટલ ). અદરાયા Engaged (એન્ગેજડ). લગ્ન Marriage. જરૂરી Necessary ( નેસેસરી ). ઉઠમણું Day of condolence ( કોંડોલન્સ ) તબીયત Health (હેલ્થ). સુધરવું Recover ( રીકવર ). ભયંકર Serious Hopeless. ચિંતા કરવી Worry ( વરી ).

## Contents of the telegram તારમાં મુકાતી વિગતો

(૧) મનુના વિવાહ થયા. Manu betrothed. (૨) ફરામ અને શીરીન અદરાયા. Faram and Shirin engaged. (૩) સગાઈ તુટી ગઈ. Betrothal broken. (૪) લગ્ન પચ્ચીસમીના નક્કી થયાં. Marriage settled (on) twenty fifth. (૫) જલદી આવો. તમારી હાજરીની ખાસ જરૂર છે. Come soon, (quick-quickly immediately) Presence badly required. (૬) પહેલી ગાડીએ આવો. Catch (come) first train (૭) નાર્ડાઈ ઉપડો.

Start immediately (૮) મોતીની હાલત ગંભીર છે. Moti serious, (Hopeless હોપલેસ – Desperately ill ડેસપરેટલી ઈલ–Breathing last) (૯) મોઢું જોવું હોય તો આવો. Start wishing (desiring) to see face. ( to see her last ) (૧૦) કાકા આજે સવારે ગુજરી ગયા. Uncle died ( expired ) this morning (૧૧) ઉઠમણું આવતે સોમવારે રાખ્યું છે. Condo-lence-day next monday. (૧૨) હવે પિતાજીની તબીયત સુધરતી જાય છે. ફીકર કરશો નહિ. Don't worry ( anxious ) Father's health recovering ( now ) (૧૩) ગોમને ડૉ. અધ્વર્યુંની દવા ચાલુ છે. Under doctor Adhvaryu's treatment. ( ૧૪ ) દીલગીર છું. કંઈ બની શકે એમ નથી. Sorry can't help. (૧૫) બહેનની તબીયતના તારથી ખબર આપો. Wire sister's health. (૧૬) રતનલાલ બપોરના ફાસ્ટમાં આવે છે. વાંદરા સ્ટેશને હાજર રહો. Ratanlal starting ( by ) fast ( train ) Receive ( him at ) Bandra. (૧૭) જીવણલાલ ત્યાં આવ્યા હોય તો ખબર આપો. Wire ( inform ) if Jivanlal there. (૧૮) શકર ચોરી કરીને નાસી ગયો છે. જરૂરી તપાસ કરો. Shanker stole and escaped. Enquire. ( make necessary inquiries ) (૧૯) બને તો પ્રયત્ન કરો નહિ તો પડતુ મેલો. Try if possible otherwise leave off. (૨૦) તમારાથી બનતો પ્રયત્ન કરો. Try your best. (૨૧) માગણીને પહોંચી વળાય એમ નથી. વધુ ઓર્ડરો લેવા બંધ કરો. Demands unmatchable. Please stop taking further orders. (૨૨) પચાસથી સાઠ સુધીમાં માગણી કરો Offer (bid) fifty to sixty. (૨૩) અત્યારે બજાર મંદુ છે. ખરીદો નહિ. Don't buy ( stop buying ) Market dull. (૨૪) અફીણના ભાવ ચઢ ઉતર છે. Opium rates irregular. (૨૫) બની શકે એટલી રકમ રવાના કરો. Send possible

કાઉન્ટર (ફામ). (૨૬) માલ મોકલ્યો. પાંચસો રૂપીઆની હુંડી બીડી. Goods despatched. Enclose 500/-Hundi. (૨૭) બજારમાં આજની ખેંચ છે. સોદો રદ કરો. Market tight. Cancel contract. (કેન્સલ કોન્ટ્રાક્ટ). (૨૮) પાચ હજાર રૂપીઆ તારથી મોકલ્યા છે બે વેગન ભરો ને રવાના કરો. Remitted 5000/-telegraphically. Despatch two loaded wagons. (૨૯) સો ખાંડી ભરૂચ ૨૦૫માં ખરીદયો. Bought hundred candies Broach at 205/-. (૩૦) બસો ખાંડી જયપુરની ૨૫૦ ને ભાવે કબાલો કરો. Contract Jaipur 200 candies at 250/-. (૩૧) પાચસો ગુણ અળસીની નીઝામ આગબોટ પર ચઢાવી છે. Shipped 500 bags linseed (લીનસીડ) on steamer Nizam. (૩૨) સુતર બજાર મધ્યમ છે. Yarn (cotton) market steady. (૩૩) નાણા ભીડ-ઘણી છે Great scarcity (સ્કેરસીટી) of money. (૩૪) બજાર મજબુત છે વેચીએ કે નહિ? Market strong, Sell or not? (૩૫) બસો ગુણ સફેદ સારા તલ ફાયદાથી ખરીદો. Buy best white sesame (સીસેમ) 200 bags pofitably. (પ્રોફીટેબ્લી) (૩૬) તાર મળ્યો. બે પારસલ રવાના કર્યાં છે. ભાવ હમેશ મુજબ. કાગળ જુઓ (wire) Received, Two parcels despated. (forwarded -sent) Rates as usual. See letter. (letter follows). (૩૭) ભલી દુઆઓ સાથે નવું વરસ મુબારક ચાહું છું. New years greetings with best wishes. (૩૮) રોહીત પાસ થયો છે તે બદલ મુબારકબાદી. Congratulations (કોન્ગ્રેચ્યુલેશન) for Rohit's succese. (૩૯) આવાય એમ નથી. રજા મળતી નથી. Impossible (can't or unable) to come. Leave not sanctioned. (સેન્કશન્ડ–granted ગ્રાન્ટેડ–available અવેઇલેબલ) (૪૦) આવવાનું

ચૂકશો નહિ. Don't fail to come. અથવા (do come). (૪૧) લલીતાએ છોકરાને જન્મ આપ્યો છે. તબિયત સારી છે. Son born (to) Lalita. ( Both ) O. K. (well) (૪૨) ગોડાઉનને આગ લાગી છે. નુકસાનનો અંદાજ બે હજારનો છે. Godown caught fire. Loss estimate 2000/-. (૪૩) શંભુ ઘોડાગાડીમાં કચરાઈ ગયો છે. Shambhu crushed by carriage accident. (૪૪) અહીં વાત ફૂટી ગઈ છે. Bubble burst (બબલ બર્સ્ટ) here. (Matter revealed (રીવીલ્ડ) (૪૫) સુશીલાને લઈને મનોહરના લગ્નમાં હાજર થાવ. Attend Manohar's marriage accompanying (એકમ્પની ગ) Sushila. (૪૬) મા વિનાની શોભાને દિલાસો દેજો. Console ( કોનસોલ ) Motherless Sobha. (૪૭) વી. પી. પાછું ફર્યું છે ખર્ચની નુકસાનીનો દાવો માંડીએ છીએ. V. P. returned. Filing suit against freight--loss. (૪૮) ક્વૉલીટી હલકી છે. વધુ માલ મોકલતા નહિ Don't supply more goods. Quality inferior. (ઇનફીરીઅર) (૪૯) સફાઈબંધ ને ઉંચી જાતનો માલ હોય તો એક બંડલ રવાના કરો. Despatch one bundle of quality superior. (સુપીરીઅર અથવા best) and smooth. (૫૦) કેસની અઢારમી તારીખ નક્કી થઈ છે. આવી રહેવાની ગોઠવણ કરો. Case date eighteenth fixed. Arrange to come. (૫૧) મુકદ્દમાની સાંઠવાળ થઈ છે. રૂપીઆ પાંચસો તારથી મોકલાવો. Case Compromised. (કોમ્પ્રોમાઇઝ્ડ) Remit 500/-telegraphically.

# part IV ભાગ ૪ થો.

## Lesson 1 : પાઠ ૧

### પત્ર-લેખન પદ્ધતિ Letter writing method ( મેથડ )

પોસ્ટ કાર્ડ Post Card (P.C.) પરબીડીયુ An envelope
લખેલો કાગળ બીડેલો હોય એવું પરબીડીયું Letter (લેટર).
પરબીડીયામા ઘડી વાળીને બીડાય એવો કાગળ Note-paper
કાગળનું મથાળું Heading (હેડીંગ) અંદરની બીના Contents (કન્ટેન્ટસ).
ટુંકી સહી Sign (સાઇન). પૂરી સહી Signatue (સીગ્નેચર).
સરનામું An address (એડ્રેસ). સરનામું કરવું To address
જેની ઉપર કાગળ લખાયો હોય તે Addressee (એડ્રેસી).
જેણે કાગળ લખ્યો હોય તે Addresser (એડ્રેસર).
સહી કરવી To sign. ટપાલમાં નાખવો To post (પોસ્ટ).
ટીકીટ A stamp (સ્ટેમ્પ). ચોડવી To affix (એફીક્સ).

કાગળ મળવો. To receive a letter. ટપાલી Post-man
ટપાલ વહેંચવી To deliver (ડીલીવર) the post
ટપાલની ટીકીટો Postal stamps (પોસ્ટલ સ્ટેમ્પસ).
પૈસા લેનાર (જેને મોકલ્યા હોય તે) Payee (પેયી)
પૈસા મોકલનાર Remitter (રેમીટર) Sender (સેન્ડર)
પૈસાની જે રકમ મોકલાય તે Remittance (રેમીટન્સ).
(ટપાલની) વહેંચણી Delivery (ડીલીવરી) પુરાંત Balance (બેલન્સ)

### સરનામાં Addresses (એડ્રેસીસ)

સરનામામા કોઈ માણસના નામની અગાઉ મોટે ભાગે મિત્ર સિવાય Mr. (મીસ્ટર) લખાતું નથી, પણ કુમારીકા નામની અગાઉ Miss (મીસ) ને પરણેલી સ્ત્રીના નામની પહેલા Mrs (મીસીસ) લખાય છે. તેમ છતા નામની અગાઉ Mr. લખાયા પછી નામની પછી Esqr. લખાતું નથી.

આ સિવાય ડાકટર હોય તો Dr. પ્રોફેસર કે પ્રોપ્રાયટર હોય. તો Pro. વગેરે નામની અગાઉ લાગે છે. ડીગ્રીધારી હોય તો B. A.; M. A. વગેરે નામ પૂરૂં થયા પછી લાગે છે, નાઇટ–ઓનરેબલ–ખાનસાહેબ કે રાવસાહેબ ઇત્યાદિ કોઈ ખિતાબ હોય તો તે નામની અગાઉ લાગે છે. આ સિવાય બીજા સામાન્ય નામોની પછી Esq. (એસ્કવાયર) લગાડાય છે. હમણાં ગુજરાતીમાં પુરૂષના નામની અગાઉ માનાર્થે વપરાતા શ્રીયુત શબ્દને બદલે અંગ્રેજીમાં પણ Sjt. અને સ્ત્રીના નામની અગાઉ શ્રીમતી શબ્દને બદલે Smt. લખાય છે.

આ ઉપરાંત, નામની પછી Co; ( કંપની ), & Co. (એન્ડ કંપની), Ltd. (લીમીટેડ), & Sons (એન્ડ સન્સ), & Bros. (એન્ડ બ્રધર્સ) વગેરે લખાય છે; આ લાગ્યા પછી Esq. લાગતુ નથી. બે ત્રણ ભાઈઓની ભેગી દુકાન હોય તો Bros. અને પુષ્કળ ભાગીદારોની કંપની કે પેઢી હોય તો Messrs (મેસર્સ) લાગે છે.

કોઈ કંપની–ઓફીસ–પેઢી–બેન્ક કે વર્તમાનપત્રનું કાર્યાલય હોય તો વ્યવસ્થાપક The manager (મેનેજર), માલીકને The Proprietor (પ્રોપ્રાયટર), શાળાના મુખ્ય શિક્ષકને The Head Master અથવા Principal, સંચાલકને The Agent (એજન્ટ), અધિપતિ–તંત્રીને The Editor (એડીટર) અને મંત્રીને The Secretary (સેક્રેટરી) લખીને તેની પછી તે સંસ્થાનું નામ લખાય છે. Sir, Dear sir, Respected sir કે Gentleman લખીને કાગળની શરૂઆત થાય છે. ( એક કરતા વધુ માણસની કંપની હોય તો Dear sirs, Gentlemen, જેમ બહુવચનમા સબોધન લખાય છે.

કોઈ શખસ કોઈને ત્યા રહેતો હોય અગર કોઈની ઓફીસે કે પેઢીએ નોકરી કરતો હોય તો પહેલાં શખ્સનું નામ લખી બીજી લીટીમાં C/o ( કેર ઓફ ) કરીને જેને ત્યાં તે રહેતા હોય તેનું અથવા તે પેઢીનું નામ લખાય છે.

સરનામા ચઢઉતર લીટીમા જમણી બાજુએ સીડીના રૂપમા લખાય છે. લખનારનું નામઠામ છાપેલુ ન હોય તો ડાબી બાજુએ Bracket ( કાઉંસ ) કાઢીને નાના અક્ષરે From કરીને લખાય છે.

## ગુજરાતી-અંગ્રેજી સરનામાના નમૂના

| | |
|---|---|
| મૅનેજર, | Manager, |
| શ્રી હરિહર પુસ્તકાલય | Shree Harihar Pustakalaya |
| બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ | Booksellers & Publishers |
| ટાવર રોડ, | Tower Road, |
| સુરત. | SURAT. |
| શ્રીયુત્ ગમનલાલ હીરાલાલ બદામી | Sjt. Gamanlal Hiralal Badami |
| વાડીફળીઆ પગથીઆ શેરી, | Wadifalia Pagathia Sheri, |
| સુરત. | SURAT. |
| વૈદ્ય મગનલાલ ભાઇશંકર | Vaidya Madanlal Bhaishanker |
| ગોપીપુરા, હગવાસાની ખાડી, | Gopipura, Hagvasa Khadi, |
| સુરત. | SURAT. |
| મંત્રી, | Secretary, |
| શ્રી કંસારા જ્ઞાતિ મંડળ. | Shree Kansara Gnati Mandal. |
| મહીધરપુરા, જદાખાડી, | Mahidharpura Jadakhadi, |
| સુરત. | SURAT. |

મણીલાલ ડાહ્યાભાઇ દેસાઇ,
માલીક: "શ્રી અનાવિલ બંધુ પ્રેસ"
બરાનપુરી ભાગોળ.
સુરત.

Manilal Dahyabhai Desai,
Pro: "Shri Anavil Bandhu Press"
Baranpuri Bhagol,
SURAT.

ગંગાદાસ ઈ. પટેલ, બી. એ.
સાર્વજનિક હાઇસ્કૂલમાં મળે,
નાનપુરા,
સુરત.

Gangadas E. Patel, B. A.
C/o Sarvajanik High Shool,
Nanpura,
SURAT.

ચીફ ઓફિસર,
રાંદેર મ્યુનિસિપાલીટી.
રાંદેર.
(જીલ્લે સુરત)

Chief Officer.
Rander Municipality.
RANDER.
(Dist. Surat)

રમણીકલાલ જમનાદાસ વકીલ,
બી. એ. એલએલ. બી.
ગોધરા.

Ramniklal Jamnadas Vakil,
B. A. LL. B.
GODHRA.

કોઈ અમુક માણસની વતી સહી કરવી હોય તો S/d. કરીને તેજ માણસનું નામ લખવું. જો કોઈ અરજી કે ખાસ દસ્તાવેજની નકલ ઉતારીને મોકલવી પડે તો . ( signed ) કરીને સહી કરવી. જો શેઠ અગર ઉપરી અમલદાર તરફથી આપણને સત્તા હોય તો આપણુ નામ લખીને પછી For લખવુ ને તે પછી તે અમલદારનો હોદ્દો જણાવવો. જેમકેઃ—

S/d. S. O. Manu ( Head clerk )

For

The Manager, Surat Electricity Co.

નાના ચીઠ્ઠીને Chit (ચીટ) અથવા Note (નોટ) કહે છે એમાં મથાળે તારીખ કે કંઈજ ન લખતાં એ પુરી થાય ત્યાં ડાબી બાજુને એક ખૂણે ગામ કે શહેરનું નામ ને તારીખ નાના અક્ષરે લખાય છે. જેમકે : Surat 23-3-49. જે વ્યક્તિને કાગળ કે ચીઠ્ઠી લખીએ તેની સાથે આપણે જેવો સંબંધ ધરાવતા હોઈએ તે મુજબનું સબોધન વાપરી શરૂઆત થાય છે. એ ઉપરાત છેવટે સહી કરતી વેળા પણ સ્નેહ-સંબંધને અનુસરીને જ લખાણ લખાય છે. ટુંકાણમાં કાગળને મથાળે sir હોય તો છેડે પણ sir લખવું ને Dear sir હોય તો Dear sir લખવું.

અજાણ્યા માણસને, અમલદારને ને દુકાનદારને એકલું Sir સબોધન લખવું. ઓળખાણવાળા માણસોને, મિત્રોને, શિક્ષકોને, ઉપરી વગેરેને Dear sir લખવું. ખાસ સ્નેહી, વધુ પડતી ઓળખાણવાળી વ્યક્તિ, કે સગા ભાઈ-બેનને My dear...(પછી નામ) લખવું. આપણા પુજ્ય વડીલ, પતિ-પત્નિ માબાપ વગેરેને May dear, My beloved કે My most beloved લખવું પૂજ્ય ગુરૂ, ધર્મગુરૂ વગેરેને Revd. sir કે Respected sir લખાય છે. કોઈ સામાન્ય રીતે મિત્રને

Dear Mr......પણ લખે છે. વેપારીની પેઢીને Messrs...& Co લખાય છે. જો એકથી વધુ માણસને ઉદ્દેશી લખવું હોય તો Sirs, Dear sirs વગેરે લખાય છે. જો કોઈ અમુક પેઢીના (અણઓળખીતા) એકલા માલીકને લખવું હોય તો Gentleman અને વધુ ભાગીદાર હોય એવી પેઢીને Gentlemen સમ્બોધીને લખાય છે.

## અંતીમ વાક્યો Endings (એન્ડીંગ્સ).

(૧) તમારી હરેક રીતે ફતેહ ઇચ્છતો. Wishing you every success. (૨) ભલી દુઆઓ સાથે. With best wishes. (૩) જલદી જવાબની રાહ જોતો Awaiting your reply soon. (૪) તમારા સંતોષકારક જવાબની વળતી ટપાલે આશા રાખતો. Hoping to receive a favourable reply at your earliest convenience. (૫) તમારા તરફથી નવીન ખબર મેળવવાની વળતા ટપાલે ઇચ્છા રાખતો. Hoping to hear some news from you by the return of post. (૬) તસ્દી માફ કરજો. Excuse for the trouble given. (૭) જલદી જવાબ આપવાની કૃપા કરશો એવી આશા સેવતો. Hoping to be favoured with an early reply. (૮) મને સભારે તેને સલામ (વંદન—જય શ્રીકૃષ્ણ કહેજો);* Convey my best regards ( or compliments ). (૯) આપનો (અગાઉથી) આભારી Thanking you in antcipation. (૧૦) તમારા જવાબની રાહ જોતો Wating for your response. (૧૧) અમે બધા અત્રે ખુશીમાં છીએ ને તમે બધા પણ હશો, એવી આશા રાખીએ છીએ. We all are well (O. K.) at home an hope you and the family to be in the same condition. (૧૨) મારે લાયક કઈ કામકાજ હોય તો લખજો. Any work like me.

---

*Conveyની જગ્યાએ કોઈ કોઈ Tell વાપરે છે તે ખોટું છે.

## સહીઓ Signatures ( સીગ્નેચર્સ )

કાગળ લખી રહ્યા પછી નીચે સહી કરતી વેળા હરેક વ્યક્તિ પોતાના દરજ્જા ને સંબંધ પ્રમાણે સંબોધન લખે છે. (૧) આપનો નમ્ર સેવક Yours obediently અથવા Your obedient servant (pupil, son) daughter). (૨) હું છું, સાહેબ, આપનો સદાનો નમ્ર સેવક I am (remain), sir, your most obedient (humble) servant...(૩) આપનો વહાલો Your loving* અથવા Yours affectionately. (૪) કોઈ વેપારી હોય તો તેને–આપનો વિશ્વાસુ Yours faithfully. (૫) કોઈ અજાણ્યા માણસને આપનો સાચો Yours truly (૬) સામાન્ય સગા–સ્નેહીને Yours ( most ) sincerely લખાય છે. (૭) પોતાથી ચઢતા દરજ્જાવાળાનો–Yours respectfully અથવા respectfully yours લખાય છે. (૮) કોઈ ઉપરી અમલદારને અરજી કરીએ તો–પહેલી લીટીમા I beg to remain, (બીજી લીટીમા) Sir, (ત્રીજી લીટીમાં) Your most obedient servant, લખાય છે. એ પછી લખનારની સહી થાય છે. જેમકેઃ—

I beg to remain,

Sir,

Your most obedient servant,

Dhanjisha Daruwala.

---

* Loving પછી નામ લખો તો yours નહિ પણ your આવે જેમકે: Your loving father

## Lesson 2 : પાઠ ૨

## Notes & Letters ચિઠ્ઠીઓ અને કાગળો

સુરત, તા. ૨૪-૪-૪૯

મહેરબાન માસ્તર સાહેબને માલમ થાય કે મારી બેન રાધાનું સખત માથું દુખતુ હોવાથી એ આજે નિશાળે આવી શકશે નહિ. માટે એની માંદગી પુરવા મહેરબાની કરશોજી.

લી. આપનો વિશ્વાસુ.
નટવર દેસાઇ.

Dear sir,

As my sister Radha is suffering from severe head-ache, she is unable to come to school to-day. So please mark her sick on the roll and oblige.

Surat
24-4-49

Yours sincerely,
Natvar Desai.

અમદાવાદ તા. ૨૨-૪-૪૯

મહેરબાન માસ્તર સાહેબને સલામ સાથે લખવાનું કે મને ગઈ કાલથી સખત તાવ આવે છે, માટે હું સારો થાઉં ત્યા સુધી રજીસ્ટરમાં મારી માંદગી પૂરશોજી.

આપનો આજ્ઞાકિત શિષ્ય,
જયંત એન. ચોકસી.

Respected sir,

As I am laid down with fever since yesterday, kindly mark me sick on the register (on the roll) till I recover.

Ahmedabad,
22-4-49

Your obedient pupil,
Jayant N. Choksi.

મુંબઇ, તા. ૧૧-૪-૪૯

વ્હાલા સાહેબ,

વિ. વિ. સાથે જણાવવાનું કે 'મારા પુત્ર ભાઇ રમણની તબીયત આજે સવારે સારી ન હોવાથી એનાથી નિશાળનું લેસન થયું નથી. તો એને માફ કરશોજી.

લી. આપનો હંમેશનો,
હરદેવરામ.

Sir,

As my son Raman's health was not well this morning, he could not prepare his home-work, kindly excuse him and oblige.

Bombay,
11-4 49

Ever Yours,
Hardevram.

ભરૂચ, તા. ૧૨-૯-૪૯

મહેરબાન માસ્તર સાહેબને માલુમ થાય કે મારા ભાઈ મનુને આજે ન્યાતમાં જમવા જવાનું હોવાથી બપોરે બે વાગે રજા આપશોજી.

લી. વિનિત,
પ્રાણશંકર ત્રીવેદી.

Sir,

As my brother Manu has to attend our caste dinner at 2-0 p. m. to-day, kindly grant him permission to leave the school and oblige.

Broach,
12-9-49.

Yours truly.
Pranshanker Trivedi.

સુરેત, તા. ૧૫-૧-૪૯

મહેરબાન માસ્તર સાહેબને માલમ થાય કે ભાઇ મનુનાં પેટમાં સખત દુઃખાવો થતો હોવાથી આજે એનાથી લેસન થયું નથી. માટે એને માફ કરવા કૃપા કરશોજી.

લી. સેવક.
હર્ષદ દવે.

Sir.

As Manu had severe pain in his stomach he was unable to prepare his school-lesson. Please therefore, excuse him and oblige.

Surat,
15-1-49

Sincerely yours,
Harshad Dave.

કલકત્તા, તા. ૧૮-૪-૪૯

મહેરબાન માસ્તર સાહેબને માલમ થાય કે મારી બદલી કલકત્તાથી મુંબઇ-સેન્ટ્રલ સ્ટેશને થઇ છે માટે મારા પુત્ર કૃષ્ણકાન્તનું સર્ટીફીકેટ કાઢી આપવા તસ્દી લેશોજી અને તે ભાઇ કૃષ્ણકાન્ત સાથેજ મોકલશોજી.

લી. આપનો વિશ્વાસુ.
શ્રીકાન્ત શ્રોફ.

Dear Sir,

As I am transferred from Calcutta to Bombay Central Sation, please issue the Leaving Certificate of my son Krishnakant, and send it along with him.

Calcutta,
18-4-49

Yours truly,
Shrikant Shroff.

દેસાઈ ફળયા,
નવસારી, તા. ૩૦-૧૨-૪૯

માલીક :

'શ્રી હરિહર પુસ્તકાલય' સુરત.

મહેરબાન સાહેબ,

નીચેનાં પુસ્તકો ઉપર લખેલે સરનામે તાકીદે વી. પી. થી મોકલી આપવા મહેરબાની કરશોજી.

૧ નકલ **વાલ્મિકી રામાયણ**...કીમત રૂા ૮/-
૨ નકલ **સ્વામી વિવેકાનંદ**...કીમત રૂા. ૩/-

આપનો વિશ્વાસુ,
શાન્તીલાલ ગો. દેસાઈ.

Desai Falia,
Navsari, 30-12-49

To,

Pro; 'Shri Harihar Pustakalaya,
Surat.

Sir,

Please oblige me by sending me the following books immediately by V. P. P. at the above mentioned address.

I Copy Valmiki Ramayana, Price Rs. 8/-
I Copy Swami Vivekanand, Price Rs. 3/-

Yours faithfully,
Shantilal G. Desai,

મહેરબાન પોસ્ટ માસ્તર સાહેબ,
જનરલ પોસ્ટ ઑફીસ, સુરત.

સલામ સાથે જણાવવાનું કે મેં ગઈ તારીખ પહેલી જુલાઈએ અહીંની ઝાંપા બજારની પોસ્ટ ઑફીસેથી રૂ. ૨૫)નો એક મનીઑર્ડર નં. બી-૩૮૪નો **નાથુભાઈ દેવચંદ, ઝવેરી બજાર - ભરૂચ ને** સરનામે કર્યો હતો, જેની પહોંચ હજુ સુધી મને મળી નથી. તો આપ સાહેબ આ બાબતમાં તાકીદે ઘટતી તપાસ કરી મને જણાવવા મહેરબાની કરશોજી.

સૈયદપુરા, વાવશેરી,
સુરત, તા. ૧૫-૮-૪૯

લી૰ આપનો વિશ્વાસુ,
ગુલાબભાઈ કે દરૂ.

To,

The Post master,
General Post Office,
SURAT.

Sir,

I beg to inform you that I had sent Rs. 25/- by Money-order from the Zampa Post Office, numbered B/-384 to Nathubhai Devchand. Zaveri Bazar, Broach on the 1st of July, for which I have not got the payee's receipt uptil now.

I, therefore, request you to make necessary inquiries into the matter, and be kind enough to inform me at your earliest convenience.

Saiyadpura, Vav Sheri,
Surat, 15-8-49.

Yours faithfully,
Gulabbhai K. Daru.

## પૈસા મળ્યાની રસીદ-Receipt note

પંડિત ઉમાકાન્ત શર્મા પાસેથી આજ રોજ રૂા. ૮૦૦), અંકે રૂપીઆ આઠસો પૂરા આભાર સહિત મળ્યા છે.

આગ્રા,
તા. ૨૦-૧-૪૯

અયોધ્યાપ્રસાદ મિત્ર,
સ. દ. પોતે

Received with thanks from Pandit Umakant Sharma, the sum of Rs. 800/- Eight hundred only to-day.

**Agra,**
**20-1-49.**

Ayodhyaprasad Mitra.

## દિલાસા પત્ર-Letter of Condolence

પ્રિય ભાઈ નરોત્તમ,

તમારા નાનાભાઈના અકાળ અવસાનની ખબર સાંભળી હું ઘણો જ દિલગીર થયો છું. તમને જે ન પુરાય એવી ખોટ થઈ છે, તે ખમવાને ઈશ્વર ધીરજ ને શાંતિ આપો.

કાલબાદેવી રોડ,
મુંબઈ, તા. ૨૫-૩-૪૯

તમારો સદાનો,
મગનલાલ જી. દેસાઈ.

Kalbadevi Road,
Bombay. 25-3-49

My dear Narottam,

I am much grieved to hear the untimely death of your younger brother. May God give you patience and courage to bear the loss which is irreparable.

Yours ever,
Maganlal G. Desai.

## લગ્નનું આમંત્રણ-Marriage Invitation

બેગમપુરા,
સુરત, તા. ૧૯-૪-૪૯

વ્હાલા ભાઈ રામસિંહ,

મારા ભાઈ દેવેન્દ્રનાં લગ્ન તા. ૨૭-૪-૪૯ ને રોજ નક્કી થયાં છે, તેથી આ પત્રિકા દ્વારા સહકુટુંબ તેમાં ભાગ લેવા હું તમને આગ્રહપૂર્વક વિનંતિ કરું છું.

તમારા આવવાની તારીખની અને ગાડીની મને ખબર આપી આભારી કરશોજી. જેથી હું આપને સ્ટેશને લેવા આવવાની ગોઠવણ કરી શકું.

તમારો સ્નેહી,
ડૉક્ટર એન. એમ.

My dear Ramsinh,

As the marriage of my brother Devendra is fixed for 27-4-49, I sincerely entreat (invite) you to take part in it along with the members of your family.

Be kind enough to inform me of the date and the train by which you are coming, so that I can manage to receive you on the station.

Begampura,
Surat, 19-4-49

Sincerely yours,
Doctor N. M.

## ભલામણ પત્ર-Letter of Recommendation

સગરામપુરા,
સુરત, તા. ૧૯-૧૨-૪૮

વહાલા ભાઈ પ્રિયવદન,

આ ચીઠ્ઠી લાવનાર માણસ મારા એક પરમ સ્નેહી છે. એમને આપને ત્યાં જે જગ્યા ખાલી છે, ત્યાં નીમવા માટે હું આપને આથી ભલામણ કરૂં છું.

લી.
ઇન્દ્રકુમાર શાસ્ત્રીના સ્નેહવંદન.

Sagrampura,
Surat, 19-12-48

Dear Mr. Priyavadan,

The bearer of this note is a hearty friend of mine. I hereby recommend him to you to appoint him in the vacant post in your office.

Yours faithfully,
Indrakumar Shastri.

## રેલ્વેમાં ખાનું રીઝર્વ કરાવવા બાબત

મહેરબાન સ્ટેશન માસ્તર સાહેબ,
બોમ્બે સેન્ટ્રલ.

સવિનય જણાવવાનું જે આવતી કાલે રાત્રે ૯ વાગે જે લોકલ ટ્રેઈન બોમ્બે સેન્ટ્રલ સ્ટેશનથી ઉપડે છે તેમા બોમ્બે સેન્ટ્રલથી અમદાવાદ સુધીનો દસ માણસની સીટનો એક આખો સેકન્ડ કલાસ કમ્પાર્ટમેન્ટ રીઝર્વ કરશોજી.

આ સાથે રૂા. ૧૫૦ નો મારી સહીવાળો સેન્ટ્રલ બેન્કનો એક ક્રોસડ ચેક બીડયો છે.

૩૩૯, કાલબાદેવી રોડ
મુબઈ, તા. ૧૩-૪-૪૯

આપનો વિશ્વાસુ,
ડોક્ટર કાંગા.

## To Reserve a Railway Compartment

To,
The Station Master,
Bombay Central.

Sir,

Please reserve for me ten seats in the Second Class compartment in the local Passenger train which will start from the Bombay Central Station to-morrow at 9 p. m. for Ahmedabad.

I am enclosing you herewith a crossed cheque of Rs. 150/- on The Central Bank, duly signed by me.

339, Kalbadevi Road,
Bombay, 13-4-49

Yours truly,
Doctor Kanga.

## ઘર ખાલી કરવાની નોટીસ

સેન્ડહર્સ્ટ રોડ,
મુંબઈ, તા. ૧૧-૩-૪૯

રા. રા. નાનુભાઈ સી. દેસાઈ,
ફ્રેન્ચ બ્રીજ, મુંબઈ.

આથી હું તમને નોટીસ આપું છું કે, ઘર નં ૧૩૮, બ્લોક નં. ૧૦ જે ફ્રેન્ચ બ્રીજ ઉપર આવેલું હોઈ આપના કબજામાં છે, તે ચાલુ માસની આખરે એટલે કે તા. ૩૧-૩-૪૯ ને રોજ મને ખાલી કરી આપશોજી.

આપનો વિશ્વાસુ,
શેઠ એન. ટી.

## Notice for vacating the House

Sandhurst Road,
Bombay, 11-3-49.

To,

Nanubhai C. Desai Esqr.
French Bridge, Bombay.

Dear sir,

I do hereby give you notice that the house No. 138, block No. 10 situated at French Bridge and which is in your possession at present, should be vacated by you by the end of the current month i. e. 31-3-49.

Yours faithfully,
Sheth N. T.

## પ્રોમીસરી નોટ-જ્યારે માંગો ત્યારે પૈસા આપવાની ચીઠ્ઠી

આથી હું તમો શંકરલાલ ગોવિંદજી લાલાને લખી આપું છું કે મેં નીચે સહી કરનારે આજરોજે તમારી પાસેથી રૂપીઆ ૮૦૦) અંકે આઠસો પૂરા રોકડા લીધા છે. જેની પ્રોમીસરી નોટ મેં તમોને લખી આપી છે. એ રકમ ૬ ટકા વ્યાજ સહીત તમે જ્યારે જ્યાં માગો ત્યારે ત્યાં પાછી આપવા હું વચનથી બંધાઉ છું.

પુના,
૨૦-૪-૪૯

*સખારામ ધોન્ડુ આચરેકર
સ. દ. પોતે

## Promissory note

On demand I promise to pay Shankerlal Govindji Lala-or order the sum of Rs. 800/- i. e. rupees eight hundred only, interest being 6% per annum for the value received by me in cash.

Poona,
20-4-49

Sakharam Dhondu Achrekar.
(Revenue Stamp)*

---

* એકથી અઢીસો રૂપીઆ સુધી એક આનાની; બસો એકાવનથી એક હજાર રૂપીઆ સુધી બે આનાની ને એક હજારથી ગમે તેટલી વધુ રકમ માટે ચાર ની રેવન્યુ ટીકીટ ચોંટાડી તેની અહીં સહી કરાવવી.

## ઇન્કમટેક્ષ રીફંન્ડ મેળવવા માટેની અરજી

મહેરબાન ઇન્કમટેક્ષ ઓફિસર સાહેબ,
નાનપુરા, સુરત.

સવિનય જણાવવાનું જે મને મારા રૂ. ૧૦૦) અંકે રૂપીઆ એકસો પાછા મોકલશોજી, કારણ કે હું કોઈ રીતે ઇન્કમટેક્ષને પાત્ર ઠર્યો નથી. આ સાથે મે ઇન્કમટેક્ષ રીફન્ડની રસીદ મારી સહી કરીને મોકલી આપી છે.

ગોપીપુરા,
સુરત.
૧૨-૪-૪૯

આપનો વિશ્વાસુ,
મહેતા એન. એલ.

## Application for Income-tax Refund

To,

The Income-tax Officer,
Nanpura, Surat.

I have the honour to request you to refund me Rs. 100-0-0 Rupees one hundred only as I am proved not liable to income tax in any way.

I have enclosed herewith the income-tax refund receipt duly signed by me.

Gopipura,
Surat.
12-4-49

Yours faithfully,
Mehta N. L.

# Part V ભાગ ૫ મો.

## Vocabulary of Useful Words

(વોકેબ્યુલરી ઓફ યુઝફુલ વર્ડ્ઝ)

—ઉપયોગી શબ્દકોષ—

### Words showing time (વર્ડ્ઝ શોઇંગ ટાઇમ)

### વખત બતાવનારા શબ્દો

પળ A moment (મોમેન્ટ)...પખવાડીયું A fortnight (ફોર્ટનાઇટ) સેકન્ડ A second (સેકન્ડ)...મહીનો A month (મન્થ)...મીનીટ A minute (મીનીટ)...વરસ A year (ઇઅર)...કલાક An hour (અવર)...દશકો A decade (ડીકેઇડ)...દિવસ A day (ડે) ...સૈકો A century (સેન્ચ્યુરી)...અઠવાડીયું A week (વીક)...ઋતુઓ Seasons (સીઝન્સ) (શરદ) શીયાળો Winter (વીન્ટર), (ગ્રીષ્મ) ઉનાળો Summer (સમર), વસત Spring (સ્પ્રીન્ગ), પાનખર Autumn (ઓટમ) (અંગ્રેજીમાં ફક્ત ચારજ ઋતુઓ છે.)

ચોમાસું Monsoon (મોનસુન), Rainy season (રેઇની સીઝન) અમાસ The last (લાસ્ટ) day of the month. પુનમ The full moon. (ફુલમુન). બીજ The full-moon day. બીજનો ચંદ્ર The new moon. The cresoent (ક્રેસન્ટ) moon. ગ્રહણ Eclipse (ઇક્લીપ્સ)...ચંદ્ર ગ્રહણ Lunar (લ્યુનર) eclipse. સૂર્ય ગ્રહણ Solar eclipse; eclipse of the sun. સુદ શુક્લ પક્ષ The bright half (બ્રાઇટ હાફ) of the month. વદ–કૃષ્ણપક્ષ The dark half (ડાર્ક હાફ) of the month.

### Days of the week અઠવાડીયાના દિવસ

સોમવાર Monday (મન્ડે)...મંગળવાર Tuesday (ટયુઝડે)...બુધવાર Wednesday (વેન્સડે).. ગુરૂવાર Thursday (થર્સડે)...શુક્રવાર Friday (ફ્રાઇડે)...શનીવાર Saturday (સેટરડે)...રવિવાર Sunday

(સન્ડે)...રજાનો દિવસ Holiday (હોલીડે)

લાંબા સમયની રજા Vacation (વેકેશન) }
થોડી મીનીટની રજા Recess (રીસેસ) } નિશાળ માટે.

નોકરી અંગેની રજા Leave (લીવ) Permissoin (પરમીશન)

## Names of English months-અંગ્રેજી મહિનાનાં નામો

જાન્યુઆરી January ... જુલાઈ July
ફેબ્રુઆરી February ... ઓગસ્ટ August
માર્ચ March ... સપ્ટેમ્બર September
એપ્રીલ April ... ઓક્ટોબર October
મે May ... નવેમ્બર November
જુન June ... ડીસેમ્બર December

## Name of Gujarati months-ગુજરાતી મહીનાનાં નામો

કારતક Kartik ... વૈશાખ Vaishakh
માગશર Magashar ... જેઠ Jyeshtha (જ્યેષ્ઠ)
પોષ Posha ... અષાડ Ashad
મહા Magha (માઘ) ... શ્રાવણ Shravan
ફાગણ Falgun (ફાલ્ગુન) ... ભાદરવો Bhadrapad (ભાદ્રપદ)
ચૈત્ર Chaitra ... આસો Ashwin (આશ્વિન)

## Planets and other heavenly bodies
## ( પ્લેનેટસ એન્ડ અધર હેવનલી બોડીઝ)
### — ગ્રહો અને આકાશી પદાર્થો —

બ્રુહસ્પતિ Jupiter (જ્યુપીટર) ...શની Saturn (સેટર્ન) અથવા
પૃથ્વી The earth (અર્થ) ... Neptune (નેપચ્યુન)
મંગળ Mars (માર્સ) ... ચંદ્ર The moon (મુન)
શુક્ર Venus (વીનસ) ... સૂર્ય The sun (સન)
તારો A star (સ્ટાર) ... સપ્તર્ષિ The Great Bear

ધ્રુવનો તારો The pole (પોલ) star ...ગ્રહણ Eclipse (ઇક્લીપ્સ)
બુધ Mercury (મરક્યુરી) ... મૃગશીર્ષ The Orion (ઓરીયન)
ખરતો તારો A shooting star (શુટીંગ સ્ટાર) A meteor
વાદળા Clouds (ક્લાઉડ્ઝ) ...ધુમકેતુ A comet (કોમેટ)
આકાશ Sky (સ્કાઇ) ...સ્વર્ગ Heaven (હેવન)

## Signs of the Zodiac-રાશીઓનાં નામ

કર્ક Cancer (કેન્સર) ... મીન Pisces (પીસીઝ)
કન્યા Virgo (વર્ગો) ... મેશ Aries (એરીઝ)
કુંભ Aquarius (એક્વેરીઅસ) ... મિથુન Gemini (જેમીનાઇ)
તુલા Libra (લીબ્રા) ... વૃષભ Taurus (ટોરસ)
ધન Sagittarius (સેજીટેરીઅસ)...વૃશ્ચિક Scorpio (સ્કોર્પીઓ)
મકર Capricorn (કેપ્રીકોર્ન) ... સિંહ Leo (લીઓ)

## Parts of the body-શરીરના ભાગો

અંગ (યા) શરીર Body (બોડી) ... અવયવ Limbs (લીમ્બસ)
અવાળુ Gum (ગમ) ...ઉપલો હોઠ Upper lip (અપરલીપ)
નીચલો હોઠ Lower lip (લોઅર લીપ)...અંબોડો Braid (બ્રેઇડ)
અંગુઠો (પગનો) Toe (ટો) ... અંગુઠો હાથનો Thumb (થમ્બ)
એડી Heel (હીલ) ... આંખ Eye (આઇ)
આંખની પાંપણ Eye-lash(આઇલેશ)...આખનું પોપચું Eye-lid (આઇલીડ)
આંગળી Finger (ફીન્ગર) ... આંગળીનું ટેરવું Tip (ટીપ)
આંતરડા Entrails (એન્ટ્રેઇલ્સ)... આંખની કીકી Pupil (પ્યુપીલ)
આંખના ડોળા Eye-balls ... આખનો ગોખલો Socket
(આઇ બોલ્સ) (સોકેટ)
કીકીનો ફરતો સફેદ ભાગ White (વ્હાઇટ)...આંસુ Tears (ટીઅર્સ)
ફેર Caul (કોલ) ... નસકોરા Nostrils (નોસ્ટ્રીલ્સ)
કાન Ear (ઇઅર) ... નખ Nail (નેઇલ)

કમર Waist (વેઇસ્ટ) ... 
કપાળ Forehead (ફોરહેડ) ... 
કરોડ Back-bone (બેકબોન) ... 
કલેજું Lever (લીવર) ... 
કમળ (ગર્ભસ્થાન) Womb (વુમ્બ)... 
કંઠ Voice (વોઇસ) ... 
ખભો Shoulder (શોલ્ડર) ... 
ખુંધ Hump (હમ્પ) ... 
ખોપરી Skull (સ્કલ) ... 
ખોળો Lap (લેપ) ... 
ગરદન Neck (નેક) ... 
ગળું Throat (થ્રોટ) ... 
ગળાનો કાકડો Tonsil (ટૉનસીલ) ... 
ગુદા Anus (એનસ) ... 
ગાલ Cheek (ચીક) ... 
ઘુંટણ Knee (ની) ... 
વાળનો ગુચ્છો Lock (લોક) ... 
ગોટલા Muscles (મસલ્સ) ... 
ઘુંટી Ankle (એન્કલ) ... 
ચામડી Skin (સ્કીન) ... 
ચરબી Fat ( ફેટ ) ... 
ચહેરો Face ( ફેઇસ ) ... 
છાતી Chest (ચેસ્ટ) ... 
જઠર Stomach (સ્ટમક) ... 
જીભ Tongue (ટન્ગ) ... 
જડબું Jaw (જો) ... 
જાંગ Thigh (થાય) ... 

નાક Nose (નોઝ) 
નાકની દાંડી Bridge (બ્રીજ) 
નાડ Pulse (પલ્સ) 
પગ Leg, foot (લેગ-ફુટ) 
પગની પાની Instep (ઇનસ્ટેપ) 
પગનું તળીઉ Sole (સોલ) 
પાંસળી Rib (રીબ) 
પીઠ Back (બેક) 
પેટ Belly (બેલી) 
પેડુ Abdomen (એબ્ડોમેન) 
પલાંઠી Squatting (સ્કવૉટીગ) 
પિશાબ Urine (યુરીન) 
પિશાબની કોથળી Bladder (બ્લેડર) 
પિત્ત Bile (બાઇલ) 
ફેફસાં Lungs (લન્ઝ) 
બગલ Armpit (આર્મપીટ) 
બરોળ Spleen (સ્પ્લીન) 
ભમર Eye-brow (આઇબ્રો) 
ભેજું (મગજ) Brain (બ્રેઇન) 
મસો Wart (વોર્ટ) 
માથું Head (હેડ) 
માસ Flesh (ફ્લેશ) 
મરદની ઇંદ્રિય Penis (પેનીસ) 
મૂઠી Fist (ફીસ્ટ) 
મૂછ Moustaches (મુસ્ટેશીઝ) 
મૂત્રપિંડ Kidney (કીડની) 
મોઢું Mouth (માઉથ)

જમણો હાથ Right hand (રાઈટ હેન્ડ)...માંજરી આંખ Cat–eye (કેટ–આઈ)
ઝુલ્ફા Curls (કર્લ્સ)
ટાલ Baldness (બાલ્ડનેસ) ...યોની Vulva (વલ્વા)
ડાબો હાથ Left hand (લેફ્ટ હેન્ડ)...વીર્ય Semen (સીમેન)
ડાચું Jaw–bone (જો બોન) ...વીર્યાશય Seminal Vesicles (સેમીનલ વેસિકલ્સ)
ડુંટી Navel (નેવલ)
તલ Freckle (ફ્રેકલ) ...લોહી Blood (બ્લડ)
તાળવું Palate (પેલેટ) ...લાળ Saliva (સેલાઈવા)
થાન (સ્તન) Breast teats (બ્રેસ્ટ ટીટસ)...વાળ Hair (હેર)
થોભીઆ Whiskers (વ્હીસ્કર્સ) ...વેંત Span (સ્પેન)
થુંક Spittle (સ્પીટલ) ...વેઢા Knuckles (નકલ્સ)
દાઢી Beard (બીઅર્ડ) ...વૃષણ Testicle (ટેસ્ટીકલ)
દાંત Tooth (ટુથ) ...શ્વાસ નળી Wind pipe (વીન્ડ પાઇપ)
દાઢ Grinders (ગ્રાઈન્ડર્સ) ...સ્તનની ડીંટડી Nipple (નીપલ)
ધડ Trunk (ટ્રન્ક) ...સાંધા Joints (જોઇન્ટસ)
ધોરી નસ Artery (આર્ટરી) ...સાથળ Thigh (થાઈ)
નળી Vein (વેઇન) ...હડપચી Chin (ચીન)
હૃદય Heart (હાર્ટ) ...હાથ Hand (હેન્ડ)
હથેલી Palm (પામ) ...હાડકા Bones (બોન્સ)
જ્ઞાનતંતુ Nerve (નર્વ)

**Names of Diseases (નેઈમ્સ ઓફ ડીઝીઝીસ) રોગનાં નામો**

રોગ Disease (ડીઝીઝ); શ્વાસ Breath (બ્રેથ)
ચેપી (રોગ) Contagious (કોન્ટેજીઅસ); ઝેર Poison (પોઈઝન)
પરૂ Pus (પસ); ઉલટી Vomit (વોમીટ)
ગળાનો કાકડો Tonsil (ટોનસીલ), ઝાડો Motion (મોશન) Stool
જુલાબ Purgative (પરગેટીવ); તાવ Fever (ફીવર)
દુઃખાવો Ache (એઈક); Pain (પેઈન), નીટ Snot (સ્નોટ)
ખાસી Cough (કફ); ઓડકાર Eructation (ઈરૂકટેશન)

છીંક Sneeze (સ્નીઝ); શોષ (મોળ) Dryness (ડ્રાયનેસ)
ફીણ Foam (ફોમ) પરસેવો Perspiration (પરસ્પીરેશન)
દમ Asthma (અસ્થમા); ઉધરસ-ઠાંસો Dry cough (ડ્રાય કફ)
અજીરણ (બાદી) Indigestion (ઈન્ડાઈજેશન) અપચો
અછબડા Chicken-Pox (ચીકન-પોકસ); શીતળા. Small-pox
અટકાવ (રજોદર્શન) Menses (મેનસીસ); Monthly course
અતિસાર Diarrhoea (ડાયરીઆ) [ (મન્થલી કોર્સ)
અરૂચી Anorexia (એનોરેક્ઝીઆ); આંજણી Sty (સ્ટાય)
અળાઈ Rash (રેશ); આંકડી Cramp (ક્રમ્પ)
આંખો આવવી Conjunctivitis (કંજંકટીવીટીસ); Sore eyes
આધાશીશી Hemecrania (હેમીક્રેનીઆ); આંચકી-હેડકી
ઉન્માદ Insanity (ઇન્સેનીટી) [ Convulsions (કન્વલ્ઝન્સ)
ઉંટાટીયું Whooping cough (હૂપીગ કફ)
એકાંતરીઓ તાવ Intermittent fever (ઇન્ટરમીટન્ટ ફીવર)
કબજીયાત Constipation (કોન્સ્ટીપેશન)
કંઠમાળ Goitre (ગોઇટર); કમર વા Lumbago (લંબેગો)
કમળો Jaundice (જોન્ડીસ); કાળજ્વર Typhoid (ટાઇફોઇડ)
કલેજાનું દર્દ Lever complaint (લીવર કમ્પ્લેઇન્ટ)
કસુવાવડ Miscarriage (મીસકેરેઇજ)
કોગળીયું Cholera (કોલેરા); કોઢ Leprosy (લેપ્રસી)
ખરજવું Eczema (એકઝીમા); ખસ Itches (ઇચીઝ)
મોઢાનાં ખીલ Pimple (પીમ્પલ); આંખના ખીલ Granule (ગ્રેન્યુલ)
ખુજલી Scotch fiddle (સ્કોચ ફીડલ)
ગર્ભપાત Abortion (એબોર્શન)
ગલસુણાં Mumps (મમ્પસ); ગાંઠ Glands (ગ્લેન્ડસ)
ગુમડું Boil (બોઇલ); ચળ Pruritis (પ્રુરીટીસ)
ચાંદા (ઉપદંશ) Syphilis (સીફીલીસ); ઘારૂં Ulcer (અલસર)
ચસકા Neuralgia (ન્યુરેલ્જીઆ); ચાઠું Blotch (બ્લોચ)

ચૂંક Colic (કોલીક); ચોથીઓ તાવ Quartan fever (કવાર્ટન ફીવર)
છાતીમાં શૂળ મારવી Angina pectoris (એન્જીના પેક્ટોરીસ)
જખમ Wound (વુન્ડ); જલંદર Dropsy (ડ્રોપ્સી)
જીર્ણજવર (મંદ તાવ) Low fever (લો ફીવર)
ટાઢીઓ તાવ Ague fever (એગ્યુ ફીવર)
ચાંદી Venereal Disease (વીનીરીઅલ ડીઝીઝ)
તમ્મર Giddiness (ગીડીનેસ) Reeling (રીલીંગ)
તણુખા (બળતરા) Twitching pain (ટવીચીંગ પેઈન)
તાણ Hysteria (હીસ્ટીરીઆ), Cramp (ક્રેમ્પ) Fit (ફીટ)
તાપોટીઆ Boils (બોઇલ્સ) Granulation (ગ્રેન્યુલેશન)
દરાજ Ring-worm (રીન્ગ-વર્મ); દાંતનું દરદ Tooth-ache (ટુથ-એઇક)
ધનુરવા Tetanus (ટીટેનસ)
ધાત (ધાતુદોષ) Semen (સીમેન) Virile (વીરાઇલ)
નસકોરી ફુટવી Hemorrhage (હેમોર્ટઈજ)
નાળ Umbilical Cord (અમ્બીલીકલ કોર્ડ)
નાસુર Fistula (ફીસ્ટયુલા) Ulcer (અલ્સર) of the nose
પથરી Calculus (કેલ્કયુલસ) Gravule (ગ્રેવ્યુલ) Urinarystone (યુરેનરીસ્ટોન)
પક્ષપાત Hemepelegia (હેમીપ્લેજીયા)
પ્રમેહ (પરમીયો) Gonorrhœa (ગોનોરીઆ)
પ્રદર, Leucorhæa (લ્યુકોરીઆ)
પાંડુ (પીળું પડવું) Anæmia (એનીમીઆ)
પાઠું Carbuncle (કારબંકલ); પીશાબ બંધ થવો Ischury (ઇસ્ચરી)
પેટ ચઢવું Tympanitis (ટીમ્પેનાઇટીસ)
ફેર (ચક્કર) Giddiness (ગીડીનેસ); ફોલ્લી Pimple (પીમ્પલ)
ફેફરું Epilepsy (એપીલેપ્સી); ફોલ્લો Bubo (બ્યુબો)
બગાસુ Yawn (યોન); બહુમુત્ર Diabetes insipidus (ડાયાબીટીસ ઇન્સીપીડસ)
રતવા Erysipelas (એરીસીપેલસ)
અરોળ Ague cake (એગ્યુ કેઇક); ભગંદર Fistula (ફીસ્ટયુલા)

મરડો Dysentery (ડીસેન્ટરી) મરકી Plague (પ્લેગ)
મધુપ્રમેહ Diabetes mellitus (ડાયાબીટીસ મેલીટસ)
મસો Wart (વોર્ટ); માથાનો ખોડો Scurf (સ્કર્ફ)
મુર્છા Swoon (સ્વૂન); માથે લોહી ચઢવું Apoplexy (એપોપ્લેક્સી)
મચક Dislocation (ડીસલોકેશન), Sprain (સ્પ્રેઇન)
મોતીઓ Cataract (કેટેરેક્ટ); મોં આવવું Salivation (સેલીવેશન)
રક્તપીત્ત Scurvy (સ્કર્વી), Leprosy (લેપ્રસી)
રસોળી Molluscums (મોલસકમ્સ)
લકવો Paralysis (પેરેલીસીસ); લચક Sprain (સ્પ્રેઇન)
લોહીવિકાર Apoplexy (એપોપ્લેક્સી)
લુ Sun-stroke (સન-સ્ટ્રોક); વધરાવળ Hydrocele (હાઇડ્રોસીલ)
વિસ્ફોટક Eczema (એકઝીમા); વાળો Guinea-worm (ગીની વર્મ)
વીર્યશ્રાવ Spermatorrhœa (સ્પરમેટોરહિઆ)
શરદી Rheum (હ્યુમ), Chill (ચીલ), Cold (કોલ્ડ)
શેક Fomentation (ફોમેન્ટેશન); સનેપાત Delirium (ડીલીરીઅમ)
શ્લેખમ Coryza (કોરઇઝા), સસણી (વરાધ) Bronchitis
સંધીવા Rheumatism (ર્યુમેટીઝમ) [ (બ્રોન્કાઇટીસ)
સુવાવડ Confinement (કન્ફાઇનમેન્ટ)
સ્વપ્નસ્ત્રાવ Nocturnal (નોકટર્નલ), Discharge (ડીસ્ચાર્જ)
સારણગાંઠ Hernia (હર્નીઆ); સગ્રહણી Sprue (સ્પ્રુ)
સોજા Swelling (સ્વેલીંગ), હડકવા Hydrophobia (હાઇડ્રોફોબીઆ)
હરસ Piles (પાઇલ્સ), હેડકી Hickup (હીકપ)
ક્ષય Consumption (કંઝમ્પશન); Tuberculosis (ટ્યુબરક્યુલોસીસ)

### સગાઈ Relationship (રીલેશનશીપ)

સગો Relative (રીલેટીવ); વહાલો Dear (ડીઅર), Beloved
મા Mother (મધર), Mamma (મમ્મા) [ (બીલવેડ)
બાપ Father (ફાધર), Pappa (પપ્પા)
દાદા Grand-father (ગ્રાન્ડ-ફાધર)

× દાદી Grand-mother (ગ્રાન્ડ મધર)
પૌત્ર Grand-son (ગ્રાન્ડ સન), દૌહિત્ર-છોકરાનો છોકરો.
પૌત્રી Grand-daughter (ગ્રાન્ડ ડોટર), દુહીતા-છોકરાની છોકરી.
બાપદાદા Fore-fathers (ફોર ફાધર્સ) Ancestors (એન્સેસ્ટર્સ)
કાકા (Paternal) uncle (પેટર્નલ અંકલ)
કાકી (Paternal) aunt (પેટર્નલ આન્ટ)
મામા Maternal uncle (મેટર્નલ અંકલ)
મામી Maternal aunt (મેટર્નલ આન્ટ)
માસી Mother's sister (મધર્સ સીસ્ટર)
માસા Mother's sister's husband (મધર્સ સીસ્ટર્સ હસબન્ડ)
છોકરો Son (સન); દીકરી Daughter (ડોટર)
ભાઈ Brother (બ્રધર); બેન Sister (સીસ્ટર)
ફોઈ Father's sister અથવા Paternal—aunt
પિતરાઈ ભાઈ કે બ્હેન Cousin (કઝીન)
ભત્રીજો-ભાણેજ Nephew (નેફ્યુ) Brother's કે Sister's son.
ભત્રીજી Niece (નીસ); ભાણી Sister's daughter
ધર્મનો પિતા God-father; પાલક પિતા Foster-father
ધર્મની માતા God-mother; પાલક માતા Foster-mother.
ધર્મની બ્હેન God-sister (માની લીધેલી બેન)
ધાવ (આયા) Nurse (નર્સ), સેવાણી (દાયણ) Midwife (મીડવાઈફ)
સાવકો ભાઈ Step-brother (સ્ટેપ બ્રધર)
સાવકી મા Step-mother; સાવકો બાપ Step-father.
સાવકી બેન Step-sister; જોડીયા ભાઈબેન Twins (ટવીન્સ)
દૂધભાઈ Foster-brother (ફોસ્ટર બ્રધર)
દૂધબેન Foster-sister (ફોસ્ટર સીસ્ટર)
સસરો Father-in-law (ફાધર ઇન લૉ)

---

× માના મા ને બાપ હોય તો Maternal અને બાપના મા ને બાપ હોય તો Paternal બધા સગપણમા વપરાય છે.

સાસુ Mother-in-law (મધર ઇન લૉ)
સાળો Brother-in law (બ્રધર ઇન લૉ) Wife's-brother.
સાળી Sister-in-law (સીસ્ટર ઇન લૉ) Wife's sister.
ધણી (વર) Husband (હસબંડ); સ્ત્રી-વહુ Wife (વાઇફ)
ધણી ધણિઆણીનું જોડું (દંપતિ યુગલ) Couple (કપલ)
વરરાજા Bride-groom ( બ્રાઇડ ગ્રુમ )
વહુરાણી Bride (બ્રાઇડ) નવવધૂ-નવપરિણીતા.
જમાઈ Son-in-law ( સન ઇન લૉ )
વહુ (સાસુની) Daughter-in-law ( ડૉટર ઇન લૉ )
સાઢુ Wife's-sister's husband; બનેવી Sister's-husband
જેઠ Husband's elder (એલ્ડર) brother.
જેઠાણી Husband's elder brother's wife.
દીયર Husband's younger (યંગર) brother.
દેરાણી Husband's younger brother's wife.
નણંદ Husband's sister; ભોજાઇ-ભાભી Brother's wife
ધર્મનું સતાન Gold child (ગૉડ ચાઇલ્ડ)
વહીવટદાર Trustee (ટ્રસ્ટી); Executor (એક્ઝીક્યુટર)
વાલી Guardian ( ગાર્ડીઅન ); માબાપ Parents (પેરન્ટસ)
શેઠ Master (માસ્ટર); માલીક Owner (ઓનર)
નોકર-સેવક Servant (સર્વન્ટ) ભાડુત Tenant (ટેનન્ટ)
ભાગીદાર Partner (પાર્ટનર); વ્યવસ્થાપક Manager (મેનેજર)
પ્રતિનિધિ Agent (એજન્ટ), Representative (રેપ્રેઝન્ટેટીવ)

**Extra & Useful વધારાના ને ઉપયોગી**

કુંવારો Bachelor (બેચેલર), કુમારીકા Maiden (મેઇડન) Virgin
પરિણીતા Married (મેરીડ), વિધવા Widow (વીડો), [ ( વર્જીન.)
વિધુર Widower (વીડોઅર), બ્રહ્મચર્ય Celibacy (સેલીબસી)
પતિત Fallen ( ફૉલન ), વેશ્યા-પતિતા Prostitute (પ્રોસ્ટીટ્યુટ)
પતિવ્રત Chastity (ચેસ્ટીટી); પતિવ્રતા સ્ત્રી Chaste (ચેસ્ટ) woman

વ્યભીચાર Adultery ( એડલ્ટરી ) વ્યભીચારી Adulteress
હીજડો Eunuch (યુવક) [ (એડલ્ટરેસ )
શોક્ય Co-wife ( કોવાઇફ ); અત્યંજ Untouchable (અનટચેબલ)
વંશ-કુળ Race (રેઇસ); Generation ( જનરેશન )
વારસ Heir ( એર ), Inheritor ( ઇનહેરીટર ).
વારસો Heritage (હેરીટેજ); વંશાવળી Genealogy ( જીનીએલૉજી )
બચ્ચું Infant (ઇનફન્ટ); સગાંવ્હાલાં Kinsmen ( કીન્સમેન. )
નાગો-નગ્ન Naked ( નેકેડ ); કાણો One eyed ( વન-આઇડ )
અનાથ Orphan (ઓરફન) રતાંધળો Night-blind (નાઇટ-બ્લાઇન્ડ)
ચાર Paramour ( પેરેમર ); આશક Lover ( લવર )
સંબંધી Relative (રીલેટીવ); બીમાર Sickly (સીકલી)
બોબડો Stammerer (સ્ટેમરર); બદસુરત Ugly ( અગ્લી )
તાલ Baldness ( બાલ્ડનેસ ) આબાદ Prosperous (પ્રોસપેરસ)

## પોશાકો-Dresses ( ડ્રેસીસ )

ટોપી Cap ( કેપ ); ટોપસ Hat ( હેટ )
ડગલો Coat ( કોટ ); અડધો ડગલો Half-coat (હાફ કોટ)
લાંબો ડગલો Long-coat ( લૉન્ગ કોટ, આખો Over-coat)
મુંકટો-અબોટીયું Silk-cloth ( સીલ્ક-ક્લૉથ )
ઇજારો-પાટલુન Trousers ( ટ્રાઉઝર્સ ); પાટલુન Pant (પેન્ટ)
ઓઢણું Embroidered-cloth (એમ્બ્રોઇડર્ડ ક્લૉથ)
કબજો Vest (વેસ્ટ); કમરપટો Belt (બેલ્ટ)
કમખો Tucker (ટકર); કાચળી Bodice (બોડીઝ)
કોર Lace (લેઇસ); કસ Tie ( ટાઇ )
કફની Cloak ( ક્લોક ); Collar ( કૉલર )
કસ્તી Sacred-thread ( સેક્રેડ-થ્રેડ )
ધાબળો-કામળી Blanket ( બ્લેન્કેટ ); કીનખાબ Brocade (બ્રોકેઇડ)
સુતરાઉ Cotton ( કોટન ); ગરમ Woollen ( વુલન )

રેશમી Silken (સીલ્કન); કૃત્રિમ (બનાવટી) Artificial (આર્ટીફીશીયલ)
તંગીઓ Breeches (બ્રીચીઝ); દુપટ્ટો Scarf ( સ્કાર્ફ )
ધોતીઉ Lhotar (ધોતર) અથવા-Dhoti (ધોતી)
પીછોડી Scarf (સ્કાર્ફ); પાઘડી Turban (ટર્બન)
મોજાં Stockings (સ્ટાકીંગ્સ); અડધા મોજાં Socks (સોકસ)
પાટો Bandage (બેન્ડેજ); પેટી કોટ Vest-coat (વેસ્ટ-કોટ)
ચોલકું Blouse (ચોળી); કુડતું Jacket (જેકેટ)
સાડી Saree (સારી); ચણીઓ Petti coat (પેટીકોટ)
ફીટ Ribbon (રીબન); ખમીસ Shirt (શર્ટ)
બાંય Sleeve (સ્લીવ); ખીસું Pocket (પોકેટ)
ગવન Gown (ગાઉન); ગલપટો Neck-cloth (નેક--ક્લોથ)
ઘાઘરો Petti-coat (પેટી કોટ); જામો Robe (રોબ)
ઝબ્લો Cloak (ક્લોક); ઝબલુ Frock (ફ્રોક)
ઝોળી Hammock (હેમોક); ટુવાલ Towel (ટોવેલ) Napkin (નેપકીન)
વાસકુટ બંડી Waist-coat (વેઇસ્ટ કોટ)
સપાટ Slippers ( સ્લીપર્સ ); ફેંટો Turban (ટર્બન)
ઘૂમટો Veil (વેઇલ)
બટન Button (બટન); બુટ Boots (બુટસ)
બળોટીયુ Swadling-cloth (સ્વેડલીંગ ક્લોથ)
અગડુ Silken border (સીલ્કન બોર્ડર); મુગટ Crown (ક્રાઉન)
રૂમાલ Handkerchief (હેન્ડકરચીફ); સેલું Sash (સેશ)
શાલ Shawl (શૉલ); કતાન Canvass (કેન્વાસ)
ઓની ટોપી Bonnet (બોનેટ), હાથના મોજાં Gloves (ગ્લોવ્ઝ)
કીનારી Border (બોર્ડર); છીટ Chintz (ચીન્ટઝ)
ડગન Drill (ડ્રીલ) ફલાલીન Flannel (ફ્લેનલ)
અસ્તર Lining (લાઇનીગ); ઢાંકણુ (પડ) Cover
શણુ Linen (લીનન); મખમલ Muslin ( મઝલીન )
ગલેબંધ Muffler (મફલર ; નેકટાઇ Necktie (નેકટાઇ)
રેશમી કપડુ Satin (સાટીન); અંગરખો Tunic (ટયુનીક)

મખમલ Velvet (વેલવેટ); સુતર Yarn (યાર્ન)
રફુ કરવું Darn (ડાર્ન); ફાંસો Loop (લુપ)
દોરો Thread (થ્રેડ); ગાદી Mattress (મેટ્રેસ)
રજાઇ Quilt (ક્વીલ્ટ); ચાદર Sheet (શીટ) [ (એમ્બ્રોઇડર)
સીવવું Sew (સો); ગુંથવું Knit (નીટ); ભરવું Embroider

## Estables & Drinks ( ઇટેબલ્સ એન્ડ ડ્રીન્કસ )

## —: ખાવા-પીવાની વસ્તુઓ:—

અનાજ Corn (કોર્ન); grain (ગ્રેઇન); પાક Crop (ક્રોપ)
રોટલી Bread (બ્રેડ); પોળી–પુરી Cake ( કેઇક )
ખોરાક Food (ફુડ); meal (મીલ); રોટલો Loaf (લોફ)
પાન Betel leaf (બીટલ લીફ); સોપારી Nuts (નટસ)
તંબાકુ Tobacoo (ટોબેકો), ખુદો Mince meat ( મીન્સ મીટ )
જવ Barley ( બાર્લી ); ધાણી Parched grain ( પાર્ચ્ડ ગ્રેઇન )
ભુસું-ભુસું Bran ( બ્રેન ); પૌંવા Flattened rice (ફ્લેટન્ડ રાઇસ)
ચણા Gram (ગ્રામ), ભાત Boiled rice ( બોઇલ્ડ રાઇસ )
અડદ–વાલ Kidney beans (કીડની બીન્સ)
દાળ–કઠોળ Pulse (પલ્સ); Kegumes ( કેગ્યુમ્સ )
મસુર (દાળ) Lentil (લેન્ટીલ); ભાખરી Bun (બન)
મકાઇ Maize (મેઇઝ); મમરા Parched rice ( પાર્ચ્ડ રાઇસ )
જવ Malt (મોલ્ટ); મલીદો Pudding (પુડીંગ)
બાજરી Millet (મીલેટ); માવો–મેદો Pulp (પલ્પ)
ડાંગર Paddy (પેડી); રાયતું Mustard pickles (મસ્ટર્ડ પીકલ્સ)
વટાણા Peas (પીઝ); લાડુ Sweet–ball (સ્વીટ–બોલ)
ચોખા Rice (રાઇસ); લોટ Flour (ફ્લર)
ઘઉં Wheat (વ્હીટ); વડી Pat–cake (પૅટ–કેઇક)
મઠ Vetches (વેચીસ); શાક Vegetable (વેજીટેબલ)
જુવાર Juwar (જુવાર); સીરો Syrup (સીરપ)
રાબડી–કાંજી Gruel (ગ્રુઅલ); સેરવો Broth (બ્રોથ)

ખીર-કંસાર Soup (સુપ); સાકર Lump sugar ( લમ્પ સ્યુગર )
મીઠાઈ Sweetmeat (સ્વીટમીટ); Confectionery (કન્ફેક્શનરી)
માંસ Meat (મીટ); ખાંડ Sugar (સ્યુગર)
ઘેટાંનું માંસ Mutton (મટન); મધ Honey (હની)
ડુક્કરનું માંસ Pork ( પોર્ક ); ગોળ Molasses (મોલેસીસ)
ગાયનું માંસ Beef (બીફ); કઢી Curry (કરી)
કાચું માંસ Ray-flesh-(રૅા-ફ્લેશ); મચ્છી Fish
કણેક Dough (ડૅા) કચુમર કરવી Mince (મીન્સ)
ધારીપુરી Wheaten-cake (વ્હીટન કેઇક); ઈંડું Egg (એગ)
મુરબ્બો Jelly (જેલી); બીસ્કુટ Biscuit (બીસ્કીટ)
માખણ Butter (બટર); દહી Curds (કર્ડસ)
મલાઈ Cream (ક્રીમ); આઇસક્રીમ (Ice-cream)
મઠો Butter-milk (બટર-મીલ્ક); દુધપાક Rice-pudding
પનીર Cheese (ચીઝ); અથાણું-આચાર Pickle (પીકલ)
ચટણી Sause (સોસ); આદુ Ginger (જીંજર)
મરચું Chilly (ચીલી); મીઠું Salt (સોલ્ટ)
કણકી Broken bits of rice (બ્રોકન બીટસ ઓફ રાઇસ)
કુસકી-ફોતરાં Bran (બ્રેન); ખીચડી Hotch-potch (હોચપોચ)
પાપડ Thin crisp cake (થીન ક્રીસ્પ કેઇક); પકવાન Pastry (પેસ્ટ્રી)
ઘી Ghee (ઘી) Clarified butter (ક્લેરીફાઇડ બટર)
છાસ Whey (વ્હે); butter-milk (બટર-મીલ્ક)
સમોસા Pie ( પાઇ ), તેલ Oil ( ઓઇલ )
દીવેલ-એરંડીયું Castor oil ( કેસ્ટર આઇલ )
ચાહ Tea (ટી); દુધ Milk (મીલ્ક); કોફી Coffee ( કાફી )
દારૂ-શરાબ Whisky (વ્હીસ્કી); liquor (લીકવર), wine (વાઇન)
દવા Medicine (મેડીસીન); અફીણ Opium (ઓપીઅમ)
ભાંગ Hemp-flowers (હેમ્પ-ફ્લાવર્સ)
તાડી Toddy (ટાડી)
સીગારેટ Cigarette (સીગારેટ); ચીરૂટ Chiroot

## ( Extra & Useful વધારાના ને ઉપયોગી )

પ્રવાહી Liquid (લીક્વીડ) ...ગ્યાસતેલ Kerosene (કેરોસીન)
તપખીર Snuff (સ્નફ) ...સુગંધી smell (સ્મેલ)
ચાવવું Chew (ચ્યુ) ...ગળવું Swallow (સ્વૉલૅ)
ટીકડી Tablet (ટેબ્લેટ) ...અર્ક Essence (એસેન્સ)
સુગંધ Perfume (પરફ્યુમ) ...અત્તર Scent (સેન્ટ)
ભૂખ Hunger (હંગર) ...તરસ Thirst (થર્સ્ટ)
સવારનો નાસ્તો Breakfast (બ્રેકફાસ્ટ)...બપોરનું ખાણું Lunch (લંચ)
જમવું-જમાડવું Dine (ડાઇન) ...એઠવાડ Offal (ઓફલ)
જમણવાર Dinner (ડીનર) ..Dinner-Party (ડીનર-પાર્ટી)
ન્યાતી ભોજન Caste-dinner ( કાસ્ટ ડીનર )
ઉજાણી Feast (ફીસ્ટ) ...રાતનું ભોજન Supper (સપર)

## Flowers ( ફ્લાવર્સ ) ફૂલો

કમળ Lotus (લોટસ) ...કરેણ Pink-rose (પીન્ક રોઝ)
કેવડો Pandanus odoratiseimus (પેન્ડેનસ ઓડોરેટીસેઇમસ)
ગજરો Chaplet of flowers (ચેપ્લેટ ઓફ ફ્લાવર્સ)
અસગોટો Trumpet flower ( ટ્રમ્પેટ ફ્લાવર )
ગુલછડી Tube-rose (ટયુબ રોઝ)...કળી Bud (બડ)
ગુલાબ Rose (રોઝ) ...મેંદી Myrtle (મર્ટલ)
ચંબેલી-જુઇ Jasmine (જેસ્મીન) ...તુળસી Basil (બેસીલ)
નરગેશનું ફૂલ Narcissus (નર્સિસસ)...મોગરો Daisy (ડેઝી)
વેણી Braid of flowers ( બ્રેડ ઓફ ફ્લાવર્સ )
બટ મોગરો Double daisy (ડબલ ડેઇઝી)
સેવંતીનું ફૂલ Camomile ( કેમોમાઇલ )...સુરજમુખી Sun-flower [ ( સન ફ્લાવર )
ચંદ્રમુખી Moon flower ( મુન ફ્લાવર )
હાર Wreath (રીથ) ...ગુલાબજળ Rose-water (રોઝ-વોટર)

## Fruits (ફ્રુટસ) ફ્ળો

અનેનાસ Pine-apple (પાઇન એપલ)...અંજીર Fig ( ફીગ )
કમરક Averrhoa-carambola ( એવેરરોઆ કેરેમ્બોલા )
કરમદા Corinda Fruit ( કોરીન્ડા ફ્રુટ )...કેરી Mango (મેન્ગો)
કેળું Plantain (પ્લેનટેઇન) ... ખાટું લીંબુ Lime (લાઇમ), Lemon
કોઠ Wood-apple (વુડ એપલ) [ ( લેમન )
જરદાલુ Apricot એપ્રીકોટ ...જાંબુ Rose apple ( રોઝ એપલ )
જામરૂખ Guava ( ગ્વાવા ) Pear ( પેર )
દાડમ Pomegranate ( પોમીગ્રેનેટ )...લીલી દ્રાક્ષ Grapes (ગ્રેઇપ્સ )
નારંગી Orange (ઓરેન્જ)...નારીયેળ Coconut ( કોકોનટ )
પપૈયું Pepsin ( પેપસીન ) ...ફ્ણસ Jack-fruit ( જેક ફ્રુટ )
ફાલસા Gremia orientalas (ગ્રેમીઆ ઓરીએન્ટેલાસ)
બોર Cherries (ચેરીઝ) Berry ( બેરી ) ...મકાઈ Maize ( મેઇઝ )
મગફળી Ground nut (ગ્રાઉન્ડ નટ) ...મીઠું લીંબુ Citron (સાઇટ્રન)
રામફળ Amona Raticulata (એમોના રેટીક્યુલેટા)
શેતુર Mulberry (મલબેરી) ..શેરડી Sugar cane (સુગર કેઇન)
ચીકુ Peach (પીચ) ...સફરજન Apple (એપલ) quince (ક્વીન્સ)
સોનેરી કેળું Banana (બનાના)...
હાફુસ Alphonzo ( આલ્ફોન્ઝો ) ... તડબુચ Water-melon
સકરટેટી Musk melon (મસ્ક મેલન)... [ ( વોટર-મેલન )
સીતાફળ Custard apple (કસ્ટર્ડ)...જામફળ Guava (ગ્વાવા)
મોસંબી Mosombique (મોઝમ્બીક)...આમલી Tamarind (ટેમેરીન્ડ)

## Dry fruits ets. ( ડ્રાય ફ્રુટસ ) સુકો મેવો વગેરે

એલચી Cardamums ( કાર્ડેમમ્સ ) ...આલુ Plums ( પ્લમ્સ )
અખરોટ Walnut ( વોલનટ ) ...આરારૂટ Arro-root (એરો રૂટ)
સુકી દ્રાક્ષ Raisins ( રેઇઝીન્સ )...કાજુ Cashew nut (કેસ્યુ નટ)
ખજુર ખારેક Date ( ડેઇટ )

ચારોળી Chirongia sapida ( ચિરોંજીઆ સેપીડા )
પીસ્તા Pistachio-nut ( પિસ્તાશીઓ નટ )
સીગોડાં Trapa-bi·pinosa ( ટ્રેપા બીસ્પીનોસા )
સોપારી Betel nut ( બીટલ નટ )...બદામ Almond (આમંડ)

## — Vegetables ( વેજીટેબલ્સ ) વનસ્પતિ —

આદુ Green ginger ( ગ્રીન જીન્જર )...અળધ લીલી Turmeric [ ( ટરમેરીક )
લસણ Garlic (ગાર્લીક).. ફુદનો Mint (મીન્ટ)
કોથમીર Coriander plant ( કોરીએન્ડર પ્લેન્ટ )
કાકડી Cucumder (કયુકમ્બર)...કાંદા Onions ( ઓનીઅન્સ )
કોબી Cabbaga (કેબેજ)...કોળું Pumpkin (પમ્પકીન)
કોબી ફ્લાવર Cauli flower (કોલી ફ્લાવર)...ભાજી Sorrel (સોરેલ)
ગલકું Cucumis ruleatus (કયુકમીસ રુલીઅટસ)
ગાજર Carrot (કેરેટ)...ચીલડું Musk melon (મસ્ક મેલન)
દુધી White pumpkin (વ્હાઇટ પમ્પકીન) Gourd (ગોર્ડ)
પંડોલ Snake gourd (સ્નેઇક ગોર્ડ)...પાપડી Bean pods [ ( બીન પોડસ )
બટાટા Potatoes (પોટેટોઝ)
ભીંડાં Lady's Fingers (લેડીઝ ફીન્ગર્સ)...વેંગણ Brinjal [ ( બ્રીન્જલ )
ટમાટા Tomato (ટામેટા)...
રતાળુ કંદ Yam (યામ)...સુરણ Bulbs root (બલ્બસ રુટ)
મુળો Radish (રેડીસ)...તાદળજાની ભાજી Potherb (પોટહર્બ)
શીંગ Beans (બીન્સ)...મેથીની ભાજી Fenu greek ( ફેનુ ગ્રીક )
લાલ મરચું Capsicum ( કેપ્સીકમ )... લીલાં મરચાં Chilies (ચીલીઝ)
સકરીઆં Sweet potatoes (સ્વીટ પોટેટોઝ), Yam red (યામારેડ)
ફણસી Jack-wood (જેક વુડ), French beans ( ફ્રેન્ચ બીન્સ )
ગુવાર Vetches (વેચીઝ)...તુરીઆ Ribbed gourds ( રીબ્ડગોર્ડસ )
કારેલાં Bitter gourds (બીટર ગોર્ડઝ)...બીઆં Seeds (સીડઝ)

## Grocery & Spices (ગ્રોસરી એન્ડ સ્પાઇસીસ)
### — ગાંધીઆણું અને તેજાના —

અક્કલગરો Pellitary(પેલીટરી)...અજમો Aloes-wood (એલોઝવુડ)
અળસી Linseed ( લીનસીડ )
અરીઠા Soap-nuts (સોપ નટસ)...આંબળા Hog plums
આંબાઅળધ Zedory turmeric (ઝેડોરી ટર્મેરીક)...[ (હોગ પ્લમ્સ)
એળાયો Aloe (એલો)...અગરબત્તી Pastil (પેસ્ટીલ)
અબરખ Talc (ટેલ્ક)...ઇંદ્રજવ Conesi-seed (કોનીસીસીડ)
કપુર Camphor (કેમ્ફર)...કરીઆતું Chiretta ( ચીરેટા )
કસ્તુરી Musk (મસ્ક)...કમળ કાકડી Lotus seeds (લોટસ સીડ્ઝ)
કાથો Catechu (કેટેશુ)...કેવડો Orris (ઓરીસ)
કાળી જીરી Fleabane purple (ફ્લીબેઇન પર્પલ)
કાળી મુસળી Nelepanny root (નેલીપન્ની રૂટ)
કેસર Saffron (સેફ્રન)...કેસુડીના ફૂલ Shoe-flower (શુફ્લાવર)
કોકમ Mangosteen (મેંગોસ્ટીન)...કાળામરી Pepper black
ખસખસ Poppy seeds (પોપી સીડ્ઝ)... [ ( પીપર બ્લેક )
કોપરૂં Kernel of coconut ( કર્નલ ઓફ કોકોનટ )
ખડી Chalk (ચોક)...ખાર-સંચોરો Borax (બોરેક્સ)
ગળી Indigo ( ઇન્ડીગો )...ગંધક Sulphur (સલ્ફર)
ગેરૂ Ruddle (રૂડલ)...ગુંદર Gum (ગમ)
ગુગળ Dellium (ડેલીઅમ)...ગોખરૂ Caltrops ( કેલ્ટ્રોપ્સ )
ગુલકંદ Conserve of roses (કન્ઝર્વ ઓફ રોઝીઝ)
ગુલાબજળ Rose-water (રોઝ-વોટર)...ઘોડાવજ Acorus (એકોરસ)
ચીનીકબાલા Cubebs (ક્યુબેબ્સ)
જાયફળ Nut meg (નટ મેગ)...જાવંત્રી Mace (મેઇસ)
જીરૂ Cumin seed (કમીન સીડ)...જેઠીમધ Licorice (લીકોરીસ)
ઝેરકોચલા Nuxvomica (નકસવોમીકા)...ટંકણખાર Tincal (ટીંકલ)
તલ Sesamum Seeds ( સેસમમ સીડ્ઝ )

તુકમરીઆ Ocymum pilosum (ઓસીમમ પીલોસમ)
તજ Cinnamum (સીનેમમ)...ધતુરો Thorn apple (થોર્ન એપલ)
ધાણા Coriander-seed (કોરીએન્ડર સીડ)...ધોળા મરી white
નવસાર Amonia (એમોનીઆ) [ Pepper (વાઇટપીપર)
નેપાળો Groton-tiglium (ક્રોટન ટીગ્લીમ)
પીપર (લીંડી) Long pepper (લોંગ પીપર)
પીપરી મુળ Pepper root
ફટકડી Alum (એલમ) ...ખુંદ Coffee (કોફી)
બહેડાં Beliric Myrobalan galls (બેલીરીક માયરોબેલેન ગોલ્સ)
ભીલામું Marking nut ( માર્કીંગ નટ )...મજીઠ Madder ( મેડર )
મેથી Fenu greek (ફેનુ ગ્રીક )...મીણ Wax (વેક્સ)
મોરથુથુ Blue vitriol (બ્લુ વીટ્રીઓલ)...રેવંચીનો શીરો Gamboge
રેવંચી Rhubarb (રૂબાર્બ) [ ( ગેમ્બોજ )
રતાંજલી Red sandle wood (રેડ સેન્ડલ વુડ)
રોગન Varnish (વાર્નીશ)...રાઇ Mustard seeds (મસ્ટર્ડ સીડઝ)
લવંગ Cloves (ક્લોવ્ઝ)
લાખ Sealing wax (સીલીંગ વેક્સ)...લોબાન Benzoin (બેન્ઝોઇન)
વરીઆળી Fennel seeds (ફેન્યુએલ સીડઝ)
શંખજીરૂ (સંજીરૂ) Soap stone (સોપ સ્ટોન) Boric ( બોરીક )
સંચળ Bitlaban (બીટલેબન)...સરસવ Repseed (રેપ્સીડ)
સફેતો Ceruse (સેર્યુઝ)...સાજીખાર Barilla (બેરીલ્લા) Natron (નેટ્રન)
સીંદુર Red Led (રેડ લેડ)
સિંધવ Rock salt (રોક સોલ્ટ)...સુખડ Sandle wood (સેન્ડલવુડ)
સુંઠ Dry ginger (ડ્રાય જીન્જર)
સુરમો Metallic ore (મેટલીક ઓર); Antimony (એન્ટીમની)
સુરોખાર Potash-Nitrate (પોટાશ નાઇટ્રેટ)
સાબરસીંગ Elk-horn (એલ્ક હોર્ન)...સાબુચોખા Sago (સેગો)

સુઆ Anise seed (એનીઝ સીડ)...સોમલ Arsenic (આર્સેનીક)
સોનાગેરૂ Ochre-red (ઓક્રીરેડ)...સોનામખી Senna leaves
હરડે Myrobalan (માયરોબેલેન) [ ( સેના લીવ્ઝ)
હીમજ (હરડે) Myrobalan chabulic ( માયરોબેલેન કેબ્યુલીક )
હળધર Turmeric ( ટરમેરીક )...હીંગ Assafoetida (એસાફીટીડા)
હીંગળો Vermilion (વર્મીલીઅન)....હીરાકસી Green Vitriol
મસાલો Condiment (કોન્ડીમેન્ટ)... [ ગ્રીનવીટ્રીઓલ )
વધાર Seasoning (સીઝનીંગ)......સુવા Fennel (ફેનલ)

( **Drugs-medicines etc.** ( ડ્રગ્સ મેડીસીન્સ )

**ઓસડીઆં-ઔષધો વગેરે**

ફુલાવેલી ફટકડી Fried alum (ફ્રાઇડ એલમ)
સુવાનું પાણી Dill water (ડીલ વૉટર)
ચુનાનું પાણી Lime water (લાઈમ વૉટર)
નારંગીની છાલ Orange peel (ઓરેંજ પીલ)
માછલીનું તેલ Cod liver oil ( કોડ લીવર ઓઇલ )
એરંડીયુ Castor oil (કેસ્ટર ઓઇલ)...એસીટીક એસીડ Asetic
સુરાખારનો તેજાબ Nitric acid (નાઇટ્રીક એસીડ) [ acid
લીંબુનો તેજાબ Citric acid (સાઇટ્રીક એસીડ)
મીઠાનો તેજાબ Hydrochloric acid (હાઇડ્રોક્લોરીક એસીડ)
ફોસ્ફરસનો તેજાબ Phosphoric acid (ફોસ્ફોરીક એસીડ)
ગંધકનો તેજાબ Sulphuric acid ( સલ્ફ્યુરીક એસીડ )
કાપુરનું પાણી Aqua camphor (એક્વા કેમ્ફર )
ચુનાનું પાણી Aqua calcium (એક્વા કેલ્સીયમ) કોયલીન Quinine
(ક્વીનાઇન)
જસતની ભસ્મ Oxid of Zinc (ઓક્સાઈડ ઑફ ઝીન્ક)
અસ્થની ભસ્મ Phosphate of lime ( ફોસ્ફેઇટ ઓફ લાઇમ )
ચોસના ડોડા Poppy capsules (પૉપી કેપસ્યુલ્સ)
વીલાયતી મીઠું Epsom salt (ઇપ્સમ સોલ્ટ). Magnesium (મેગ્નેઝીયમ)

છાલ Bark (બાર્ક)
સાજીખાર-પાપડખાર Carbonate of soda ( કારબોનેટ ઑફ્ સોડા)
પારો Mercury ( મરક્યુરી ) ...
રસકપુર Perchloride of mercury (પરક્લોરાઇડ) આસવ Wine [ ( વાઇન )
અર્ક Tincture (ટીંક્ચર)
ક્વાથ Decoction ( ડીકોકશન ) ... ગોળી Pill (પીલ) Tablet [ ( ટેબ્લેટ )
ચૂર્ણ Powder ( પાઉડર)
ચોપડવાનું તેલ Liniment (લીનીમેન્ટ)
દંતમંજન Dentifrice (ડેન્ટીફ્રાઇસ), Tooth-powder
પાણી Aqua (એક્વા) ...પીવાનું ઓસડ Potion (પોશન)
દવાનું પ્રમાણ Dose (ડોઝ) ... પુષ્ટિકારક Tonic (ટોનિક)
ઉત્તેજક Stimulant (સ્ટીમ્યુલન્ટ)... બાફ Vapour (વેપર)
તેજાબ Acid, લેપ Plaster (પ્લાસ્ટર) ..ચોળવાની દવા Massage [ ( મસાજ )
શેક Fomentation (ફોમેન્ટેશન)
સારક Laxative (લેકઝેટીવ) ... રેચક Purgative (પરગેટીવ)
સોગઠી Suppository (સપોઝીટરી) ...મલમ Ointment (ઓઇન્ટમેન્ટ)
ઉપરથી ગળી લાગે એવી Sugar-coated (સ્યુગર કોટેડ)
સત્વ Extract (એક્સ્ટ્રેક્ટ) ... મિશ્રણ Mixture (મીક્ષ્ચર)
વાઢકાપ Operation (ઓપરેશન) ... પોટીસ Poultice (પોલ્ટીસ)
સર્જન Surgeon (સર્જન) ... નસ્તર Lancet (લેન્સેટ)
શરીરમાં દવા પ્રવેશ કરવી Injection (ઇન્જેક્શન)
આંખમા આંજવાની દવા Lotion (લોશન)

## Trees-plants and parts ( ટ્રીઝ પ્લેન્ટસ એન્ડ પાર્ટસ )
## ઝાડ, પાન અને ભાગો

*તાડ Palm tree (પામ ટ્રી)...ગુલાબનો છોડ Rose bush (રોઝ બુશ)

*આંબો-આમલી-અંજીર-નાળિયેર વિગેરે ઝાડોના નામ તેના ફળના નામ અગાઉ આપ્યાં છે, તેની પછી tree વધારે લગાડી દેવાથી થઈ જાય છે.

ખજુરી Date palm (ડેઇટ પામ)
પીપળો Peepul tree (પીપલ ટ્રી)...આસોપાલવનું ઝાડ Asoca tree [(અસોક ટ્રી)
લીંબુડી Lemon bush (લેમન બુશ)
ગુંદરનું ઝાડ Accasia tree (એકેશીયા ટ્રી)...સાગ Teak (ટીક)
વાંસ Bamboo (બામ્બુ) ... ડાળી Branch (બ્રાન્ચ)
ખીલેલું ફૂલ Blossom (બ્લોસમ)...નસ-તંતુ Fibre (ફાઇબર)
રેસાં Pulp (પલ્પ) ...મૂળ Root (રૂટ)
કાંટા Thorns (થોર્ન્સ) ...ફૂલ Flower (ફ્લાવર)
પાંદડાં Leaves (લીવ્ઝ) ...થડ Trunk (ટ્રન્ક)
લાકડું Wood (વુડ) ...રસ Juice (જ્યુઇસ)
છોડવા Plants (પ્લેન્ટસ) ...વેલા Creepers (ક્રીપર્સ)

## Ornaments Jewels & Stones (ઓર્નામેન્ટસ જ્વેલ્સ એન્ડ સ્ટોન્સ)

આરસપહાણ Marble (મારબલ) ...ચકમક Flint (ફ્લીન્ટ)
પોખરાજ Topaz (ટોપઝ) ...મોતી Pearl
રત્ન Jewel (જવેલ) ...હીરો Diamond (ડાયમંડ)
હીરાકણી Small diamond (સ્મોલ ડાઇમન્ડ)...અકીક Acornelian [(ઓકોર્નીલીઅન)
પરવાળુ Coral (કોરલ)
માણેક Ruby (રૂબી) ...પન્ના Emerald (એમરેલ્ડ)
નીલમ Sapphire (સેફાયર) ...મણી Gem (જેમ)
આંકડી Hook (હુક) ...એરીંગ-કર્ણફૂલ Ear-ring [(ઇઅર-રીંગ)
સાંકળા Anklets (એન્કલેટસ) ...કડાં Hoops (હુપ્સ)
કંકણ-બાજુબંધ Armlet (આર્મલેટ)...બંગડી Bangles (બેન્ગલ્સ)
કંઠી-હાર Necklace (નેકલેસ) ...કંદોરો Waist band [(વેઇસ્ટ બેન્ડ)
ચુડી Bracelet (બ્રેસલેટ)
નથની Nose ring (નોઝ રીંગ) ...વીંટી Ridg (રીંગ)

